# ફતાવા ફલાહિય્યહ

## ભાગ : ૩

ઈફાદાત

**હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.)**

માજી શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

ભૂતપૂર્વ પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખા

સ્થાપક : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

પ્રકાશક

**હાફિઝ અરજદ મુફતી અહમદ બેમાત સા.**

**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત**

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,
ગુજરાત: ૩૯૪૧૧૫

www.muftibemat.com

فَلَوْلَا نَفَرَ مِنْ كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَائِفَةٌ لِّيَتَفَقَّهُوْا فِي الدِّيْنِ

અર્થ : તો એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જૂથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે. (સૂરએ તૌબા : ૧૨૨)

# ફતાવા ફલાહિય્યહ

# ભાગ : 3

## ઈફાદાત


## હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.)

માજી શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

**ભૂતપૂર્વ પ્રમુખ :** જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખ

**સ્થાપક :** દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

### મુરત્તિબ

**મુફતી મુજતબા હસન કાસ્મી**

### અનુવાદક

### અહમદહુસેન ઉમર ગાજી



### પ્રકાશક

**જનાબ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા.**

**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત**

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,

ગુજરાતઃ ૩૯૪૧૧૫

# ફતાવા ફલાહિય્યહ ભાગ : ૩

## કિતાબની વિગત



| | | |
|---|---|---|
| ※ | કિતાબનું નામ : | ફતાવા ફલાહિય્યહ ભાગ : ૩ |
| ※ | ઈફાદાત : | હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) |
| ※ | મુરત્તિબ : | મુફતી મુજતબા હસન કાસ્મી |
| ※ | અનુવાદક : | અહમદહુસેન ઉમર ગાજી |
| ※ | કુલ પેજ : | ૩૩૬ |
| ※ | પ્રકાશન વર્ષ : | નવેમ્બરઃ ૨૦૨૦– રબીઉલ અવ્વલઃ ૧૪૪૨ |
| ※ | પ્રથમ આવૃત્તિ : | ૧૧૦૦ |
| ※ | પ્રકાશક : | હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા. |
| ※ | કિંમત : | ૧૬૦ |
| ※ | મુદ્રક : | એમ. કે. ઓફસેટ પ્રિન્ટર્સ દિલ્લી : ૧૧૦૦૦૬ મો. નં. ૯૮૧૦૦૯૩૯૦૧ |
| ※ | વેબસાઈટ : | www.muftibemat.com |

# કિતાબ મેળવવાના સ્થળો

**(1) દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી**

મદની નગર, મુ.પો. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાતઃ ૩૯૪૧૧૫ સંપર્ક નં. ૦૨૬૪૬ ૨૭૪૨૪૩ – ૯૦૫૪૮ ૮૫૭૮૬

**(2) અમરીન બુક એજન્સી**

૩–બ્લોક – ૧ મ્યુનિસિપલ કવાટર્સ, જમાલપુર એસ ટી. રોડ

અમદાવાદ : મો. નં. ૮૪૦૧૦ ૧૦૭૮૬

**(3) મુફતી ખલીલ અહમદ લુલાત નદવી સા.**

મદ્રસા નુરૂલ ઈસ્લામ કોસંબા મો.નં. 94087 46664 / 6353080460

**(4) મહમૂદ કિતાબ ઘર**

મોટા બજાર, જામા મસ્જિદની પાછળ, મલેકવાડ– નવસારી : ૩૯૬૪૪૫

ગુજરાત–ઈન્ડિયા મો. નં. 98243 44735 / 96241 60091

**(5) હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત સા.**

ખાદિમ : મસ્જિદે ઉમર (હેમિલ્ટન – કેનેડા) મો. નં. 905 966 4141

**(6) મુફતી આદમ કોયા સા.**

મદ્રસા કાસિમુલ ઉલૂમ મો. નં. 416 431 2589

3482 Lawrence Ave. E,2 ed Floor, Unit 208 Scarborough, on. M1H 3E5

**(7) મવ. અ.સમદ સિંજીવાડા સા.**

મસ્જિદની પાછળ – મલેક ફળિયું , સિંજીવાડા – તા. માતર જી. ખેડા

મો. નંબર : 96010 62263

**(8) હાફિઝ ઈલ્યાસ ઝાંઝી સાહેબ**

મો. નંબર : 94283 26946

# અનુક્રમણિકા



## જનાઝા વિશે વિવિધ મસાઈલ

## મૃત્યુ સમયનું બયાન



## મય્યિતને ગુસલ આપવા વિશે

## મય્યિતને કફન આપવાનું બયાન



## જનાઝાને ઉઠાવવાનું બયાન

# જનાઝાની નમાઝનું બયાન

## દફનનું બયાન

## ઈસાલે સવાબનું બયાન

## તઅઝિયત – તસલ્લી આપવાનું બયાન



## ઝિયારત અને કબરોનું બયાન

## શહીદનું બયાન



## ઝકાત વાજિબ હોવાનું બયાન

## સોના, ચાંદી અને નોટ ઉપર ઝકાત



## ઉશ્ર અને ખિરાજ એટલે ખેતીની ઝકાતનું બયાન

## ઝકાત અદા કરવાનું બયાન

## ઝકાત ખર્ચ કરવાની જગ્યાઓનું બયાન

## સદકએ ફિત્રનું બયાન



## નફલ સદકાતનું બયાન

## ઝકાતના મુતફર્રિક – વિવિધ મસાઈલ





بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# પ્રકાશકીય

સમગ્ર કુર્આન મજીદમાં ઈફતા અને ઈસ્તિફતા (શરઈ કાનૂની સલાહ મશ્વેરો લેવો)ના શબ્દો કુલ ૧૧ જગ્યાએ વાપરવામાં આવ્યા છે. નબી (સલ.) ના જમાનાથી જ ફતાવાની જરૂરત પડતી હતી, સહાબા (રદિ.) જરૂરત પડતે આપ (સલ.)ને ફતાવા પૂછતા હતા. જેથી ઈસ્લામી ઈતિહાસના સૌ પ્રથમ મુફતી જેવું કે જાહેર છે આપ (સલ.) જ હતા, અલ્લાહના રસૂલ (સલ.) પછી સહાબા (રદિ.)ના યુગમાં પણ સહાબા (રદિ.) એ પણ ફતાવા આપ્યા છે, જેમકે અલ્લામા ઈબ્ને કય્યિમના સંશોધન પ્રમાણે ૧૩૦ થી વધુ સહાબા અને સહાબિય્યાત (રદિ.) એ ફતાવા આપ્યા છે.

ફિકહ અને ફતાવાની મહત્ત્વતા અને ફઝીલત કુર્આન અને હદીસમાં સ્પષ્ટ અને સાફ શબ્દોમાં મોજૂદ છે. હવે સહાબા (રદિ.) પછી આ મહત્વપૂર્ણ હોદ્દાને સહાબા (રદિ.) ના શિષ્યો હઝરાતે તાબિઈન (રહ.) એ સંભાળ્યો. તે સમયે સાત જગ્યાઓએ મોટા મોટા દારૂલ ઈફતા (ફતાવા વિભાગ) હતા : (૧) મદીના મુનવ્વરા (૨) મક્કા મુઅઝ્ઝમા (૩) કુફા (૪) શામ, (૫) ઈજિપ્ત, (૬) બસરહ અને (૭) યમન આ સાત જગ્યાઓએ દીની અને દુન્યવી મસ્અલાઓનું નિરાકરણ થતું હતું અને લોકો તેના પર અમલ કરતા હતા. ફિકહ અને ફતાવાની મહત્ત્વતાને સામે રાખી અત્યારે પણ મોટા ભાગના દારૂલ ઉલૂમોમાં ફતાવા વિભાગ ચાલું કરવામાં આવ્યો જેથી લોકો પોતાની દીની અને દુન્યવી સમસ્યાઓનું નિરાકરણ લાવી શરીઅત પર અમલ કરી શકે.

આ પરંપરાની એક કડી ફતાવાનો કીંમતી સંગ્રહ "**ફતાવા ફલાહિય્યહ : ભાગ – ૩** જે આપના હાથમાં છે, જે વાલિદે મોહતરમ હઝરત મવલાના મુફતી અહમદ બિન ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) કરમાલી (સ્થાપક મદની દારૂત્તરબિયત કરમાલી) તા. અંકલેશ્વર જી. ભરૂચના કીંમતી અને સચોટ

ફતવાઓનો સંગ્રહ છે; જે આપે દારૂલ ઉલૂમ તા'લીમુદ્દીન ડાભેલ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તકડેશ્વર તથા દારૂલ ઉલૂમ કરમાલીમાં પોતાની પઢાવવાની મશગુલીની સાથે મુસ્લિમ સમાજ દ્વારા પુછવામાં આવેલા વિવિધ પ્રશ્નોના માહિતી સભર, કયાંક વિસ્તારથી તો કયાંક સંક્ષિપ્ત આપેલ આસાન જવાબો પર આધારિત છે. અલ્હમ્દુલિલ્લાહ આથી પહેલા ઉર્દૂમાં તેના પાંચ ભાગો છપાઈને પ્રકાશિત થઈ ચુકયા છે, (જેને આપ WWW.elmedeen.com/cat-722 ઉપરથી વિના મુલ્યે ડાઉનલોડ કરી શકો છો જે ખૂબ જ ઓછી એમ. બી (MB) માં છે.) અને બીજા આગળના ભાગોનું કામ ચાલું છે. આ ફતાવાની લોકોમાં માંગ વધતા અહકરને થયું અને અનેક ગુર્જર મુસ્લિમોની માંગ પણ હતી કે તેને ગુજરાતી માતૃભાષામાં પણ પ્રકાશિત કરવામાં આવે. જેથી ઉર્દૂ ન જાણતા લોકો પણ તેનાથી ફાયદો ઉઠાવી શકે. જેથી અલ્લાહ તઆલાના ફઝલો કરમથી "ફતાવા ફલાહિય્યહ ભાગ : ૩ ના અનુવાદ નું કામ અહકરે પ્રખર લેખક અને અનુવાદક માનનીય માસ્તર અહમદહુસેન ગાજી (ગોધરવી) સાહેબને સોંપ્યું, અલ્હમ્દુલ્લિાહ તેમણે આ કામને ખૂબ જ મહેનત, ધગશ અને નિખાલસતા પૂર્વક પૂર્ણ કર્યુ અને આ "ફતાવાના સંગ્રહ" ને આપના હાથોમાં પહોંચાડવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો છે. તે બદલ હું માસ્તર સાહેબનો અંત : કરણથી શુક્ર ગુઝાર છું, અલ્લાહ તઆલા તેમની આ ખિદમતને કબૂલ કરે અને દારૈનમાં બહેતરીન બદલો અર્પણ કરે અને તેમના ઈલ્મમાં ખૂબ બરકત નસીબ ફરમાવે અને ભવિષ્યમાં પણ તેમનાથી આવા કામો લેતા રહે એવી દુઆ છે.

અલ્લાહ પાક વાલિદે મુહતરમ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના આ ઈલ્મી સંગ્રહને કબૂલ ફરમાવે, તેઓ માટે સદકએ જારિયહ બનાવે, અને જન્નતમાં ઉચ્ચ સ્થાન નસીબ ફરમાવે. આપની ઈલ્મી, દીની, સામાજીક, સાર્વજનિક, દીની – દુન્યવી ખિદમતોને કબૂલ ફરમાવે અને સૌ ગુર્જર મુસ્લિમોને આપના ફતાવાથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવામાં વિવિધ રૂપે સાથ – સહકાર આપ્યો તે સૌને તેમની કોશિશોનો બદલો આપે. આમીન યા રબ્બલ આલમીન

જે સખીદાતાઓએ તેને પ્રકાશિત કરવામાં અર્થિક મદદ કરી તેમને આ મૌકા પર વિસરી ન શકાય, હું તેમનો અંત : કરણથી આભાર માનું છું. અલ્લાહ તઆલા તેમના જાન–માલ– ઉમ્રમાં બરકત નસીબ ફરમાવે, તેમની સખાવતને કબૂલ કરે.

આ કિતાબને પ્રકાશિત કરતા અમે ખૂબ જ ખૂશી અનુભવીએ છીએ.

અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવે વાંચકોને એના થકી દીની મસાઈલની જાણકારી મળે અને ઈસ્લામી કાયદાઓ અને હુકમો પ્રત્યે સભાન થઈને એ મુજબ અમલ કરે, અલ્લાહ તઆલા દરેકને અમલની તૌફીક આપે.

અહકર (હાફિઝ) **અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત** (સાહેબ)
**ખાદિમે કુર્આન :** મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા
ફોન નં. **1905 966 4141**
ઈસ્લામી તારીખ : ૨૭, સફર ૧૪૪૨
અંગ્રેજી તારીખ ૧૫, ઓકટોબર ૨૦૨૦



# અભિપ્રાય

## હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ની જિંદગીની કેટલીક મુખ્ય વિશેષતાઓ

**મુફતી અસ્અદ પાલનપુરી ફલાહી (દા.બ.)**
સદર મુફતી અને ઉસ્તાદે હદીષ
દારૂલ ઉલૂમ મરકઝે ઈસ્લામી, અંકલેશ્વર

અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન, વસ્સલાતુ વસ્સલામુ અલા સય્યિદીલ મુરસલીન વ અલા આલિહી વ અસ્હાબિહી અજમઈન. અમ્માબાદ !

માનવીનું જીવન અલ્લાહ તઆલા તરફથી પ્રાપ્ત થનારી નેઅમતોમાંથી એક મહાન નેઅમત છે. આ નેઅમતોની સંપૂર્ણ કદર કરીને અને અલ્લાહ તઆલાના હુકમો પર સંપૂર્ણ અમલ કરીને જો વ્યકિત જીવન ગુજારે, તો આ દુનિયા અને આખિરતમાં તેના માટે કામિયાબી છે અને બાદમાં આવનારાઓ માટે પણ નમુનો હોય છે, તેની ઉપર ચાલીને બાદ વાળા લોકો પોતાનું જીવન તે પ્રમાણે બનાવવાના પ્રયત્નો કરે છે, તેમના ગુણો અને કમાલો, આદતો અને તરીકાઓ, બોલવું અને ચાલવું, સારા અખ્લાક અને રાત – દિવસના મામુલાત પોતાના જીવનમાં લાવવાના પ્રયત્નો કરે છે. તેનાથી અનેક લોકોનું જીવન સુધરે છે. મૃત દિલોમાં રૂહ ફુંકાય છે. ભટકેલો માનવી સીધા રસ્તા પર આવે છે, અલ્લાહના રસ્તામાં કામ આવવાની ભાવના તેના દિલમાં પેદા થાય છે. ઉચ્ચ હિંમત અને બુલંદ હોંસલો તે રાખે છે અને તે સિવાય અનેક ગુણો તેમની અંદર હોય છે.

આવા બુલંદ ગુણોના માલિક, એક મહાન વ્યકિત્વ ધરાવતા દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરના ભૂતપૂર્વ સદર મુફતી અને શૈખુલ હદીસ, મુફતીએ આ'ઝમ ગુજરાત, જમીઅતે ઉલમાએ હિંદ ગુજરાતના પ્રમુખ હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) પણ હતા. તેમને અલ્લાહ તઆલાએ અનેક ખુબીઓ અને ગુણોથી નવાજયા હતા અને આ ગુણો તેમની અંદર કેમ પેદા ન થતા જયારે કે આપને શૈખુલ ઈસ્લામ હઝરત મવલાના સય્યિદ હુસેન અહમદ મદની (રહ.), ઈમામુલ મઅકુલ વલ મન્કુલ હઝરત મવલાના ઈબ્રાહીમ બલિયાવી (રહ.), શૈખુલ

અદબ હઝરત મવલાના એજાઝ અલી અમરોહી સાહેબ (રહ.), હકીમુલ ઈસ્લામ હઝરત મવલાના કારી મુહમ્મદ તય્યિબ સાહેબ (રહ.) અને હઝરત મુફતી સય્યિદ મહેદી હસન સાહેબ શાહજહાંપુરી (રહ.) જેવી મહાન હસ્તીઓથી તાલીમ મેળવવાની સઆદત મળી હતી અને નફસની ઈસ્લાહ માટે સતત અનેક વર્ષો સુધી કુતુબુલ અકતાબ અને બરકતુલ અસ્ર હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યહ (રહ.) ની સોહબત પ્રાપ્ત થઈ હતી, તેનો સ્પષ્ટ અસર તેમના જીવનમાં નજર આવતો હતો.

બંદાને હઝરતથી તાલીમ મેળવવાનો મોકો તો મળ્યો ન હતો, કારણ કે જે વર્ષે બંદાએ દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વરમાં દાખલો લીધો એ જ વર્ષે હઝરત (રહ.) પોતાના ખાસ કારણસર ત્યાંથી છૂટા થયા હતા. અલબત્ત આપની છત્રછયામાં છ વર્ષ સુધી દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીમાં તદરીસી ખિદમત આપવાનો મોકો મળ્યો હતો અને તે દરમિયાન અલ્હમ્દુલિલ્લાહ અરબી ૬ સુધીની કિતાબો પઢાવવાની સઆદત નસીબ થઈ.

આ સમય દરમિયાન હઝરત (રહ.) ની જિંદગીના કેટલાક ખાસ પ્રસંગો ખૂબ જ નજીકથી જોવાનો મોકો મળ્યો, તેનાથી એ અંદાજો થાય છે કે હઝરત (રહ.) ની હસ્તી ખરેખર બકિય્યતુસ્સલફ અને બાદ વાળાઓ માટે નેઅમુલ બદલ હતી. આ ટૂંકા લેખમાં તો આપની જિંદગીના દરેક વિભાગને સમાવવો મુશ્કેલ છે. પરંતુ કેટલાક ખાસ વિભાગો અને ખુબીઓને લખી દઉં છું.

**(૧) નમાઝોમાં પહેલી સફની પાબંદી :** બધી નમાઝોમાં હંમેશા ઈમામની પાછળ પહેલી સફની પાબંદી, ભલે મોસમ કેવી હોય અને કેટલીય મશગુલી કેમ ન હોય. મદ્રસામાં હાજર હોય તો આપને કયારેય પાછલી સફમાં નમાઝ પઢતા નથી જોયા, બલકે તેમના બીજા કેટલાક તલબાથી ફલાહે દારૈનનો પણ આ જ મામૂલ નકલ કરવામાં આવે છે અને જેવી રીતે તેઓ જાતે તેની પાબંદી કરતા હતા એવી રીતે પોતાના બયાનો અને મજલિસોમાં ઉસ્તાદો અને તલબાને પણ તેની તાકીદ કરતા હતા અને તેની પાબંદી કરવા પર હદીસ શરીફમાં વર્ણવેલ સવાબને બયાન કરીને તેની ઉપર શોખ અપાવતા હતા.

**(૨) અકાબિરની સીરત પઢવાની તાકીદ :** કેટલીક વખતે પોતાના અકાબિરની સીરત પઢવાની પણ તાકીદ કરતા હતા. ખાસ કરીને હઝરત શેખ (રહ.) ની આપવીતી – આત્મકથા, તઝકિરતુલ ખલીલ, તઝકિરતુલ રશીદ, તહરીકે

રેશમી રૂમાલ વગેરે કિતાબોની અને દર્સ દરમિયાન પણ એ બુઝુર્ગો અને અકાબિરના અહેવાલ ખુશીથી સંભળાવતા હતા. તલબાને તેમની સુક્ષ્મ દ્રષ્ટિ અને દુરંદેશીથી આગાહ કરતા અને તેમાં ખાસ કરીને હઝરત શેખુલ ઈસ્લામ મવલાના સય્યિદ હુસેન અહમદ મદની (રહ.) ના ઝિક્રથી કોઈ દર્સ ખાલી ન જતો હતો. હઝરત મદની (રહ.) થી એવો સંબંધ કે આપનું મુબારક નામ લેતા જ આંખો ભીની થઈ જતી હતી.

(૩) **હક વાત કહેવા પર હિંમત :** હક વાત કહેવી અને બુરાઈથી રોકવા એ આપની તબીયત બની ગઈ હતી. આ મામલામાં તેઓ કોઈ મોટાથી મોટા વ્યકિતની પણ પરવા કરતા ન હતા. મને સારી રીતે યાદ છે કે દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલીમાં એક વખતે દેશની એક પ્રખ્યાત અને મોટી સંસ્થાના એક મહાન ઉસ્તાદ થોડી વાર માટે આવ્યા હતા. તે મોકા પર તલબાની તાલીમ અને તરબિયતના વિષય પર હઝરત (રહ.) એ બયાન કર્યુ અને ફરમાવ્યું હતું કે "આજે અમારા તલબામાં દીની પડતીની સાથે સાથે તરબિયતમાં પણ ખૂબ જ અભાવ જોવા મળે છે. તેમની પોશાક અને રીતભાત અંગ્રેજો જેવી થઈ રહી છે અને ખૂબ જ જઝબાતમાં આવીને આવનારા મહેમાનની સામે શહાદતની આંગળીથી ઈશારો કરીને ફરમાવ્યું કે તમારા મદ્રસામાં પણ તલબાની આ જ હાલત છે.

ટૂંકમાં આ પ્રકરણમાં આપનું જીવન સુન્નતે સિદ્દીકી "اینْص الدین وانا حی" અને ઈર્શાદે નબવી (સલ.) قل الحق ولو کان مرا અને افضل جهاد کلمۃ حق عند سلطان جائر માં રંગાયેલું હતું.

(૪) **ધાર્મિક લાગણી અને પ્રેમ :** હઝરત મુફતી સાહેબ (રહ.) દીન અને શરીઅત વિરુદ્ધ કોઈ પ્રવચન અને લખાણ સહન કરવા માટે બિલ્કુલ તૈયાર ન હતા. તેથી જયારે કોઈ વર્તમાનપત્ર અથવા મેંગેઝીનમાં ઈસ્લામ અને ઈસ્લામી નિશાનીઓ વિરુદ્ધ કોઈ હુમલો થતો તો આપની લાગણી ભડકી ઉઠતી અને તેની વિરુદ્ધમાં પૃષ્ઠોના પૃષ્ઠો વાયુવેગે લખીને છાપી દેતા અને ઉમ્મતમાં વહેંચીને તેમને પડતીથી બચાવી લેતા હતા. માટે આપના ઘણાં સંપાદનો એ જ કેટલાક અધર્મીઓના જવાબમાં તૈયાર થયા.

(૫) **સુન્નતોની પાબંદી :** સુન્નતોની પાબંદીનો જાતે પણ એહતિમામ કરતા અને ઉસ્તાદો તથા તલબાને પણ તેની તાકીદ કરતા હતા અને સુન્નત વિરુદ્ધ કોઈ

કામ કરવું અથવા જોવું કયારેય બરદાશ્ત ન કરતા. સુન્નત વિરુદ્ધ પોશાક અને રીતભાત પર પોતાના બયાનોમાં ખાસ ઈશારો કરતા.

ઈશા પછી જરૂરત વગર ગપશપ કરનારાઓને પસંદ ન કરતા હતા અને જો કોઈને આ રીતે ગપશપ કરતા જઈ લેતા તો હદીસ نهى النبى ﷺ عن السمر بعد العشاء ની રોશનીમાં ખૂબ જ નારાજગી ફરમાવતા અને તે ગપશપ કરનારા ઓને એ કહેતા કે હદીસની રોશનીમાં તમારો આ અમલ બિલ્કુલ સહીહ નથી. ગુનાહનું કામ છે. જો તમે આટલો વખત ઘરવાળાઓ સાથે રહેશો, તો તેમનો હક અદા કરવાથી સવાબના હકદાર બનશો કારણ કે બાળકો અને પત્નીનો પણ હક છે.

(૬) **મામુલાતની પાબંદી :** હઝરત મુફ્તી સાહેબ (રહ.) પોતાના મામૂલાતની પણ ખૂબ જ પાબંદી કરતા હતા. તેથી વહેલી સવારે ઉઠીને તહજ્જુદ વગેરેથી ફારિગ થઈને પોતાના માટે અને ઉમ્મત માટે લાંબી લાંબી દુઆઓ કરવી પણ આપનો મામૂલ હતો. ફજરની અઝાન સાથે જ એક ગશ્ત દર્સગાહ તરફ પાબંદીથી લગાવતા હતા અને દરજાતે કુતુબ અને હિફઝ તેમજ નાઝિરહના તલબાનું નિરીક્ષણ કરતા હતા. પોતાની વૃદ્ધાવસ્થા અને કમજોરી છતાં મગરિબ પછી ઊભા થઈને પાબંદીથી અવ્વાબીન અને ત્યાર પછી લાંબી લાંબી દુઆ કરતા દરરોજ જોયા છે. જે ખરેખર અમારા માટે ઈબ્રત અને માર્ગદર્શક છે.

(૭) **પ્રમાણિકતા અને ઈમાનદારી :** મદ્રસાનો માલ અને તેની વસ્તુઓમાં અમાનતદારી અને પ્રમાણિકતા તો આપની પ્રકૃતિ હતી. કયારેય અપ્રમાણિકતાનો કોઈ મામલો આપનાથી બન્યો હોય અથવા કોઈ આક્ષેપ થયો હોય એવું બન્યું નથી. પોતાના ખાનગી કામોમાં મદ્રસાની વસ્તુ કયારેય વાપરતા ન હતા. મદ્રસાના ખાવાને પોતાના માટે જાઈઝ સમજતા ન હતા અને જો કયારેક હંગામી ધોરણે ખાવાનું મંગાવી લીધું તો મદ્રસામાં તેના રૂપિયા જમા કરાવી લેતા હતા. મદ્રસાના બાંધકામનું જાતે નિરીક્ષણ કરતા જોયા છે અને કયારેક મજુરોથી સુસ્તીને કારણે માલ બરબાદ થતો જોઈ લેતા તો તેમની હાલત બગાડી નાંખતા હતા.

**હઝરત મુફ્તી સાહેબ (રહ.) મોહતમીમ પદે :** હઝરત મુફ્તી સાહેબ (રહ.) નું આ પદ ખૂબ જ ખુશખુશાલ રહયું. જે વખતે દારૂલ ઉલુમ મદની દારૂત્તરબિયતમાં તદરીસી ખિદમાત માટે બંદાની નિમણુક થઈ તે વખતે મદ્રસામાં નાઝિરહ, હિફઝથી લઈને માત્ર અરબી દૌમ (૨) સુધીની તાલીમ હતી. હઝરત મુફ્તી સાહેબ (રહ.) એ

દર વર્ષે અનુભવી ઉસ્તાદોની નિમણુક કરીને તાલીમને અરબી શશુમ (૬) સુધી પહોંચાડી. સારા અને અનુભવી ઉસ્તાદોની ખૂબ જ કદર કરતા હતા. અનુભવી અને હોંશિયાર ઉસ્તાદોની નિમણુંક માટે હંમેશા તત્પર રહેતા હતા. મને સારી રીતે યાદ છે કે મારા ભાઈ હઝરત મવલાના અરશદ સાહેબ ફલાહી (મઝાહિરી) (ઉસ્તાદે હદીસ વ ફિકહ વ સદર શોઅબએ તખસ્સુસ ફીલ હદીસ દારૂલ ઉલૂમ માટલી વાલા) મઝાહિરે ઉલૂમ સહારનપુરથી જયારે શોઅબએ તખસ્સુસ ફીલ હદીસનો બે વર્ષનો કોર્સ પૂર્ણ કરીને ફારિગ થયા અને દર્સ વ તદરીસની ખિદમતની અરજી કરીને હઝરત મુફતી સાહેબ (રહ.) ની ખિદમતમાં બંદાની સાથે હાજરી થઈ. તો હઝરતે ખુબ જ ખુશી જાહેર કરી અને ફરમાવ્યું : "હદીસ પઢાવનારા ઉસ્તાદોની ખાસ જરૂરત છે, માટે તમે એક વર્ષ માટે ફરી સહારનપુર જાઓ અને હઝરત શૈખ યુનુસ જોનપુરી (રહ.) પાસે રહીને દૌરએ હદીસ શરીફ એક વખતે ફરી પઢી લો અને આવતા વર્ષ માટે હું હમણાંથી જ તમારી નિમણુક કરી લઉ છું અને આખા વર્ષનો બધો ખર્ચ મારા તરફથી રહેશે. માટે વાલિદ સાહેબના ન ચાહવા છતાં પણ હઝરત (રહ.) એ એક વર્ષનો એડવાન્સ ખર્ચ મવલાના અરશદ (ઝિ.મ.) ના હાથમાં આપ્યો અને આખું એક વર્ષ પોતાના ખર્ચે પઢાવ્યો અને બીજા વર્ષે તેમની નિમણુક કરી દીધી અને પહેલા જ વર્ષે મિશ્કાતુલ મસાબિહનો દર્સ તેમના જિમ્મે આપ્યો.

મને સારી રીતે યાદ છે કે ત્યાર પછી વર્ષભરમાં હઝરત મુફતી સાહેબ (રહ.) એ પોતાના અલગ અલગ બયાનોમાં તેમનો તઝકિરો ફરમાવ્યો હતો.

પોતાના મોહતમિમ કાળમાં તલબાની તાલીમી પ્રગતિની સાથે સાથે તરબિયતી વિભાગ તરફ પણ ખાસ ધ્યાન આપતા હતા. બે તલબાને એકાંતમાં રહેવાની સખ્તીથી મનાઈ ફરમાવતા હતા અને તેમની ઉપર સુક્ષ્મ નજર પણ રાખતા હતા. ઉસ્તાદો અને તલબાને સુન્નતોની પાબંદીની ખાસ તાકીદ કરતા અને ઉસ્તાદોને નક્કર વાંચનની સાથે દર્સ આપવાની હિદાયત આપતા હતા.

ઈલ્મે નુબુવ્વતના તલબા માટે હઝરત મુફતી સાહેબ (રહ.)નો એક નરમ અંદાજ એ હતો આપ તલબાના બનાવ શણગારને બિલ્કુલ પસંદ ન કરતા હતા, હાં! જરૂરતના મોકા પર તેમને તાકીદ કરતા હતા અને એવું ફરમાવતા હતા કે "પોતાના તલબા સાથે પોતાની અવલાદ જેવો વર્તાવ કરો. "જો કોઈ ઉસ્તાદ વિશે એ વાતની ખબર પડી જાય કે તેમણે કોઈ તાલીબે ઈલ્મને માર્યો છે તો તેમને બોલાવીને ન

મારવાની તાકીદ કરતા હતા અને એવું ફરમાવતા કે તમારી મારપીટને કારણે કોઈ તાલીબે ઈલ્મ ફરાર થઈ ગયો અને તેનું જીવન બરબાદ થઈ ગયું, તો કયામતના દિવસે તેનો હાથ હશે અને તમારો ખોળો હશે.

આપનો એક નરમ અંદાજ એ પણ હતો કે આપ પ્રવેશ પરીક્ષા, છ માસિક અને વાર્ષિક પરીક્ષામાં કોઈ તલબાને નાપાસ કરવાને પસંદ ન કરતા હતા. બલકે કોઈ પણ રીતે તેની પ્રગતિના સમર્થક હતા અને એવું ફરમાવતા હતા કે "ઉસ્તાદના વારંવાર નાપાસ કરવાથી જો કોઈ તાલિબે ઈલ્મએ કંટાળીને મદ્રસો છોડી દીધો અને તે આવારા બની ગયો, તો તેની આખિરત બરબાદ થઈ જશે." અને એ પણ ફરમાવતા હતા કે "તે અહીંયાથી પોતાનો એક અસર લઈને જશે અને ઓછામાં ઓછું તે પાંચ વખતની નમાઝનો તો જરૂર પાબંદ થઈ જશે અને તેના શરીર પર ઈસ્લામી લિબાસ બાકી રહેશે."

ટૂંકમાં હઝરત મુફતી સાહેબ (રહ.) ની શખ્સિયત અનેક ખુબીઓની માલિક હતી. આપની મહાન હસ્તી પર શું લખું અને શું છોડું, કંઈ સમજમાં આવતું નથી. માત્ર અંતિમ બે લીટીઓ લખીને મારી વાત પૂર્ણ કરું છું કે જયાં તેઓ પોતાના ઈલ્મમાં સરસાઈ – શ્રેષ્ઠતા ધરાવે છે ત્યાં ખરેખર આપની જાત એક માર્ગદર્શક અને સાચા પીરે તરીકતથી કમ નથી. આપના લેખો અને જાદુભરી તકરીરોએ અકસીરનું કામ કર્યુ છે. અને અનેક ભટકેલા લોકોને સીધા રસ્તે આવવાનો મોકો પ્રાપ્ત કર્યો અને કેટલાય ગુમરાહ લોકોને અંધકારમાંથી બહાર લાવીને રોશનીમાં લાવી દીધા.

અંતે આ અમુક વાકયો પર મારી વાત પૂર્ણ કરું છું અને દુઆ કરું છું કે અલ્લાહ તઆલા અમારા જેવા અપાત્ર – અશકત લોકોને પણ તેમના ગુણો ઉતારવાની તૌફીક અતા ફરમાવે અને તેમના નકશે કદમ પર ચાલીને પોતાની જિંદગી બનાવવાની તૌફીક અતા ફરમાવે. આમીન !

મુફતી અસ્અદ પાલનપુરી ફલાહી
સદર મુફતી વ ઉસ્તાદે હદીસ દારૂલ ઉલૂમ
મરકઝે ઈસ્લામી, અંકલેશ્વર
૧૮ મુહર્રમુલ હરામ ૧૪૪૨ હિ.સ.
અંગ્રેજી તારીખ : ૭ સપ્ટેમ્બર ૨૦૨૦ સોમવાર

# અભિપ્રાય

## હઝરત મુફ્તી અહમદ બેમાત સાહેબ (રહ.)

**મવલાના મુહમ્મદ યુનુસ બિન અહમદ મેમદૂ**
ઉસ્તાદે અદબ વ અંગ્રેજી દારૂલ ઉલૂમ જામિઅહ કાસિમિય્યહ અરબિય્યહ, ખરોડ

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ
નહમદુહૂ વ નુસલ્લિ અલા રસૂલિહીલ કરીમ, અમ્મા બાદ

والله يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَاءُ وَاللّٰهُ ذُوْ الْفَضْلِ الْعَظِيْم

યક ઝમાના મુહબ્બતે બા અવલિયા
બહેતર અઝ સદ સાલા તાઅતે બે રિયાઅ

હઝરત હાફિઝ અસ્જદ સાહેબ (દા.બ.) ના હુકમને માન આપીને બંદાએ હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ભૂતપૂર્વ શૈખુલ હદીસ ફલાહે દારૈન તડકેશ્વર અને ઉસ્તાદ દારૂલ ઉલૂમ ડાભેલના જીવનનો ચાર વર્ષનો મોહતમિમ પદનો સમય જોયો છે, તે વિભિન્ન વિભાગો પર આધારિત છે. જો રૂહાનિયતના વિભાગને જોવામાં આવે તો "હત્તા યઅતિયકલ્ યકીન" સુધી આપ (રહ.)એ ફર્ઝ નમાઝ અહીં સુધી કે નફિલ નમાઝ પણ બેસીને અદા કરી નથી અને પોતાની અમલી જિંદગીથી લોકોને પણ શાયરના કથન પ્રમાણે આ પયગામ આપીને રવાના થયા.

| ન કર ઉમ્ર કી એક ભી ઝાઈઅ ઘડી | કે ટૂટી લળી જબ કે છૂટી કળી |
|---|---|
| ગંવાએગા આકિલ ન બેકાર દિન | કે ઈન્સાં કી હે ઝિંદગી ચાર દિન |

જો ઉમ્મતના દર્દ અને ગમનો વિભાગ જોવામાં આવે તો મેં આપને હમેશા જમીઅતે ઉલમાએ હિંદના કામોમાં વૃદ્ધાવસ્થા અને કમજોરીની ઉમરમાં દિલ્લી સુધીનો સફર કરતા જોયા છે. જો ઈલ્મ લેખન વિભાગને જોવામાં આવે તો મેં દરેક વખતે પેન અને કાગળથી વાતો કરતા જોયા છે. જો કોઈ ઈલ્મી મહેમાનના આગમન પર મહેમાન સાથે આપ (રહ.) ની ઈલ્મી મજલિસ જોવામાં આવે તો મેં આપના ચહેરા પર કયારેય ગભરામણનો અસર જોયો નથી. જો કોઈ સરકારી અધિકારીથી કાનુની મામલો જોવામાં આવે તો કાનૂની દલીલોની ભરમાર કરવામાં

કયારેય પાછળ ન પડતા હતા.

માત્ર તેમની આ અદાઓ જોતા આ જ કહી શકીએ છીએ .

| ન પૂછ ઈન ખિરકા પોશોંકી, ઈરાદત હો તો દેખ ઉનકો |
|---|
| યદે બયઝા લે બેઠે હૈં અપની આસ્તીનોંમેં |

જો ઉસ્તાદોની મજલિસમાં પોતાના પ્રિય ઉસ્તાદ હઝરત મદની (રહ.) નો તઝકિરો આવી જતો તો મેં આપ (રહ.) ને પોતાના ખાસ રૂમાલથી આંખોના આંસુ વારંવાર સાફ કરતા જોયા છે. આ આપ (રહ.) ના જીવનના તે વિભાગો છે જે મેં પણ કયારેક જોયા છે. પરંતુ જો વાત કરવામાં આવે આપ (રહ.) ના મોહતમિમ પદની તો મેં આ વિભાગમાં પણ આપને સંકુચિત દ્રષ્ટિએ નથી જોયા. જો એક વિભાગમાં સત્ય ગુસ્સો સમાયેલો હતો, તો બીજો વિભાગ નરમ રેશમની જેવો પણ હતો. આપ (રહ.) ના આ બંને વિભાગોનો આધાર માત્ર ખાદિમો અને નોકરો સાથે જ નહીં બલકે મુદર્રિસો અને તલબા સાથે પણ હતો.

દર્સ સમયનો હઝરત (રહ.) ની નિગરાનીનો અજીબ અંદાજો મેં જોયો કે અઠવાડિયામાં એક વખતે જયારે મદ્રસાના વરંડા અથવા ગેલેરીમાં દર્સ સમયે નિગરાનીની નિય્યતથી રાઉન્ડ લગાવતા તો હઝરત (રહ.) પોતાના હાથમાં કોઈ પણ મુદર્રિસની કલાસ શરૂ થતા પહેલા ચાવીઓના ઝુમખાને હલાવતા હતા, તેનાથી ઉસ્તાદ હોશિયાર થઈ જાય. ઉસ્તાદ અને મોહતમિમ વચ્ચેની રાઉન્ડ વખતે જે બદગુમાનીઓ પેદા થવાની શકયતા છે. આપ (રહ.) ની આ પ્રકારની અદાથી તે ખતમ થઈ જતી હતી, એવી નજર અંદાજી છતાં પણ આપ (રહ.) એક નજરમાં સંપૂર્ણ કલાસનું નિરીક્ષણ કરી લેતા હતા.

જો અલ્લાહ તઆલા આપ (રહ.) ની ઉમરમાં એક દાયકો વધારો કરતા તો કરમાલીનો નકશો કંઈક અલગ જ હોત, કરમાલી હમણાં આબાદ છે, અને અલ્લાહ કરે કયામત સુધી આબાદ રહે. પરંતુ આપ (રહ.)નો જે પોતાનો તાલીમી અને તદરીસી દ્રષ્ટિનો અંદાજો હતો, તે અનોખો હતો. આપ (રહ.) જાતે તાલીમ અને તદરીસની કાંટાળી ઝાડીઓથી પસાર થઈને ભૂતકાળના અનુભવોથી લાભ ઉઠાવીને પોતાનો એક અનોખો અને નિરાલો ઈદારો કાયમ કરવાનું સપનું જોઈ ચુકયા હતા. પરંતુ કોઈને શી ખબર હતી........

પરંતુ એ જ અનુભવો અને કડવા ચઢાવ – ઉતારને સામે રાખીને જ મોકા

ઉપર ઉસ્તાદોને પોતાની રેહબરીના ઉસૂલોથી નવાજયા કરતા હતા અને કહયા કરતા હતા કે મેં પોતાના ઉસ્તાદોને જેવી રીતે પઢાવતા જોયા છે આપ પણ એ રીતે પઢાવો. એ સિલસિલામાં જો કે મારા જિમ્મે અરબી અદબની કિતાબો હતી. સાથે મકામાતે હરીરી પણ મને સોંપવામાં આવી. તો આપ (રહ.) એ ફરમાવ્યું કે આપ ત્રણ દિવસ સબક પઢાવો. પછી હું તમને મારા ઉસ્તાદે મોહતરમ હઝરત મવલાના ઈબ્રાહીમ સાહેબ બલિયાવી (રહ.) ના મકામાતે હરીરીના બાબમાં દર્સના અંદાજની જાણ કરીશ. અલ્હમ્દુલિલ્લાહ ત્રણ દિવસ પછી આપ (રહ.) એ મારી કલાસને બોલાવીને પૂછપરછ કરી, તો મેં બતાવ્યું કે હઝરત મવલાના ઈદરીસ સાહેબ કાંધલ્વી (રહ.) એ દરેક શબ્દની દલીલ હાશિયામાં કલામે પાકની આયત અથવા હદીસે પાકનો ટુકડો અથવા અરબોના અશઆરમાંથી કોઈ શેરને લખી દીધો છે. આ સાંભળીને આપ (રહ.) ખૂબ જ ખુશ થયા અને પ્રેરણા દાયક શબ્દો ફરમાવ્યા. સાથે મુફતી સા. (રહ.) એ એ પણ ફરમાવ્યું કે જો આપ મારા ઉસ્તાદે મોહતરમ હઝરત મવલાના ઈબ્રાહીમ સાહેબ બલિયાવી (રહ.) નો તરીકો દર્સમાં અપનાવો, તો એ સોના પર સુહાગ છે અને તે તરીકો એ છે કે ઉસ્તાદે મોહતરમ હાશિયાની સમજુતીની સાથે સાથે દર્સ પઢાવતી વખતે જે પણ શબ્દ આવે, તો એ શબ્દ બીજા જેટલા પણ ભાગમાં આવે, આપ એ શબ્દના તમામ ભાગોની ખુસૂસીયત સાથે સમજુતી આપતા. દા.ત. દર્સ દરમિયાન જો શબ્દ "عَلَّمَ અલ્લમ" આવ્યો તો આપ બતાવતા કે મુજર્રદના બાબમાં કયા બાબથી આ શબ્દ વપરાય છે અને તે બાબની મશહૂર ખુસૂસીયત કઈ કઈ છે ? એવી રીતે મઝીદ ફીહી ના બાબમાં આ કયા કયા બાબમાં વપરાય છે, એવી રીતે એ બાબની મશ્હૂર ખુસુસીયત કઈ કઈ છે ? એવી રીતે જો કોઈ પેચીદો – નાજુક શબ્દ વપરાયો હોય, તો તેની હલ્કી દલીલ અને સાબિતી તરફ ઈશારો કરી દેતા.

હઝરત મુફતી સાહેબ (રહ.)એ અંતે એ ફરમાવ્યું કે તેનો ફાયદો તલબાને એ થશે કે સર્ફ (અરબી વ્યાકરણ)માં બાળકોની જે ખામીઓ અને ભૂલો રહી ગઈ છે, તેની ભરપાઈ આ રીતે ભાગોની સમજુતી અને તેની ખુસુસીયતથી થઈ જશે અને બાળકોની સલાહિયતમાં એક અનોખો નિખાર પેદા થઈ જશે.

અલ્હમ્દુલિલ્લાહ ! અમે હઝરત (રહ.)ના એ જ કામોની પૂર્તિમાં લાગેલા જ હતા કે મદની દારૂત્તરબિયત, કરમાલીમાં મારી નિમણુંકના પાંચમાં વર્ષે આપ

(રહ.)ના મૃત્યુનો દુ:ખદ પ્રસંગ બની ગયો આ અમુક જોયેલી વાતો છે, જે મેં લખવાની કોશિશ કરી છે.

બે કોશિશ વ બે જહદ ષમર કિસકો મિલા હે
બે ગોતા ઝની ગંજે ગોહર કિસકો મિલા હે

મવલાના મુહમ્મદ યુનૂસ બિન અહમદ મેમદૂ
ઉસ્તાદે અદબ વ અંગ્રેજી દારૂલ ઉલૂમ
જામિઅહ કાસિમિય્યહ અરબિય્યહ, ખરોડ
૮ સફર ૧૪૨૨ મુતાબિક ૨૬ / ૯ / ૨૦૨૦



عن أم سلمة عن النبى صلى الله عليه وسلم قال : كسر عظم الميت ككسر عظم الحى فى الإثم۔

**તર્જુમો :** હઝરત ઉમ્મે સલમા (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : મય્યિતના શરીરનું હાડકું તોડવામાં એવો ગુનોહ છે જેવો કે જીવતા વ્યકિતના શરીરનું હાડકું તોડવાનો છે.

(ઈબ્ને માજહ : ૧૭, હદીસ નં. ૧૬૧૭)

# જનાઝા વિશે

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# જનાઝા વિશે વિવિધ મસાઈલ

## (૧) બિન મુસ્લિમ અથવા શિયાના મૃત્યુ પર ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢવું

**સવાલ (૧૦૬૬) :** કોઈ બિન મુસ્લિમ અથવા શિયાના મૃત્યુની ખબર સાંભળીને ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયૂહિ રાજિઊન પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિન મુસ્લિમ અથવા શિયાના મૃત્યુ પર જયારે કે તેનો અકીદો કુફ્રિયા હોય, તો ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયૂહિ રાજિઊન પઢવું દુરુસ્ત નથી. (રૂહુલ મઆની : ૧ / ૨૩૦, સૂ. મુઅમિનૂન : ૨૮ ની તફસીર) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) બિન મુસ્લિમના જનાઝાને જોઈને ઊભા થવું અને ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન પઢવું

**સવાલ (૧૦૬૭) :** કોઈ બિન મુસ્લિમના જનાઝાને જોઈને ઊભા થઈ શકાય કે નહીં ? અને ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયૂહિ રાજિઊન પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાફિર અને યહૂદીનો જનાઝો જોઈને આપ (સલ.) (પહેલા) ઊભા થઈ જતા હતા. (બુખારી : ૧ / ૧૭૫, હદીસ નં.૧૩૧૧) પરંતુ બાદમાં આપ (સલ.) એ આ અમલને છોડી દીધો હતો. (મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૧૨, હદીસ નં. ૧૬૮૪) એટલા માટે ઊભા થવું અને વર્ણન કરેલી દુઆ પઢવી દુરુસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મય્યિતનું હાડકું તોડવું

**સવાલ (૧૦૬૮) :** ઘણાં સમય પહેલા એક લેખ વાંચ્યો હતો કે મરણ પામેલાનું હાડકું તોડવામાં જીવતાનું હાડકું તોડવા બરાબર ગુનોહ છે. તો શું આ વાત સહીહ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતનું હાડકું તોડવું નાજાઈઝ અને ગુનાહનું કામ છે. (ઈબ્ને માજહ : ૧૧૭, હદીસ નંબર : ૧૬૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જે રૂમમાં મય્યિતની રૂહ કબ્જ થઈ હોય, તેને ત્રણ દિવસ સુધી ધુની આપવી

**સવાલ (૧૦૬૯) :** જે રૂમમાં મય્યિતની રૂહ કબ્જ થઈ હોય, તે રૂમ – ઓરડામાં સતત ત્રણ દિવસ લોબાનની ધુની આપવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેની કોઈ અસલ નથી. અને જેની કોઈ અસલ ન હોય, તે દીન સમજીને કરવું બિદઅત છે. હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : જે વ્યકિતએ દીનમાં કોઈ એવી નવી વાત કાઢી, જેનો સંબંધ દીનથી નથી તો તે રદપાત્ર છે. (બુખારી : ૧ / ૩૭૧, હદીસ નંબર : ૨૬૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) વધારાનો જનાઝો બીજા ગામમાં મોકલી શકાય

**સવાલ (૧૦૭૦) :** અમારા ગામમાં બે જનાઝા (મય્યિતને ઘરેથી કબ્રસ્તાન લઈ જવા માટેની ખાટલી – પેટી) છે. તેમાં એક જનાઝો કોઈ કામનો નથી તો તે જનાઝો કોઈ બીજા ગામમાં મોકલી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો જનાઝાની બિલ્કુલ જરૂરત ન હોય, ન હમણાં અને ન પછી, તો કોઈ નજીકની વસ્તી (ગામ)માં જયાં જરૂરત હોય, મોકલી શકાય છે. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૪ / ૩૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ગેર મહરમ સ્ત્રી પુરુષ (મય્યિત) નો ચહેરો નથી જોઈ શકતી

**સવાલ (૧૦૭૧) :** ગેર મહરમ સ્ત્રી ગેર મહરમ મય્યિત (પુરુષ)નો ચહેરો જોઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેર મહરમ સ્ત્રી ગેર મહરમ મય્યિત (પુરુષ) નો ચહેરો નથી જોઈ શકતી, જાઈઝ નથી. (મુસ્લિમ : ૨ / ૩૩૬, હદીસ નં. ૨૧ – ૨૬૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ગેર મહરમ પુરુષ સ્ત્રી (મય્યિત)નો ચહેરો જોઈ શકતો નથી

**સવાલ(૧૦૭૨) :** ગેર મહરમ પુરુષ ગેર મહરમ સ્ત્રી (મય્યિત)નો ચહેરો જોઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેર મહરમ પુરુષ પણ ગેર મહરમ સ્ત્રી મય્યિતનો ચહેરો જોઈ શકતો નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ગેર મહરમ સ્ત્રી માટે મય્યિત પુરુષનો ચહેરો જોવો અથવા ગેર મહરમ પુરુષ માટે મય્યિત સ્ત્રીનો ચહેરો જોવો

**સવાલ (૧૦૭૩) :** મય્યિત પુરુષનો ચહેરો ગેર મહરમ સ્ત્રીઓ જોઈ શકે છે કે નહીં ? સ્ત્રીનું મૃત્યુ થઈ જાય તો ગેર મહરમ પુરુષ તેનો ચહેરો જોઈ શકે છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુરુષ, પરાયી – ગેર મહરમ મય્યિત સ્ત્રીનો અને સ્ત્રી પરાયા – ગેર મહરમ મય્યિત પુરુષનો ચહેરો જોઈ શકે છે. અલબત્ત એક બીજાને હાથ લગાવી શકતા નથી. (કિતાબુલ મુફતી : ૪ / ૬૨) (આ ફતવામાં હઝરત મુફતી સાહેબ (રહ.) એ પુરુષ માટે ગેર મહરમ સ્ત્રી મય્યિતનો ચહેરો જોવાને અને સ્ત્રી માટે ગેર મહરમ મય્યિત પુરુષનો ચહેરો જોવાને જાઈઝ લખ્યું છે. હાલાંકે આ પહેલાના ફતવામાં જોવાની મનાઈ કરી છે. એટલે ફતવો લખવામાં ભૂલ થઈ હોય. અસલ હુકમ એ જ છે જે આગળના ફતવામાં છે. ફિકહ અને ફતાવાની કિતાબોમાં પણ તેને નાજાઈઝ લખ્યું છે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મય્યિતનો ચહેરો જોવા જવું, જયારે કે મય્યિતની આજુબાજુ પડદા વગર સ્ત્રીઓ બેઠી હોય

**સવાલ (૧૦૭૪) :** અમારા ગામમાં એવો રિવાજ છે કે મય્યિત પુરુષની હોય કે સ્ત્રીની, તેની આજુબાજુ સ્ત્રીઓ બેસી જાય છે અને પુરુષો બીજા કામોમાં મશગુલ રહે છે. જો કોઈ પુરુષને મય્યિતનો ચહેરો જોવો હોય તો સ્ત્રીઓમાં ઘુસીને

બેપરદગી સાથે જોવું પડે છે. સવાલ એ છે કે આ તરીકો શરીઅતની દ્રષ્ટિએ યોગ્ય છે ? જો કોઈ વ્યકિત આ તરીકાને ખતમ કરવાની કોશિશ કરે તો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બેપરદગી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૯૫) માટે મય્યિતનો ચહેરો જોવા માટે ગેર મહરમ સ્ત્રી – પુરુષની હાજરીમાં ન જાય, હા જો સ્ત્રીઓ પડદામાં હોય અને ચહેરો ખુલ્લો ન હોય, તો મય્યિતને અંદર જઈને જોઈ શકે છે.

મય્યિતના ચહેરા પર કપડું નાંખી દેવામાં આવ્યું હોય, તો સ્ત્રીઓ ત્યાં બેસી શકે છે. પરંતુ હૈઝ અને નિફાસવાળી સ્ત્રીઓએ મય્યિત પાસે બેસવું જાઈઝ નથી. એવી સ્ત્રીઓને ત્યાંથી હટાવી દેવી જોઈએ.

(દુર્રે મુખ્તાર અલા રદ્દિલ મુહતાર : ૨ / ૧૯૩)

મય્યિતની આજુબાજુ બેસવું જાઈઝ છે, પરંતુ ગેર મહરમ સ્ત્રીઓને પુરુષની લાશ પાસેથી બેપરદગી હોવાને કારણે હટાવી દેવી જોઈએ. એવી રીતે ગેર મહરમ પુરુષોને પણ સ્ત્રીની મય્યિત પાસેથી હટાવી દેવા જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કોઈ બુઝુર્ગની કબર પર નિસ્બત પેદા કરવા જવું

**સવાલ (૧૦૭૫) :** કોઈ બુઝુર્ગ, વલી અને શહીદની કબર પર દરરોજ જવાનો મામુલ બનાવી લેવો અને તેમની સાથે નિસ્બત કાયમ કરવાથી દીન અને દુનિયામાં કોઈ ફાયદો થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિસ્બતનો મતલબ છે કે અલ્લાહ તઆલાથી તઅલ્લુક પેદા કરવો અને એ બુઝુર્ગોની સોહબતથી હાસિલ થાય છે. એવી રીતે મૃત્યુ પછી તેમને સવાબ પહોંચાડવાથી નિસ્બત હાસિલ થાય છે. તેમની કબર પર જઈને ઈસાલે સવાબ કરવાથી અલ્લાહ તઆલા ખુશ થાય છે અને બુઝુર્ગોની બરકતથી અલ્લાહ તઆલા સાથે તઅલ્લુક પેદા થઈ જાય છે. તઅલ્લુકનો મતલબ એ છે કે અલ્લાહની ફરમાંબરદારીનો ખાસ જઝબો તેમાં પેદા થઈ જાય છે. તેનાથી વધારે કોઈ બુઝુર્ગની કબરથી કંઈ પ્રાપ્ત થતું નથી.

પરંતુ આ રીતે ફાયદો ઉઠાવવો અને નિસ્બત કાયમ કરવા કોઈ જીવતા વલી

અને મુરશિદનું માર્ગદર્શન જરૂરી છે. તેમાં શરીઅતની વિરુદ્ધ કોઈ કામ ન કરવું પડે અને અકીદામાં પણ કોઈ ખરાબી ન પેદા થવી જોઈએ. જો અકીદાના બગાડનો અથવા શરીઅત વિરુદ્ધ કાર્યનો અંદેશો હોય તો ન કરવું જોઈએ. માટે દરેક વ્યકિત માટે આ તરીકો યોગ્ય નથી. દુનિયાનો કોઈ ફાયદો થતો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) રમઝાનમાં મૃત્યુ પામનારા માટે ફઝીલત

**સવાલ (૧૦૭૬) :** શું રમઝાનુલ મુબારકમાં મૃત્યુ પામનારા ખુશનસીબ હોય છે ? જુમ્આની રાત્રે અને જુમ્આના દિવસે મૃત્યુ પામનારા માટે જે ફઝીલતો છે, શું તે રમઝાનુલ મુબારકમાં મૃત્યુ પામનારા માટે પણ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જુમ્આના દિવસે મૃત્યુ પામનારો કબરના અઝાબથી સુરક્ષિત રહે છે. તેની સ્પષ્ટતા તો છે, પરંતુ રમઝાનુલ મુબારકમાં મૃત્યુ પામનારો કબરના અઝાબથી સુરક્ષિત રહે છે, તેની સ્પષ્ટતા હદીસે પાકમાં નથી. અલબત્ત કેટલીક રિવાયતોથી એ વાત માલૂમ પડે છે કે જેવી રીતે જુમ્આની રાત્રે કબરનો અઝાબ સ્થગિત રાખવામાં આવે છે એવી રીતે રમઝાનુલ મુબારકમાં કાફિરોથી પણ અઝાબ સ્થગિત રાખવામાં આવે છે. (શામી : ૧ / ૧૬૫)

અને રમઝાનુલ મુબારકની ફઝીલત વિશે જે રિવાયતો છે કે આ મહિનામાં જહન્નમના દરવાજા બંધ કરી દેવામાં આવે છે. (બુખારી : ૧ / ૨૫૫, હદીસ નં. ૧૮૯૯) તેનો મતલબ એ છે કે ખોટા કાર્યોથી બંદાઓની હિફાઝત થાય છે.

જો કે આ (રમઝાનુલ મુબારક) રહમતનો મહિનો છે, તેમાં અલ્લાહ તઆલાની ખાસ રહમત અને બખ્શીશ આમ હોય છે. એટલા માટે આવા સમયમાં કોઈ અલ્લાહનો બંદો, જે નમાઝ રોઝાનો પાબંદ હોય, ભલે બીજા ગુનાહોમાં પણ લાગેલો હોય, તેની મગફિરતની વધુ ઉમ્મીદ કરવામાં આવે છે.

(ઉમ્દતુલ કારી : ૧૦ / ૨૭૦)

પરંતુ જે વ્યકિત રમઝાનુલ મુબારકમાં પણ રોઝા ન રાખતો હોય અને ગુનાહોમાં મસ્ત હોય, તો તેની મગફિરતની ઉમ્મીદ ઓછી છે. કારણ કે વધુ સવાબના સમયમાં અને સ્થળે કોઈ ગુનાહ કરે છે તો વધુ સજા અને અઝાબનું કારણ બને છે.

હાં, એટલી ઉમ્મીદ કરી શકાય છે કે રમઝાનના મહિના સુધી તે કબરના અઝાબથી સુરક્ષિત રહેશે. ત્યાર પછી અલ્લાહનો ફઝલ હોય તો છુટકારો થઈ શકે છે. નહીં તો કાયદા પ્રમાણે અઝાબ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) રમઝાનમાં મૃત્યુ પામનારાઓનું વગર હિસાબે જન્નતમાં દાખલ થવું સાબિત નથી

**સવાલ (૧૦૭૭) :** જો કોઈ મુસલમાન રમઝાનુલ મુબારકમાં મૃત્યુ પામી જાય તો શું તેને કબરનો અઝાબ થશે ? શું તે વગર હિસાબે જન્નતમાં દાખલ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબરમાં સવાલાત ન હોવાથી બીજા સવાલો અને હિસાબ માફ હોવાની સાબિતી નથી. (શરહ અલ ફિકહુલ અકબર : ૭૨ –૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) જનાઝો અને ગુસલ આપવાનો પાટલો વગેરે ખરીદવામાં બિન મુસ્લિમોની સહાય કબૂલ કરવી

**સવાલ (૧૦૭૮) :** એક નવી "સુન્નત મુસ્લિમ જમાત" ની કમિટી બની છે અમારી પાસે કોઈ વસ્તુ નથી. દા.ત. જનાઝો – ચારપાઈ, નહાવવાનો પાટલો, રાંધવા માટેના વાસણો અને જમાતી ભાઈઓને ભેગા કરવા માટે કોઈ જગ્યા નથી.

આ માટે અમારા બિન મુસ્લિમ ભાઈઓ મદદ કરવા માંગે છે, તો તેમની પાસેથી સહાય લઈ શકાય છે કે નહીં ? જો લઈએ તો વર્ણન કરેલા કાર્યોમાં ખર્ચ કરી શકાય કે નહીં ? જો એ રકમ કામમાં ન આવે તો કયા કામમાં ખર્ચ કરી શકાય ? કેટલાક લોકોનું કહેવું છે કે આ બિન મુસ્લિમોના રૂપિયા છે, દીની કામોમાં તેનો ઉપયોગ ન કરવામાં આવે. આપનાથી વિનંતી છે કે વિસ્તૃત જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિન મુસ્લિમ લોકો જનાઝો, વાસણો વગેરે ખરીદવા માટે રકમ આપે અથવા જમીન ખરીદવા માટે કે મકાન ખરીદવા માટે રકમ આપે તો એ શરત પર તેમની સહાય કબૂલ કરવી જાઈઝ છે કે તેને કારણે હાલમાં અને ભવિષ્યમાં કોઈ પ્રકારનું

નુકસાન પહોંચાડવાનો ખતરો ન હોય.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૦૫, ૫૦૬)

પરંતુ નવસારીવાળાઓ માટે વિચારવાની વાત છે કે ૭૦૦–૮૦૦ રૂપિયાનો જનાઝો અને ૨૦૦–૩૦૦ રૂપિયાનો પાટલો તેઓ જાતે ખરીદી શકતા નથી ? શું ઈમાનની ગૈરત ખતમ થઈ ગઈ કે જનાઝો અને મય્યિતને ગુસલ આપવાનો પાટલો ખરીદવામાં બિન મુસ્લિમોની મદદ કબૂલ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) શું કરજદાર જન્નતમાં નહીં જાય ?

**સવાલ (૧૦૭૯) :** સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો, રસમો, બિદઅતો નામની આપની કિતાબના પાન નં. ૮૫ પર લખ્યું છે કે જો કોઈનું એવી હાલતમાં મૃત્યુ થાય કે તેના જિમ્મે કરજ હોય, તો જયાં સુધી તેની ભરપાઈ ન થઈ જાય ત્યાં સુધી તે જન્નતમાં નહીં જાય. ઉપરાંત આપે એવું લખ્યું છે કે તેની રૂહને કેદ કરી દેવામાં આવશે.

પરંતુ અમે સાંભળ્યું છે કે જો મૃત્યુ પામનાર વ્યકિત પાસે કરજ અદા કરવા માટે એક પૈસો પણ ન હોય પરંતુ તેની નિય્યત અદા કરવાની હોય, તો અલ્લાહ તઆલા એવા લોકોનું કરજ કયામતના દિવસે પોતાના તરફથી અદા કરી દેશે. સવાલ એ છે કે આ બંને વાતોમાંથી કઈ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કરજદારની નિય્યત કરજ અદા કરવાની હતી, પરંતુ તે પહેલા તેનું મૃત્યુ થઈ ગયું. તો અલ્લાહ તઆલા તેની મદદ ફરમાવશે.

(બુખારી : ૧ / ૩૨૧ હદીસ નં. ૨૩૭૮)

આ હદીસનો મતલબ એ છે કે અલ્લાહ તઆલા દુનિયામાં કરજને અદા કરવાના અસ્બાબ પેદા ફરમાવશે અને નિય્યત સહીહ હોવાને કારણે કયામતના દિવસે પોતાનો ફઝલ કરી માફ કરી દેશે. (ઉમ્દતુલ કારી : ૧૨ / ૨૨૬)

ઈસ્લામી તાલીમાતમાં મધ્યમ માર્ગ છે. માટે મારી કિતાબ " સકરાતથી ફાતિહા સુધીની સુન્નતો અને બિદઅતો" માં વર્ણન કરેલ આપ (સલ.) ના ફરમાનનો મતલબ એ છે કે વ્યકિત જરૂરત વગર કરજ ન લે. મજબૂરીમાં જો લેવું પડે તો જલ્દી તેને અદા કરે અથવા અદા કરવાનો પાકો ઈરાદો રાખે. એટલા માટે

ઈમામ નસાઈ (રહ.) એ નસાઈ શરીફમાં શિર્ષક લગાવ્યું છે. "કરજના સિલસિલામાં સખતી" કે મુસલમાન જરૂરત વગર કરજ લેવાથી પરહેજ કરે.

આપે જે સાંભળ્યું છે તે અલ્લાહનો ફઝલ અને રહેમત છે. જે બુખારી શરીફની રિવાયત છે. (બુખારી : ૧ / ૩૨૧, હદીસ નં.૨૩૭૮) અને તે વિશે કાયદો અને ઉસૂલ એ છે જે નસાઈ શરીફની રિવાયતથી સાબિત થાય છે. (નસાઈ : ૭ / ૩૧૫, હદીસ નં. ૪૬૮૬, ૪૬૮૭) માટે બંને હદીસોમાં કોઈ વિરોધાભાસ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કરજ આપનાર ન તો કરજ લે અને ન તો માફ કરે, તો છુટકારાનો શું વિકલ્પ છે ?

**સવાલ (૧૦૮૦) :** આપના તરફથી મારા બંને સવાલોના જવાબો મળ્યા. ખૂબ ખૂબ આભાર. જરૂરી અરજ એ છે કે સવાલ નંબર ૨ ના જવાબમાં મને (સવાલ કરનારને) શંકા થાય છે. હું સવાલ અને જવાબ બંને ક્રમવાર લખું છું અને સાથે સવાલની શંકાને પણ સવાલની શકલમાં લખું છું. આશા છે કે તફસીલથી જવાબ આપશો. તકલીફ કે બે અદબી માફ કરજો.

સવાલ : (સવાલનો અગત્યનો ભાગ રજૂ કરું છું.) ઝૈદ (કરજ આપનાર) ન પોતાના કરજની રકમ લે છે અને ન તો માફ કરે છે, એવી હાલતમાં કરજ લેનાર શું કરે ?

જવાબ : જે (હઝરતવાલા તરફથી આવ્યો છે) વર્ણન કરેલ કરજ (ની રકમ) અલગ કરીને વસિય્યત લખી દો કે મારા મૃત્યુ પછી ઝૈદને આ રકમ આપી દેવામાં આવે, તેનું કરજ છે, અથવા જો ઝૈદ મૃત્યુ પામી જાય તો તેના વારસદારોને વારસામાં આપી દેવામાં આવે. આપની જવાબદારી પૂર્ણ થઈ જશે.

જો તેના વારસદારો પણ ન લે તો ઝૈદ તરફથી ફી સબીલિલ્લાહ કોઈ નેક કામમાં આપી દેવાથી પણ આપની જવાબદારી પૂર્ણ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

શંકા : જવાબ વાંચીને દિલમાં એ સવાલ ઊભો થયો કે આ બધા વિકલ્પો તો કરજદારના મૃત્યુ પછીના છે, જયારે કે તે ઈચ્છે છે કે પોતાની જિંદગીમાં આ કરજની અદાયગી થઈ જાય. આ માટે કરજદાર શું કરે ? કરજદાર કરજની રકમ કરજ આપનારના ન લેવા પર અને માફ ન કરવા પર હયાતીમાં કોઈ નેક કાર્યમાં,

ફી સબીલિલ્લાહ, કરજ આપનાર તરફથી આપી દે, તો આ સુરતમાં પણ કરજદારની જવાબદારી અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કરજદાર હયાતીમાં કરજની જવાબદારીમાંથી છુટકારો મેળવવા માંગે છે તો દુર્રે મુખ્તાર અશ્શામીનો એક લેખ મળ્યો તેનો ખુલાસો એ છે કે કોઈ વ્યકિતએ કોઈના રૂપિયા વગેરે જબરદસ્તી વસૂલ કર્યા. હવે ખબર નથી કે માલિક કોણ છે ? કઈ જગ્યાનો રહેવાસી છે ? જેમકે ચોર અને લૂટારો ચોરી અને લૂટફાટ કરે છે. તો એવી સ્થિતિમાં હુકમ એ છે કે માલિકને પહોંચાડવામાં આવે, પરંતુ માલિકની ખબર નથી, તો ખિસ્સા કાપનારા (જેને અલ્લાહ તઆલાએ ખિસ્સા કાપવાથી હિદાયત આપી) ને માલનો અસલ માલિક ખબર ન હોવાને કારણે સદકો ખૈરાત કરી દીધો. તો તે જવાબદારીથી મુકત થઈ જશે. (શામી : ૪ / ૪૪૨)

સવાલની સુરતમાં જો કે માલિકની ખબર છે, પરંતુ કોઈ વાત પરસ્પર વિવાદની છે. તેને કારણે (કરજદારની બધી કોશિશો છતાં) તે કરજ લેવાથી અથવા માફ કરવાથી મનાઈ કરે છે. તો તે માલ રસ્તામાંથી પડેલી ચીજ ઉઠાવવા સમાન છે. અને આ લેખના તકાદા પ્રમાણે જો તે પોતાની હયાતીમાં જ નેક કાર્યમાં ખર્ચ કરીને જવાબદારીમાંથી મુકત થવા માંગે છે, તો મુકત થઈ શકે છે. તેની ગુંજાઈશ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابن عمر رضى الله عنهما ـ عن عائشة رضى الله عنها ـ قالت : ما أغبط أحدا بهون موت بعد الذى رأيت من شدة موت رسول الله صلى الله عليه وسلم

**તર્જુમો :** ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) ના મૃત્યુની મેં જે શિદ્દત – તકલીફ જોઈ, ત્યાર પછી હું કોઈની જાન આસાનીથી નીકળવા પર ઈર્ષા કરતી નથી.

(તિરમિઝી : ૧ / ૧૯૨, હદીસ નં. ૯૭૯)

# મૃત્યું સમયનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મૃત્યુ સમયનું બયાન

## (૧) મય્યિતને કલિમાની તલ્કીન – રટણ કરવું

**સવાલ (૧૦૮૧) :** જનાબ મુફતી સાહેબ ! અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ

સલામ બાદ અરજ છે કે મય્યિતની પાછળ અથવા દફન કર્યા પછી કલિમએ તય્યિબહ લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ પઢવું જાઈઝ છે કે હરામ ? શરીઅતની રોશનીમાં જલ્દી જવાબ લખીને મોકલવા વિનંતી છે. ૩૦ તારીખે જુમ્આના દિવસે અમારી મિટિંગ થવાની છે. આ જવાબ ૨૯ / ૩ / ૧૯૭૯ તારીખે મળવો જોઈએ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પ્રિય બિરાદર ! પત્ર મળે છે ૨૮ તારીખે અને જવાબ માંગે છે ૨૯ તારીખે આટલા દિવસથી આપે કોમ તરફથી મળેલ જવાબદારી કેવી રીતે નિભાવી ?

તમે સમજો છો કે મુફતી લોકો બેકાર છે. પછી તમારો સવાલ પણ અધુરો છે, સવાલ જેવો હોય છે, જવાબ તે પ્રમાણે હોય છે, ગોળ– ગોળ સવાલને બદલે સ્પષ્ટ સવાલ લખવો જોઈએ. આવતી વખતે તેનો ખ્યાલ રાખવો.

તલ્કીન કરવું મુસ્તહબ છે, એટલે કોઈના પર મૃત્યુનો અસર જોવા મળે ત્યારે તેનો રિશ્તેદાર, જે તેની નજીક હોય, તેઓ મોટે અવાજે કલિમએ તય્યિબહ "લા ઈલાહ ઈલ્લલ્લાહ" પઢે છે અને મરનાર આ સાંભળીને પઢે છે. આ મુસ્તહબ છે. એક વખતે જયારે તે પઢી લે, તો તલ્કીન ત્યાં સુધી બંધ કરી દેવામાં આવે જયાં સુધી કે તે દુન્યવી વાત ન કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૭)

દફન પછી કબર પર તલ્કીન કરવું એટલે કબર પર ઊભા થઈને જોરથી કલિમો પઢવો , જેથી મય્યિતને મુન્કર નકીરના સવાલોના જવાબમાં આસાની થાય, તેની ગુંજાઈશ છે, પરંતુ ઉત્તમ નથી. (તહતાવી : ૩૦૬, શામી :૧ / ૭૮૬)

મય્યિતની પાછળનો જો એ મતલબ છે કે મૃત્યુ પછી આ કલિમો ઘરમાં ઈસાલે સવાબ માટે પઢવામાં આવે, તો જો તેમાં કોઈ દિવસ નક્કી ન હોય અને ન ખાવા – પીવાનો કોઈ બંદોબસ્ત હોય તો ગુંજાઈશ છે. અલબત્ત દિવસ નક્કી કરીને ઝિયારત, મહેમાનીના નામ પર લોકોને ભેગા કરવા અને કુર્આને કરીમ અથવા દુઆ

વગેરે રિવાજ પ્રમાણે કરવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મૃત્યુ વખતે કિબ્લા તરફ મોઢું કરવામાં આવે કે પગ ?

**સવાલ (૧૦૮૨) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે વ્યકિત જયારે સકરાતની હાલતમાં હોય અને તે વખતે તેનું માથું દક્ષિણ તરફ અને પગ ઉત્તર તરફ હોય અને એવી જ હાલતમાં તેનું મૃત્યુ થઈ ગયું હોય અને પગ કિબ્લા તરફ ન કરી શકયા હોય તો તેમાં કોઈ વાંધો છે ? અને તે કોઈ ફઝીલતથી વંચિત રહેશે.

વિવિધ કિતાબોમાં દા.ત. હિદાયા અને બહિશ્તે સમર વગેરેમાં છે કે પગ કિબ્લા તરફ કરવો જોઈએ અને માથું ઊંચે હોવું જોઈએ. તો તેનો અર્થ ફરજિયાત કરવું જ જોઈએ અથવા મુસ્તહબ છે ? જો પગ કિબ્લા તરફ ન કરવામાં આવ્યા હોય, તો તેમાં કોઈ ગુનોહ તો નથી ? ઉપરાંત હદીસ શરીફમાં છે કે એક સહાબી (રદિ.) એ વસિય્યત કરી કે મારા મૃત્યુ વખતે મોઢું કિબ્લા તરફ કરવામાં આવે, તો હવે સવાલ એ છે કે મોઢું કિબ્લા તરફ કરવામાં આવે કે પગ ? સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સકરાત વખતે મરનારને જમણા પડખે સુવડાવીને મોઢું કિબ્લા બાજુ કરવામાં આવે. જેમકે કબરમાં મુકવામાં આવે છે અને જેવી રીતે પથારી પર હોય છે, એટલે સુવાની જે સુન્નત રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવી છે, એવી રીતે સુવડાવવું સુન્નત છે. ઈમામ શાફિઈ (રહ.) અને ઈમામ માલિક (રહ.) નો મઝહબ પણ આ જ છે. (હિદાયા : ૧ / ૧૦૮)

દુર્રે મુખ્તાર વગેરેમાં તેને મસ્નૂન લખ્યું છે.

(દુર્રે મુખ્તાર : ૧ / ૭૯૦, આલમગીરી : ૧ / ૫૬)

મજમઉલ અન્હુરમાં છે :

يوجه المحتضر --- الى القبلة مضطجعا على شقه الايمن؛ لانه السنة المنقولة

هذا اذا لم يشق عليه وإلا ترك على حاله وجعل رجلاه الى القبلة

પરંતુ સીધા સુવડાવીને પગોને કિબ્લા તરફ કરી દેવામાં આવે તો પણ જાઈઝ છે. તેમાં રૂહ નીકળવામાં આસાની રહે છે. હિદાયહમાં લખ્યું છે.

والمختار فی بلادنا الاستلقاء لانه أيسر لخروج الروح

ધ્યાન રહે કે હિદાયા અને બીજી કિતાબોમાં ઉપરોકત હુકમ (પડખે સુવડાવવું) તે વખતે છે કે પડખું બદલવામાં મય્યિતને તકલીફ ન થાય. એટલે રૂમ એ પ્રકારનો હોય કે ખાટલો – પલંગ આસાની થી ફેરવી શકાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મય્યિતની સામે કુર્આને કરીમની તિલાવત કરવી

**સવાલ (૧૦૮૩) :** સકરાતની હાલતમાં શું પઢવું જોઈએ ? મય્યિતને સામે રાખીને તબારકલ્લઝી (સૂરએ મુલ્ક) પઢવું શરઈ દ્રષ્ટિએ કેવું છે ? શું ગુસલથી પહેલા કુર્આને કરીમની તિલાવત કરી શકીએ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિત જયારે સકરાતની હાલતમાં હોય ત્યારે સૂરએ યાસીન અને સૂરએ રઅદ પઢવાને ઉલમાએ કિરામે મુસ્તહબ લખ્યું છે. (દુર્રે મુખ્તાર વ શામી : ૧ / ૭૯૭)

રૂહ નીકળી ગયા પછી જયાં સુધી ગુસલ ન આપવામાં આવે, નજીક બસીને કુર્આનની તિલાવત કરવી મકરૂહ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૯૪) અલબત્ત ગુસલ આપ્યા પછી અથવા ગુસલથી પહેલા મય્યિતથી દૂર રહીને તિલાવત કરવી જાઈઝ છે. (શામી : ૧ / ૭૯૯)

સૂરએ તબારક ગુસલ પછી પઢે તો કોઈ વાંધો નથી, પરંતુ તેની કોઈ ખાસ ફઝીલત આવી નથી. ગુસલ પછી કોઈ ખાસ સૂરતની તિલાવતનો હુકમ સાબિત નથી. માટે સૂરત નક્કી કર્યા વગર કોઈ પણ સૂરત પઢવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મય્યિતના પગ પણ કિબ્લા તરફ કેમ કરવામાં આવે છે ? જયારે કે હયાતીમાં તેની મનાઈ છે.

**સવાલ (૧૦૮૪) :** શરીઅતનો હુકમ છે કે કિબ્લા તરફ પગ કરીને બેસવું ન જોઈએ, જયારે ઝૈદનું કહેવું છે કે મય્યિતના પગ કિબ્લા તરફ કરી દેવા જોઈએ. જેથી તેનું મોઢું કિબ્લા તરફ થઈ જાય. તો હયાતીમાં જે ચીજની મનાઈ હતી, શું મૃત્યુ પછી તે ચીજ જાઈઝ થઈ જાય છે ? ઝૈદની ઉપરોકત વાત સહીહ છે કે ખોટી ? વિસ્તૃત જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝૈદનું કહેવું સહીહ છે. મૃત્યુની હાલતમાં પગોને કિબ્લા તરફ થવું જોવામાં નહીં આવે, બલકે તેનો ખ્યાલ કરવામાં આવશે કે મોઢું કિબ્લા તરફ થઈ જાય, જે સુન્નત છે. (મજમઉલ અન્હુર : ૧ / ૧૭૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૭)

## (૫) મય્યિતનું મોઢું કિબ્લા તરફ કરવું

**સવાલ (૧૦૮૫) :** મય્યિતનું મોઢું કિબ્લા તરફ કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતનું મોઢું કિબ્લા તરફ કરવું સુન્નત છે. (આલમગીરી : ૧ / ૧૨૬, ફતાવા હિન્દિય્યહ : ૧૫૭)

## (૬) મય્યિતને કફન પહેરાવ્યા પછી તેના પગ કિબ્લા તરફ કરવા

**સવાલ (૧૦૮૬) :** મય્યિતને ગુસલ આપતી વખતે અને કફન પહેરાવ્યા પછી તેના પગ કિબ્લા તરફ કરવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને ગુસલ આપ્યા પછી તેને જમણા પડખે સુવડાવીને તેનો ચહેરો કિબ્લા તરફ કરી દેવો ઉત્તમ છે. અલબત્ત સકરાત વખતે તેને સીધો સુવડાવીને તેનું માથું થોડુ ઊંચે કરી દેવું જોઈએ. ચહેરો અને પગ બંને કિબ્લા તરફ કરી દેવામાં આવે. આ સુરત મય્યિતની રૂહ નીકળવામાં વધુ આસાન છે. (તહતાવી : ૫૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) મૃત્યુની સખ્તીને કારણે આસપાસના લોકો પર તલવાર ચલાવવી

**સવાલ (૧૦૮૭) :** એક કિતાબમાં લખ્યું છે કે વ્યકિતને મૃત્યુની સખ્તી એટલી હોય છે કે જો તેને છોડી દેવામાં આવે તો ત્યાં આસપાસ બેસેલા ઉપર તલવાર ચલાવવાનું શરૂ કરી દે. સવાલ એ છે કે ત્યાં બેસેલા પર તલવાર ચલાવવાનો તેનો હેતુ શું છે ? શું એ છે કે જે કુટુંબીજનો માટે તેણે દીનથી હટીને જિંદગી ગુઝારી છે અને તેમની પરવરિશમાં પોતાનો દીન ખરાબ કર્યો છે. તેમને કારણે જ તેને આ તકલીફ વેઠવી પડે છે. એટલા માટે હવે તે બદલો લેવા તલવાર ચલાવવા માંગે છે ? અથવા કોઈ બીજો હેતુ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

લેખકનો હેતુ, વ્યકિતના બદનથી રૂહ નીકળવાની સખ્તીને બયાન કરવાની હશે. એટલે રૂહ નીકળતી વખતે તકલીફ એવી થાય છે કે જો વ્યકિત ભાનમાં હોય તો એવી તકલીફ થાય કે પાગલ બનીને આવી હરકત કરવા લાગે, જેમકે પરેશાન હાલ વ્યકિત કે ગુસ્સામાં આવીને મારપીટ શરૂ કરવા લાગે છે. (બહરુર્રાઈક : ૨ / ૧૮૫)

એટલે હકીકતમાં તલવાર ચલાવવાને સાબિત કરવાનો હેતુ નથી, બલકે માત્ર રૂહ નીકળતી વખતે થતી તકલીફ બતાવવાની છે.

આમ તો આપે કિતાબનું નામ અને તેમાં વર્ણન કરેલ વિષય વસ્તુ લખી નથી કે હું બતાવી શકું કે લેખકનો હેતુ શું છે ? અને તેને આ વાત કયાંથી લખી છે. તેની સંપૂર્ણ વિગતો જાણ્યા વગર લેખકનો હેતુ સમજવો મુશ્કેલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ام عطية الانصارية رضی الله عنها، قالت دخل علينا رسول الله حين توفيت ابنته، فقال اغسلنها ثلاثا، أو خمسا، أو اكثر من ذلك ان رأيتن ذلك، بماء وسدر، واجعلن فی الآخرة كافورا۔ أوشيئا من كافور۔ فاذا فرغتن فآذننی، فلما فرغنا آذناه فأعطانا حقوه، فقال : أشعرنها إياه، تعنی إزارة۔

**તર્જુમો :** હઝરત ઉમ્મે અતિય્યહ અન્સારિય્યહ (રદિ.) થી રિવાયત છે કે જે વખતે હઝરત નબીએ કરીમ (સલ.) ની પુત્રી (હઝરત જૈનબ અથવા હઝરત ઉમ્મે કુલ્સુમ (રદિ.) ની વફાત થઈ, તો આપ અમારી પાસે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે તેણે ત્રણ અથવા પાંચ વખતે અથવા તેનાથી વધારે યોગ્ય સમજો તો વધારે વખતે ગુસલ આપો. પાણીમાં બોરડીના પાંદડા નાંખીને અને અંતે કપુર અથવા તેમાંથી કંઈક નાંખી દેવું. જયારે તમે ફારિગ થઈ જાઓ તો મને ખબર કરજો. જયારે અમે ફારિગ થઈ તો આપ (સલ.) ને ખબર કરી. માટે આપ (સલ.) એ અમને પોતાની ઈજાર આપી કે આનાથી તેનો કુર્તો બનાવી દો. આપનો હેતુ ઈજાર બનાવાનો હતો. (બુખારી : ૧ / ૧૬૭, હદીસ નં. ૧૨૫૨)

# મય્યિતને ગુસલ આપવા વિશે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મય્યિતને ગુસલ આપવા વિશે

## (૧) મય્યિતને ગુસલ આપ્યા પછી નાપાકી નીકળે તો શું હુકમ છે ?

**સવાલ (૧૦૮૮) :** એક સ્ત્રીનું મૃત્યુ થયું, તેને ગુસલ આપવામાં આવ્યું અને કફન પણ પહેરાવવામાં આવ્યું, ત્યાર પછી તેના શરીરમાંથી નાપાકી નીકળી અને કફનનું કપડું નાપાક થઈ ગયું, તો કફનનું જે કપડું નાપાક થયું હતું તેને તો બદલી નાંખ્યું પરંતુ બીજી વખતે એ મય્યિતને ગુસલ આપવામાં ન આવ્યું અને આમ જ તેની જનાઝાની નમાઝ પઢી લેવામાં આવી, તો તે નામાઝ થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસલ આપ્યા પછી કફન પહેરાવ્યા પહેલા જે નાપાકી નીકળે, તે ધોઈ લે. પરંતુ કફન પહેરાવવા પછી જો નાપાકી નીકળે તેને ધોવી જરૂરી નથી. ન શરીરનું ધોવું જરૂરી છે અને ન તો કફન ધોવું જરૂરી છે. અને ન બદલવું જરૂરી છે (માત્ર મુખ્ય નાપાકીને ધોઈ લે.) (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૯૭) એવી જ હાલતમાં નમાઝ પઢવી જાઈઝ છે.

(قوله وما خرج منه يغسله) اى تنظيفاله بحر۔قال الرملى: أى لا شرطاحتى لو صلى عليه من غير غسله جاز، وهذا مما لا يتوقف فيه اھ وفى الأحكام عن المحيط يمسح ما سال ويكفن۔وفى كتاب الصلاة للحسن اذا سال قبل أن يكفن غسل وبعده لا اھ۔۔

(શામી : ૧ / ૫૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મુર્દા – મૃતકને ગુસલ આપનારા માટે ગુસલનો હુકમ

**સવાલ (૧૦૮૯) :** મુર્દા–મૃતકને ગુસલ આપ્યા પછી ગુસલ આપનારાએ ગુસલ કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસલ આપનારાઓ માટે ગુસલ કરવું મુસ્તહબ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ

મુખ્તાર : ૨ / ૨૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મય્યિતને ગુસલ આપવું સવાબનું કામ છે.

**સવાલ (૧૦૯૦) :** એક વ્યકિતનું એવું કહેવું છે કે મય્યિતને ગુસલ આપનારા વ્યકિતનું દિલ મરી જાય છે અને એવા વ્યકિતની પાછળ નમાઝ સહીહ થતી નથી. એવો વ્યકિત નમાઝ પઢાવવાને બિલ્કુલ લાયક નથી, તો શું આ વાત સહીહ છે ? જો સહીહ છે તો મય્યિતને ગુસલ આપવાનો ધંધો બનાવી લેનારાના હકમાં આ વાત હશે અથવા કોઈ પણ પ્રકારનું મહેનતાણું અથવા હદિયા વગર માત્ર સવાબની નિય્યતથી ગુસલ આપનારા પેશ ઈમામ પર પણ આ જ હુકમ લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત વર્ણન કરેલ વ્યકિત ની આ વાત સહીહ નથી. બલકે કુર્આને પાક અને અહાદિષની તાલીમ વિરુદ્ધ છે. મય્યિતને ગુસલ આપવું ફર્ઝે કિફાયા છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૮, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૦૦) અને ફર્ઝે કિફાયાને અદા કરવાથી દિલ મરી જતું નથી. નબીએ કરીમ (સલ.) નો ઈર્શાદ છે કે એક વ્યકિતના બીજી વ્યકિત પર છ હક્કો છે, તેમાં એક એ પણ છે કે કોઈ મુસલમાનના મૃત્યુ પછી તેને ગુસલ આપવામાં આવે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૯૯)

બલકે મય્યિતને ગુસલ આપવાથી અલ્લાહ તઆલાનો ડર પૈદા થશે અને મૃત્યુનો ખ્યાલ સામે રહેશે કે ગઈ કાલે આ વ્યકિત હરતો ફરતો હતો, આજે રૂહ શરીરથી નીકળી જવાથી નિઃસહાય બની ગયો. કાલે મારો પણ આવો વખત આવવાનો છે. એવી રીતે મૃત્યુને યાદ કરશે, તો તેના દિલમાં નરમી પૈદા થશે, તેના દિલની દુનિયા આબાદ થશે. એટલે એ લોકોનું કહેવું કે "મય્યિતને ગુસલ આપવાથી દિલ મરી જાય છે." બિલકુલ ખોટું છે.

વર્ણન કરેલ ઈમામ સાહેબની ઈમામતમાં કોઈ ખરાબી આવશે નહીં, મહેનતાણું લઈને ગુસલ આપે અથવા સવાબની નિય્યતથી ગુસલ આપે, બંને સુરતો જાઈઝ છે. જયારે કોઈ કામ ફર્ઝે કિફાયા હોય તો તેની ઉપર મહેનતાણું લેવું જાઈઝ છે. પરંતુ જયારે કોઈ પુરુષ ગુસલ આપનાર ન હોય અથવા હોય તો એક – બે હોય તો હવે તેમની ઉપર ગુસલ આપવું ફર્ઝે ઐન થઈ જશે. અને મહેનતાણું લેવું જાઈઝ નથી. (તહતાવી : ૩૧૨)

એટલા માટે તમારા ઈમામ સાહેબ જો મય્યિતને ગુસલ આપશે તો એ ખૂબ

જ મોટા સવાબનું કામ ગણાશે. તેમની ઈમામતમાં કોઈ વાંધો નહીં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ફતાવા હુસૈનિય્યહના એક ફતવાની વધુ તેહકીક

સવાલ (૧૦૯૧) : ફતાવા હુસૈનિય્યહ (પાન નં. ૩૭) પર સવાલ નંબર ૧૮ ના જવાબમાં લખ્યું છે કે "જે વ્યકિતને તુચ્છ નજરે જોતા હોય, તેમની પાછળ નમાઝ પઢવી મકરૂહ છે. મય્યિતને ગુસલ આપવાના ધંધાને લોકો તુચ્છ સમજે છે અને ગુસલ આપનારનો ધંધો અપનાવનારને તુચ્છ નજરે જોવામાં આવે છે, એટલા માટે એવી વ્યકિત પાછળ નમાઝ ઉચિત નથી."

સવાલ એ છે કે જો કોઈ વ્યકિત માત્ર સવાબની નિય્યતથી મહેનતાણું અને હદિયો લીધા વગર મય્યિતને ગુસલ આપવાનો મામુલ બનાવી લે, તો આ ધંધો કહેવાશે કે નહીં ? અને આવી વ્યકિત પાછળ નમાઝ દુરૂસ્ત થશે કે નહીં ? તેમજ મય્યિતને ગુસલ આપવાનો સવાબ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફતાવા હુસૈનિય્યહના આ ફતવાથી તે લોકો મુરાદ છે, જે મહેનતાણું લઈને ગુસલ આપે છે. જો કોઈ વ્યકિત સવાબ સમજીને મય્યિતને ગુસલ આપતો હોય, તો તેના માટે ઉપરનો હુકમ નથી. એટલા માટે મહેનતાણું ન લેવું બહેતર છે.

રસૂલુલ્લાહ (સલ.) એ હઝરત અલી (રદિ.) ને આ હુકમ આપ્યો હતો કે " હે અલી ! મય્યિતને ગુસલ આપતા રહો, કારણ કે જે વ્યકિત મય્યિતને ગુસલ આપે છે, તેને સિત્તેર મગફિરત મળે છે. તેમાંથી જો એક મગ્ફિરતને વહેંચવામાં આવે તો તમામ જમીનવાળાઓ માટે કાફી થઈ જાય."

(નસ્બુર્રાયતિ અહાદિષિલ હિદાયતિ : ૨ / ૨૫૬)

એક બીજી રિવાયતમાં છે : " જે વ્યકિતએ કોઈ મય્યિતને ગુસલ આપ્યું અને તેને મય્યિતની અંદર કોઈ ખામી જોઈ અને તેને છુપાવી, તો તેના મોટા મોટા ચાલીસ ગુનાહ માફ કરી દેવામાં આવશે. જે વ્યકિત મય્યિતને કફન પહેરાવશે તો તેને જન્નતના રેશમી કપડા પહેરાવવામાં આવશે અને જેણે મય્યિત માટે કબર ખોદી અને તેમાં દફન કર્યો, તો તેને કયામત સુધી મય્યિત માટે મકાનમાં આશરો આપવાનો સવાબ મળશે."

મુસ્તદરક હાકિમે આ રિવાયત નકલ કરી છે અને ઈમામ મુસ્લિમ (રહ.) ની

શરત પ્રમાણે છે. (તહતાવી : ૩૧૨, મુસ્તદરક : ૧ / ૫૧૬, હદીસ નં. ૧૩૪૦)

એટલા માટે મહેનતાણું લીધા વગર માત્ર સવાબની નિય્યતથી મય્યિતને ગુસલ આપનાર માટે આ હુકમ લગાવવામાં નહીં આવે, એવી વ્યકિતની ઈજ્જત કરવી જોઈએ, તુચ્છ નજરે જોનારાઓની સ્પષ્ટ ગલતી છે. (મુસ્લિમ : ૨ / ૩૧૭, હદીસ નં. ૩૨–૨૫૬૪) માટે ફતાવા હુસૈનિય્યહના ફતવાનો મતલબ મારા મતે એ છે કે શરીઅતે જે લોકોને તુચ્છ સમજયા છે અને જેમને તુચ્છ નજરે જોવાનો હુકમ પણ છે, તો એવી વ્યકિત તુચ્છ સમજવાને લાયક છે અને તેને ઈમામતનો હોદ્દો ન આપવો જોઈએ. દા.ત. જે કાર્ય ઈસ્લામમાં ગુનોહ છે. તેવા કાર્યો કરે છે, તેમજ એવો કારોબાર કરે છે જેને લોકો તુચ્છ સમજે છે. દા.ત. કુતરા અથવા બિલાડીઓનો વેપાર કરે છે તો એવી વ્યકિત માટે મુફતીઓએ લખ્યું છે કે તેની ઈમામત મકરૂહ છે.

આજના જમાનામાં લોકો જાનવરોની જેમ માલની પાછળ દોડી રહયા છે. મુલ્યો બદલાઈ ગયા છે. અને હવે તો ઈમામતને જ તુચ્છ કારોબાર સમજે છે. એટલા માટે માલદાર લોકો પોતાની અવલાદને દીનની તાલીમ આપતા નથી. તો શું તેને કારણે ઉલમાએ કિરામે પઢાવવાનું છોડી દેવું જોઈએ ?

એવી રીતે ઉલમાએ કિરામને મય્યિતને ગુસલ આપવાનો ધંધો અપનાવવામાં કોઈ વાંધો નથી, બલકે તેઓ તેની સુન્નતો અને આદાબથી વધુ વાકેફ હોય છે. એટલા માટે તેઓ જાતે ગુસલ આપે અથવા તેમની દેખરેખ હેઠળ ગુસલ આપવાનો એહતિમામ કરવામાં આવે. જે લોકો તેને તુચ્છ સમજે છે. તેમને તેની ફઝીલત બતાવવામાં આવે.

ટૂંકમાં મય્યિતને ગુસલ આપનારની પાછળ ખામી વગર નમાઝ દુરુસ્ત છે. જે લોકો તેમને તુચ્છ સમજે છે તેઓ ગલતી પર છે, પોતાની ઈસ્લાહની ફિકર કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મય્યિતને ગુસલ આપવું ઈમામતના હોદ્દાની વિરુદ્ધ નથી

**સવાલ (૧૦૯૨) :** જે વ્યકિત હંમેશા મય્યિતને ગુસલ આપતો હોય, તેમની પાછળ નમાઝ જાઈઝ છે કે નહીં ? શું આ કાર્ય ઈમામતના હોદ્દાની વિરુદ્ધ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કફન, દફન, ગુસલ વગેરે મય્યિતના હકો છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૮) નબીએ કરીમ (સલ.) એ મય્યિતને ગુસલ આપનારાના અનેક ફઝાઈલ બયાન

ફરમાવ્યા છે, જે વ્યકિત મય્યિતને ગુસલ આપે અને તેની ખામીઓને છુપાવે, તો અલ્લાહ તઆલા તેને ગુનાહોથી પાક ફરમાવી દે છે.

(નસ્બુર્રાયતિ અહાદિષિલ હિદાયતિ : ૨ / ૨૫૬)

એક રિવાયતમાં છે કે તેના ચાળીસ ગુનાહોને માફ કરી દે છે.

(મુસ્તદરક : ૧ / ૫૧૬, હદીસ નં. ૧૩૪૦)

બીજી રિવાયતમાં છે કે જન્મજાત બાળકની જેમ તે ગુનાહોથી પાક થઈ જાય છે. (અત્તરગિબ વત્તરહીબ : ૩ / ૧૫૬)

આજે આ નેક કામથી દૂરી થઈ ગઈ છે. આલિમ અથવા ઈમામ સાહેબ ઉપરોકત કામ કરે છે તો સુન્નતનો ખાસ એહતિમામ કરે છે, પરંતુ સામાન્ય વ્યકિત જયારે ગુસલ આપે છે, તો સુન્નતનો એહતિમામ કરતો નથી, તે વિશે લોકોને મુતવજ્જેહ કરવાની જરૂરત છે.

મય્યિતને ગુસલ આપનારો જો ઈલ્મથી અજ્ઞાન હોય, તો તેની અજ્ઞાનતાને કારણે ઈમામત મકરૂહ થશે, મય્યિતને ગુસલ આપવાને કારણે નહીં, જો ગુસલ આપનારો આલિમે બાઅમલ છે તો તેમની ઈમામતમાં શંકાનું કોઈ કારણ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મુર્દા– મૃતકને ગુસલમાં કોગળા કરાવવા અને નાકમાં પાણી નાંખવું

**સવાલ (૧૦૯૩) :** જેવી રીતે જીવતા વ્યકિત માટે ગુસલના ત્રણ ફર્ઝ (કોગળા કરવા, નાકમાં પાણી નાંખવું અને આખા શરીર પર પાણી વહાવવું જરૂરી છે) જો તેમાંથી કોઈ એક ફર્ઝ છૂટી જાય તો ગુસલ થતું નથી. તો શું મુર્દા માટે પણ આ જ હુકમ છે ? હાલાંકે મુર્દાને કોગળા કરાવવા શકય બનતા નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને ગુસલમાં કોગળા કરાવવા અને નાકમાં પાણી નાંખવું ફર્ઝ નથી. માત્ર એટલું ફર્ઝ છે કે આખા શરીરને એક વખતે ધોવામાં આવે. બહેતર એ છે કે કોઈ બારીક કપડું અથવા રૂ પાણીમાં પલાળીને દાંત, હોઠ, તાળવું અને મોઢામાં ફેરવીને સાફ કરી દે, એવી રીતે નાકના અંદરના ભાગમાં પણ ફેરવી દે. (આલમગીરી : ૧ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) દારૂડિયાનું મય્યિતને ગુસલ આપવું

**સવાલ (૧૦૯૪) :** જે વ્યકિત નશામાં મસ્ત હોય, શું તે મય્યિતને ગુસલ આપી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નશાવાળી વસ્તુઓને જાતે વાપરનાર અને નશામાં મસ્ત રહેનારો (દારૂડિયો) ફાસિક છે. એટલા માટે આવી ખિદમત પર લગાવનારા વ્યકિતઓ ગુનેહગાર થશે. કારણ કે ફાસિક વ્યકિત વિશ્વાસુ અને આદરપાત્ર કાર્યોને લાયક નથી. અલબત્ત જો તેને ગુસલ આપ્યું છે તો કાફી સમજવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૯)

જો તે નશામાં મસ્ત છે. મોઢાથી બદબૂ આવી રહી છે, સંપૂર્ણ ભાનમાં પણ નથી તો હવે ગુસલ ફરી આપવું બહેતર છે, કારણ કે પૂર્ણ ગુસલ આપ્યું છે કે નહીં, આ શંકા છે. જો જાહેરમાં પૂર્ણ ગુસલ આપ્યું છે તો તે દુરુસ્ત છે, પરંતુ આવી વ્યકિતને ગુસલ આપવાથી રોકવામાં આવે, કોઈ નેક વ્યકિતને આ કામ સોંપવામાં આવે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૦૨)

## (૮) નાના છોકરા - છોકરીઓને ગુસલ કોણ આપે ?

**સવાલ (૧૦૯૫) :** માસૂમ છોકરા કે છોકરીનું મૃત્યુ થઈ જાય, તો પિતા અથવા દાદા ગુસલ આપી શકે છે કે નહીં ? તેમજ તેમને મોટા વ્યકિતઓની જેમ વુઝૂ કરાવવું, તખ્તાને ધૂણી આપવી અને મસ્નૂન તરીકા પર કફન આપવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માસુમ છોકરો કે છોકરીનું મૃત્યુ થઈ જાય તો પિતા અથવા દાદામાંથી કોઈ પણ ગુસલ આપી શકે છે. પિતા, દાદા સિવાય ગેર મહરમ પુરુષ અને સ્ત્રી પણ ગુસલ આપી શકે છે. પરંતુ બહેતર એ છે કે નાના છોકરાને પુરુષ અને નાની છોકરીને સ્ત્રીઓ ગુસલ આપે.

ويغسل الرجال الرجال والنساء والنساء ولايغسل أحدهما الآخر فإن كان الميت صغير
الا يشتهى جاز أن يغسله النسائ وكذا إذا كانت صغيرة لاتشتهى جاز للرجال غسلها

(આલમગરી : : ૧ / ૧૨૮)

અને જેવી રીતે પુખ્તવયના બુદ્ધિશાળી પુરુષ અને સ્ત્રીને ગુસલ આપવાનો અને કફન – દફન કરવાનો મસ્નૂન તરીકો છે, એ જ તરીકો માસુમ છોકરા –

છોકરીનો પણ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મય્યિતને ગુસલ આપતી વખતે તેના પગ કિબ્લા તરફ રહી જાય તો શું હુકમ છે ?

**સવાલ (૧૦૯૬) :** મય્યિતને ગુસલ આપતી વખતે તેના પગ કિબ્લા તરફ કરીને ગુસલ આપવું જાઈઝ છે કે નહીં ? જો ભૂલથી કિબ્લા તરફ પગ કરીને ગુસલ આપવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર એ છે કે જે રીતે મય્યિત અને ગુસલ આપનારને સહુલત અને આસાની હોય, એ રીત અપનાવવી જોઈએ. કેટલાક ઉલમાએ કિરામનું કહેવું છે કે પગ કિબ્લા તરફ હોવા જોઈએ. બીજો મત એ છે કે ઉત્તર – દક્ષિણ સુવડાવીને કિબ્લા બાજુ કરવામાં આવે. (શામી : ૧ / ૮૦૦, આલમગીરી : ૧ / ૧૨૬)

હિદાયાના હાશિયા નં. ૬ માં ફત્હુલ કદીરના હવાલાથી લખ્યું છે કે કિબ્લા તરફ પગ અથવા રૂખ કરવું જાઈઝ છે. (ફત્હુલ કદીર : ૨ / ૧૦૬) સરખ્સીના હવાલાથી લખ્યું છે કે જે રીતે આસાન હોય, તે અપનાવે. માટે કિબ્લા તરફ પગ કરવા જાઈઝ છે. ગુનોહ નથી. (અલ મબ્સુત અલ સરખ્સીઃ ૨ / ૫૯–૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જે મય્યિતની ચામડી નીકળી જવાનો ખતરો હોય, તેને ગુસલ આપવું

**સવાલ (૧૦૯૭) :** એક વ્યકિત કુવામાં પડીને મરી ગયો અને તેની લાશ ૨ દિવસ અને ૩ રાતો તેમાં રહી. ત્યાર પછી પોસ્ટમાર્ટમમાં એક દિવસ થઈ ગયો અને આ બધા કારણોને લીધે તેનું શરીર ખૂબ જ ફૂલી ગયું. હવે હાલત એવી છે કે માત્ર હાથ લગાવવાથી પણ ચામડી નીકળી જાય છે. તેને કારણે ગુસલ આપવું મુશ્કેલ છે અને તેનો વિકલ્પ તયમ્મુમ પણ મુશ્કેલ છે, એટલા માટે કે હાથ લગાવવો જ મુશ્કેલ છે. એવી હાલતમાં ગુસલ અને તયમ્મુમ છોડી દેવામાં આવે તો કોઈ વાંધો છે ? અથવા તેના મોઢા પર અને હાથ પર (તયમ્મુમ માટે) ધૂળ અથવા રાખોડી નાંખી દેવામાં આવે. શરઈ રીતે જે હલ હોય તે લખીને મોકલવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં ગુસલ આપવું જરૂરી છે માત્ર પાણી નાંખી દેવામાં આવે, હાથ ન લગાવવામાં આવે કે જેના કારણે ચામડી નીકળી જાય.

ولو كان الميت متفسخا يتعذر مسحه كفى صب الماء عليه، كذا في التتارخانية ناقلا عن العتابية

(આલમગીરી : ૧ / ૧૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ગુસલના પાણીને બોરડીના પાન નાંખીને ગરમ કરવું

**સવાલ (૧૦૯૮) :** મય્યિતના ગુસલના પાણીમાં બોરડીના પાન નાંખીને ગરમ કરવામાં આવે છે, તેનું શું કારણ છે ? જો બોરડીના પાન ન હોય તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેને લીધે ચામડી નરમ પડી જાય છે અને મેલ નીકળી જાય છે, બોરડીના પાન ન હોય તો માત્ર પાણીથી સાબુ લગાડીને ગુસલ આપી દે. બોરડીના પાન નાંખી ગરમ કરવું મુસ્તહબ છે.

(બુખારી : ૧ / ૧૬૭,હદીસ નં. ૧૨૫૩, મુસ્લિમ : ૧ / ૩૦૫, હદીસ નં.૩૬–૯૩૯)

## (૧૨) મય્યિતને ગુસલ આપનારનું વુઝૂ હોવું જરૂરી છે ?

**સવાલ (૧૦૯૯) :** મય્યિતને ગુસલ આપનારનું વુઝૂ હોવું જરૂરી છે ? જો એવી વ્યકિત ગુસલ આપે, જેનું વુઝૂ ન હોય, તો ગુસલ સહીહ થશે કે નહીં ? અને વુઝૂ વગર આ રીતે ગુસલ આપવાને કારણે તે ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર એ છે કે ગુસલ આપનારા વ્યકિતનું વુઝૂ હોય, જો કે એવો વ્યકિત પણ ગુસલ આપી શકે છે જેનું વુઝૂ ન હોય. ગુસલ દરેક રીતે થઈ શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



ويوضع الكافور على مساجده، وأرادوا بالمساجد: الجبهة، واليدين، والركبتين، تشريفا للميت؛ لان المغتسل فى حالة الحياة قد يتطيب، ولا بأس بسائر الطيب فى الحنوط، غير الزعفران، والورس فى حق الرجل، ولا بأس به فى حق المرأة۔

**તર્જુમો :** અને કપૂર તેમના સિજદાની જગ્યાએ મુકવામાં આવે અને મસાજિદથી ફુકહાએ મય્યિતના માન સન્માનનો ખ્યાલ રાખીને કપાળ, બંને હાથ અને ઘૂંટણોનો અર્થ લીધો છે. એટલે કે ગુસલ કરનારો જિંદગીમાં ખુશ્બુ લગાવ્યા કરતો હતો. પુરુષો માટે વરસ અને કેસર સિવાયની ખુશ્બુ લગાવવામાં કોઈ વાંધો નથી અને સ્ત્રીઓ માટે આ બંનેમાં પણ કોઈ વાંધો નથી. (તોહફતુલ ફુકહા : ૧ / ૨૪૩)

# મય્યિતને કફન આપવાનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મય્યિતને કફન આપવાનું બયાન

## (૧) નાના બાળકોના કફન-દફનનો તરીકો

**સવાલ (૧૧૦૦) :** બાલિગ પુરુષ અને સ્ત્રીની કબર પર ખોબો ભરીને માટી નાંખતા સૂરએ તાહાની આયત :

مِنۡهَا خَلَقۡنٰكُمۡ وَفِيۡهَا نُعِيۡدُكُمۡ وَمِنۡهَا نُخۡرِجُكُمۡ تَارَةً اُخۡرٰى

પઢવામાં આવે છે. તેમજ તેમની કબર પર પાણી પણ ત્રણ વખત નાંખવામાં આવે છે. સવાલ એ છે કે શું એવી રીતે માસુમ બાળકોની કબર પર માટી નાંખતી વખતે ઉપરોકત આયત પઢવી જોઈએ ? અને શું નાબાલિગ – માસુમની કબર પર પાણી નાંખવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાલિગ પુરુષ અને સ્ત્રીને કબરમાં ઉતાર્યા પછી માટી નાંખતી વખતે જેવી રીતે ઉપરોકત આયત પઢવી મુસ્તહબ છે, એવી રીતે નાબાલિગની કબર પર માટી નાંખતી વખતે પણ પઢવી મુસ્તહબ છે. અને તેની કબર પર પાણી નાંખવું પણ મુસ્તહબ છે. પરંતુ યાદ રહે, ઉપર બયાન કરેલી વસ્તુઓ મુસ્તહબ છે, જરૂરી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) નાની બાળકીનું કફન

**સવાલ (૧૧૦૧) :** એક મહિનાની નાની બાળકીના કફનમાં કેટલા કપડાં જરૂરી છે? તેના માટે મોટી સ્ત્રી જેટલા જ કપડા જરૂરી છે ? અથવા બે કપડાંનું કફન કાફી થઈ જશે ? અને અત્તર – કાફૂર (કપૂર) વગેરે લગાવવું સહીહ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાની બાળકી માટે પાંચ કપડાંઓની જરૂરત નથી, બે કપડાંઓમાં કફન કાફી છે. જો વધારે કપડાં વાપરવામાં આવ્યા હોય તો પણ જાઈઝ છે.

(ફતાવા આલમગીરી : ૧ / ૧૬૦)

કાફૂર-કપૂર વગેરે મય્યિતના શરીરને જીવજંતુઓથી સુરક્ષિત રાખવા માટે લગાડવામાં આવે છે, એટલે નાની બાળકીના કફનમાં પણ લગાવવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મય્યિતની છાતી પર આયત અથવા કલિમએ તય્યિબા લખવું

**સવાલ (૧૧૦૨) :** અહીંયા સુરતમાં એક ઘટના બની કે એક વ્યકિતનું મૃત્યુ થઈ ગયું, તો તેને દફન કરતી વખતે છાતી પર એક લખેલો પત્ર મુકવામાં આવ્યો અને દફન કરી દીધો. સવાલ એ છે કે આ રીતે મય્યિતની છાતી પર કુર્આનની આયત, કલિમએ તય્યિબા અથવા અન્ય લખાણ લખીને મુકવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતની છાતી પર આયતે કરીમા, કલિમએ તય્યિબહ અથવા કલિમએ શહાદત લખેલો પરચો – કાગળ મુકવો અને તેને સવાબનું કામ સમજવું જાઈઝ નથી. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા (રદિ.)ના જમાનામાં આ કામ થતું ન હતું. ઉપરાંત તેમાં આયતે કરીમા અથવા કલિમએ તય્યિબહની બેઅદબી છે કે લાશ જયારે ફૂલશે – ફાટશે, તો તેની બેઅદબી થશે, એટલે આ જાઈઝ નથી.

અલબત્ત જો આંગળીથી શાહી વગર એટલે માત્ર આંગળી ફેરવી દેવામાં આવે અને કલિમએ તય્યિબહ લખવામાં આવે, તો તેની ગુંજાઈશ છે. (શામી : ૩ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મય્યિતની પેશાની–કપાળે કલિમએ તય્યિબહ લખવો

**સવાલ (૧૧૦૩) :** મય્યિતને કફન પહેરાવતી વખતે તેની પેશાની પર કલિમએ તય્યિબહ લખવો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાહીથી લખવું જાઈઝ નથી. અલબત્ત ગુસલ પછી કફન પહેરાવતી વખતે, પેશાની પર આંગળીના ઈશારાથી બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ અને છાતી પર લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ લખવામાં આવે, તો ગુંજાઈશ છે. (શામી : ૧ / ૪૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ઝમઝમના પાણીમાં ભીના કરેલા કપડામાં કફન આપવું

**સવાલ (૧૧૦૪) :** સલામ મસ્નૂન ! અરજ છે કે બરબુધનમાં એક વૃદ્ધ અમ્માનું મૃત્યુ થઈ ગયું, તો તેમને મક્કા મુકર્રમાનું કફન અને તેને ઝમઝમના પાણીમાં ભીનું કરવામાં આવ્યું હતું, તેનાથી કફન આપ્યું, તેની ઉપર કોઈએ કહયું કે ઝમઝમના

પાણીથી ભીનું કરેલ કફન નથી આપી શકતા, કારણ કે મય્યિત કબરમાં નષ્ટ થઈ જાય છે, તો તેનાથી ઝમઝમથી ભીનું કરેલ કપડાંની બેઅદબી થાય છે અને ગુનોહ થાય છે. સવાલ એ છે કે શું ઝમઝમના પાણીમાં ભીના કરેલા કપડાંમાં મય્યિતને કફન આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપર વર્ણન કરેલ વ્યકિતની વાત દુરુસ્ત નથી, પાક વ્યકિતનું ઝમઝમના પાણીથી ગુસલ કરવું અને વુઝૂ કરવું જાઈઝ છે. કપડાં સુકા થતાં પાણી ખતમ થઈ જાય છે. એટલે ઝમઝમના પાણીની બેઅદબીનો કોઈ સવાલ નથી. માટે બરકતના વાસ્તે ઝમઝમના પાણીમાં ભીનું કપડું સુકું કરીને તેમાં ફકન આપવું જાઈઝ છે.

(તહતાવી : ૨૧,૨૨)

ઈમ્દાદુલ ફતાવા ભાગ ૧ / ૭૧૫ માં લખ્યું છે કે અરબ અને અન્ય દેશોના હાજીઓનો ઘણાં વર્ષોથી એ રિવાજ ચાલું છે કે ઝમઝમના પાણીમાં ભીના કરેલાં કપડામાં કફન આપે છે અને ઉલમાએ કિરામે તેની મનાઈ કરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કફન પર ઝમઝમનું પાણી છાંટવું

**સવાલ (૧૧૦૫) :** કફન પર ઝમઝમનું પાણી છાંટવું અથવા ઝમઝમના પાણીમાં ભીનું કરેલું કપડું સુકુ કરીને તેમાં કફન આપવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે. (તહતાવી : ૨૧, ૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) શું મય્યિતના કફન, દાઢી અને વાળો પર અત્તર લગાવવું જહાલત છે ?

**સવાલ (૧૧૦૬) :** ઘણાં ઉલમાએ કિરામ મય્યિતના કફન પર અત્તર લગાવવાને જહાલત કહે છે, તો શું મય્યિત માટે અત્તર વાપરવું નાજાઈઝ છે ? એવી રીતે દાઢી અને માથાના વાળોમાં અત્તર લગાવી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતના શરીરના તે ભાગો જેની ઉપર સિજદો થાય છે જેમકે પેશાની, ઘૂંટણો વગેરે તેની ઉપર કાફૂર અથવા ખુશ્બૂ લગાવવી સુન્નત છે. અલબત્ત કફન પર

ખુશ્બૂ ન લગાવે. ધ્યાન રહે કે ખુશ્બૂ રંગીન ન હોય.

ویوضع الحنوط فی رأسه ولحیته وسائر جسده،کذا فی المحیط،ولابأس بسائر الطیب غیر الزعفران والورس فی حق الرجل،کذا فی الإیضاح۔ ویوضع الکافور علی جبهته وأنفه ویدیه ورکبتیه وقدمیه۔ (આલમગીરી : ૧/ ૧૨૯)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કફન પહેરાવ્યા પછી લોબાન અથવા અગરબત્તીની ધુણી આપવી

**સવાલ (૧૧૦૭) :** મય્યિતને કફન પહેરાવ્યા પછી તેની સામે લોબાન અથવા અગરબત્તીની ધુણી આપવી જાઈઝ છે કે નહીં ? જો કોઈ ધુણી આપે તો કોઈ વાંધો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કફનને લોબાન અથવા અગરબત્તીની ધુણી આપીને પહેરાવવું મુસ્તહબ છે. કફન પહેરાવ્યા પછી ધુની ન આપવામાં આવે. (ફત્હુલ કદીર : ૨ / ૧૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જે ટુકડાથી કફનમાં ગાંઠ મારી હોય, તેને બાદમાં શું કરે ?

**સવાલ (૧૧૦૮) :** મય્યિતને કબરમાં સુવડાવીને તેના કફનના કપડાંની ગાંઠ ખોલી નાંખવામાં આવે છે. સવાલ એ છે કે એ ગાંઠ મારેલા ટુકડાને કફન સાથે રાખવું જોઈએ અથવા કાઢી નાંખવું જોઈએ ? એ ટુકડાને કબર સિવાય કોઈ જગ્યાએ નાંખવામાં કોઈ વાંધો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બંને તરીકા દુરુસ્ત છે. જો ટુકડા – પટ્ટી મોટી હોય. (જે બાદમાં કામમાં લઈ શકાય એમ હોય) તો તેને કાઢી લેવું જરૂરી છે. નહીં તો ફુઝુલ ખર્ચીને લીધે ગુનોહ થશે. જો નાના ટુકડા – પટ્ટી હોય તો કાઢવા જરૂરી નથી. (શુઅબુલ ઈમાન : ૮ / ૪૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن قيس بن عباد قال كان أصحاب رسول الله صلى الله عليه وسلم يكرهون رفع الصوت عن ثلاث عند القتال، وعند الجنائز وعند الذكر

**તર્જુમો :** હઝરત કૈસ બિન ઉબાદહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) ના સહાબા (રદિ.) ત્રણ મોકા પર અવાજ બુલંદ કરવાને પસંદ કરતા ન હતા. કતલ કરતી વખતે, જનાઝાના મોકા પર અને ઝિક્ર વખતે.
(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૬ /૫૧૩, હદીસ નં. ૩૩૪૨૦)

# જનાઝાને ઉઠાવવાનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# જનાઝાને ઉઠાવવાનું બયાન

## (૧) જનાઝો ઉઠાવતી વખતે જોરથી કલિમએ શહાદત પઢવું

**સવાલ (૧૧૦૯) :** મય્યિતને કંધો– ઉઠાવતી વખતે જોરથી કલામે પાક અને કલિમએ શહાદત "અશ્હદુ અન્ લા ઈલાહ ઈલ્લલ્લાહ" પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની પાછળ શાંતિથી ચુપચાપ ચાલવું સુન્નત છે. કંઈ પઢવું હોય તો મનમાં પઢો. જોરથી પઢવું મકરૂહ છે. (સૂનને કુબ્રા : ૪ / ૧૨૪, હદીસ નં. ૭૧૮૨) જનાઝાની પાછળ ચાલતી વખતે પઢવા માટે કોઈ ખાસ ઝિક્ર, દુરૂદ શરીફ અથવા કુર્આન શરીફની તિલાવત કરવામાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જનાઝાને કંધો આપતી વખતે જોરથી કલિમએ શહાદત પઢવું

**સવાલ (૧૧૧૦) :** જનાઝાને કંધા પર ઉઠાવતી વખતે કલિમએ શહાદત જોરથી પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉલમાએ કિરામ ફરમાવે છે કે જનાઝાને લઈને ચાલતી વખતે ખામોશ રહેવું જોઈએ, જોરથી ઝિક્ર કરવું અને જોરથી કુર્આન પઢવું મકરૂહ છે. (બહરુર્રાઈક : ૨ / ૨૦૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૨) માટે કલિમએ શહાદત અથવા કોઈ બીજુ ઝિક્ર ધીમેથી કરવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શિયાના જનાઝાને કંધો આપવાની મનાઈ કરવી

**સવાલ (૧૧૧૧) :** અમારે ત્યાં રઝાખાની મોલવીઓએ શિયા અને વોહરા જમાત વિશે એ એલાન કરી રાખ્યું છે કે જો તેમનામાંથી કોઈ મુસલમાનના જનાઝામાં કંધો આપવા આવે તો તેમને જાહેરમાં મના કરી દેવામાં આવે, તો આ રીતે કંધો આપવાથી શિયા અથવા વોહરાને બધા લોકો સામે રોકવા અને બેઈજ્જત કરવા

શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શિયા હોય અથવા અન્ય કોઈ, જયારે તે જનાઝામાં હાજર થઈને કંધો આપતો હોય તો તેને રોકવો અખ્લાકની વિરુદ્ધ છે. જો શિયા ધર્મ વિમુખ અને કાફિર પણ હોય, તો તેની નાપાકી હુકમી–શરતી છે, જાહેરમાં તેની ઉપર કોઈ નાપાકી નથી. (સૂરએ તૌબા ૨૮, રૂહુલ મઆની : ૫ / ૨૬૯) પછી બધા લોકોની સામે રોકવામાં તેની બેઈજજતી પણ છે. માટે આવું ન કરવું જોઈએ. (સુનને નસાઈ : ૨ / ૨૬૬, હદીસ નં. ૪૯૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) કંધો આપવા માટે જનાઝાની આગળ ચાલવું અને સફ બનાવવી

**સવાલ (૧૧૧૨) :** મય્યિતને કંધો આપવા માટે લાંબી લાંબી સફો બની ગઈ હોય. તો એવી હાલતમાં કંધો આપવા માટે જનાઝાની આગળ ચાલી શકીએ છે ? અને શું જનાઝાની આગળ કંધો આપવા માટે સફ બનાવી શકીએ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફીઓના મતે જનાઝાની પાછળ ચાલવું મુસ્તહબ છે. પરંતુ આપના લખવા પ્રમાણે લોકો કંધો આપવાની ઈચ્છા ધરાવે છે અને બધાની પાછળ ચાલવાથી તકલીફ થઈ શકે છે, તો એવી હાલતમાં આગળ સફ બનાવી શકાય છે, કોઈ વાંધો નથી. (મજમઉલ અન્હુર : ૧ / ૧૮૬, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મય્યિતને કંધો આપનાર લોકોએ કેવી રીતે ચાલવું જોઈએ ?

**સવાલ (૧૧૧૩) :** મય્યિતને કંધો આપનારા લોકોએ કેવી રીતે ચાલવું જોઈએ ? અને ઓછામાં ઓછા કેટલા કદમ ચાલે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝો ઉઠાવનારો પહેલા મય્યિતની જમણી બાજુએ આગળનો હિસ્સો ઉઠાવીને દસ કદમ ચાલે, પછી જમણી બાજુએ પાછળનો હિસ્સો, પછી ડાબી બાજુએ આગળનો હિસ્સો, પછી ડાબી બાજુએ પાછળના હિસ્સામાં કંધો આપતા

દસ કદમ ચાલે. ભીડ વધારે હોય તો, જે પાંચ – છ કદમ ચાલવાનું ભાગમાં આવે ચાલે, જાઈઝ છે. (મજમઉલ અન્હુર : ૧ / ૧૮૫, ૧૮૬, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૦૯) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મય્યિતને ગાડીમાં કબ્રસ્તાન લઈ જવું

**સવાલ (૧૧૧૪) :** કબ્રસ્તાન દૂર હોય તો મય્યિતને બસ, ટેકસી, ટ્રક વગેરેમાં લઈ જઈ શકાય કે નહીં ? અને લઈ જઈએ તો કેવી રીતે લઈ જઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબ્રસ્તાન દૂર હોય, અને ઉઠાવનારા લોકો હાજર ન હોય, અથવા હોય તો ઉઠાવવામાં તકલીફ હોય, તો ગાડી વગેરેમાં મય્યિતને લઈ જવી જાઈઝ છે.

(મરાકિયુલ ફલાહ : ૬૦૩)

અલબત્ત ગાડીને ઝડપથી ચલાવવામાં ન આવે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૨) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે



عن علی، قال: قال رسول الله صلی الله علیه وسلم : للمسلم علی المسلم ست بالمعروف، یسلم علیه اذا لقیه، ویجیبه إذا دعاہ، ویشمته إذا عطس، ویعودہ إذا مرض، ویتبع جنازته إذا مات، ویحب له ما یحب لنفسه۔

**તર્જુમો :** હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : એક મુસલમાનના બીજા મુસલમાન પર છ હકો છે. (૧) જયારે તેનાથી મુલાકાત થાય તો તેને સલામ કરે (૨) જયારે તે દાવત આપે તો તેની દાવત કબૂલ કરે (૩) જયારે તેને છીંક આવે (અને તે અલ્હમ્દુલિલ્લાહ કહે) તો યરહમુકલ્લાહ કહીને તેની છીંકનો જવાબ આપે. (૪) જયારે તે બિમાર પડે તો તેની બિમારપુર્સી કરવામાં આવે. (૫) જયારે તે મૃત્યુ પામે તો તેના જનાઝા સાથે (કબ્રસ્તાન) જાય અને (૬) તેના માટે તે પસંદ કરે જે પોતાના માટે પસંદ કરે છે. (તિરમિઝી શરીફ : ૨ / ૧૦૨, હદીસ નં. ૨૭૩૬)

# જનાઝાની નમાઝનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# જનાઝાની નમાઝનું બયાન

## (૧) ફર્ઝ નમાઝ વખતે જનાઝો તૈયાર હોય, તો પહેલાં કઈ નમાઝ પઢવી ?

**સવાલ (૧૧૧૫) :** અઝાનના અડધા કલાક પછી જમાત ઊભી થાય છે, તે દરમિયાન જો કોઈ જનાઝો આવી જાય અને લોકો પણ હાજર હોય, તો પહેલા જનાઝાની નમાઝ પઢવી જોઈએ અથવા જમાત જલ્દી ઊભી કરી દેવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌ પ્રથમ ફર્ઝ નમાઝ અદા કરવામાં આવશે, ત્યાર બાદ જનાઝાની નમાઝ પઢવામાં આવશે. (અલ–મુહીતુલ બુરહાની ફિલ ફિકહે નોઅમાની : ૨ / ૨૦૨) અને જો ઈદની નમાઝનો વખત હોય, તો પહેલા ઈદની વાજિબ નમાઝ, પછી જનાઝાની નમાઝ અદા કરવી જોઈએ. (શામી : ૧ / ૮૩૩)

અલબત્ત જો બધા નમાઝીઓ હાજર હોય, અથવા પહેલાથી જાણ કરી દેવામાં આવે, તો જમાત થોડી વહેલી પણ ઊભી કરી શકાય છે. નક્કી કરેલા સમય પર પઢવી જરૂરી નથી. નક્કી સમય તો મુકતદીઓની સહુલત માટે હોય છે. અને આ સુરતમાં સહુલત તેમાં છે કે જયારે બધા લોકો ભેગા થઈ જાય, તો નમાઝ શરૂ કરી દેવામાં આવે. પરંતુ તેની જાણ નમાઝીઓને પહેલાથી કરી દેવી જોઈએ. જેથી બીજા દિવસોમાં જે સમય નક્કી હતો તેના પહેલા જમાત ઊભી કરવામાં તેમની જમાત છુટી ન જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) સુબ્હે સાદિક, તુલૂએ આફતાબ અને અસરની નમાઝ પછી જનાઝાની નમાઝ પઢવી કેવું છે ?

**સવાલ (૧૧૧૬) :** સુબ્હે સાદિક વખતે જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં? એવી રીતે ફજરની નમાઝ પછી, તુલૂએ આફતાબ વખતે અને અસરની નમાઝ પછી જનાઝાની નમાઝ પઢવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણે વખતમાં કોઈ પણ નમાઝ હોય, ફર્ઝ, નફલ અથવા જનાઝાની પઢવી

જાઈઝ નથી (૧) તુલૂએ આફતાબ વખતે (સૂર્ય નીકળતી વખતે) (૨) ઝવાલ વખતે જયારે કે સૂર્ય માથા પર હોય (૩) ગુરૂબે આફતાબ વખતે (સૂર્ય ડુબતી વખતે).

(મુસ્લિમ : ૧ / ૨૭૬, હદીસ નં. ૨૯૩ – ૮૩૧)

સુબ્હે સાદિક પછીથી તુલુએ આફતાબ પહેલા સુધી અને અસરની નમાઝ પછી જયાં સુધી સુર્યની રોશનીમાં ફરક ન પડે, ત્યાં સુધી તે સમયમાં કઝા નમાઝ, નમાઝે જનાઝા અને સિજદએ તિલાવત કરવું જાઈઝ છે. એવી રીતે કયારેક સૂર્યની રોશનીમાં ફરક આવી ગયો હોય અને તે વખતે મય્યિત અને કફન – દફનની તૈયારી હોય, તો એવી હાલતમાં પણ જનાઝાની નમાઝ અદા કરવી સહીહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જનાઝાની નમાઝ પછી, જનાઝો, ઉઠાવવાથી પહેલા દુઆ માંગવી

**સવાલ (૧૧૧૭) :** જનાઝાની નમાઝ પછી મય્યિત માટે, ત્યાં જ જનાઝો ઉઠાવવાથી પહેલા દુઆ માંગવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ નથી, એટલા માટે કે હદીસ શરીફથી સાબિત નથી, જનાઝાની નમાઝ જ દુઆ છે, હવે દુઆની શી જરૂરત છે ? હાં, દફન પછી દુઆની ગુંજાઈશ છે. (મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) આત્મહત્યા કરનારાની જનાઝાની નમાઝ પઢવી

**સવાલ (૧૧૧૮) :** આત્મહત્યા કરનારની જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ? રસૂલુલ્લાહ (સલ.) એ અથવા સહાબા (રદિ.)એ એવી કોઈ જનાઝાની નમાઝ પઢી હતી કે નહીં ? એવી રીતે રઈસુલ મુનાફિકીનની જનાઝાની નમાઝ પઢી હતી કે નહીં ? અથવા માત્ર દુઆ કરાવી હતી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આત્મહત્યા કરનારની જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨/૨૧૧,૨૧૨) રઈસુલ મુનાફિકીનની જનાઝાની નમાઝ રસૂલુલ્લાહ (સલ.) એ પઢાવી હતી, બાદમાં અલ્લાહ તઆલાએ મુનાફિકીનની જનાઝાની નમાઝ પઢવાની મનાઈ ફરમાવી દીધી. (સૂરએ તવબહ : ૮૪, બુખારી : ૧ / ૧૮૨, હદીસ

નં.૧૩૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) રસ્તાથી જનાઝો પસાર થવા પર કંધો આપ્યો, તો કબ્રસ્તાન સુધી જવું અને જનાઝાની નમાઝ પઢવી જરૂરી છે?

**સવાલ (૧૧૧૯) :** (૧) જનાઝો જો અમારી દુકાન પાસેથી પસાર થાય, તો જનાઝાને કંધો આપવા જવું કેવું છે ? ઘણાં દુકાનદારોને જોયા કે દુકાન ખુલ્લી મૂકીને કંધો આપવા માટે જાય છે, તો આ કાર્ય કેવું છે ? (૨) લોકો એવું કહે છે કે જયારે જનાઝાને કંધો આપ્યો તો કબ્રસ્તાન સુધી જવું અને જનાઝાની નમાઝ પઢવી જરૂરી છે. તો આ વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧–૨) એક મુસલમાનના બીજા મુસલમાન પર કેટલાક હકો છે. તેમાં એક એ છે કે તેના જનાઝામાં જવું. (તિર્મિઝી : ૨ / ૧૦૨, હદીસ નં. ૨૭૩૬) પરંતુ આ ફર્ઝે કિફાયા છે. જો મુસલમાનોમાંથી અમુકે આ અદા કરી લીધું તો બધા તરફથી કાફી થઈ જશે. જો કોઈએ પણ આ હક અદા ન કર્યો તો બધા ગુનેહગાર થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૧૧) એટલા માટે દુકાન પાસેથી જયારે જનાઝો પસાર થાય તો દુકાનમાં રહેનાર લોકો માટે ઉચિત એ છે કે જનાઝાની સાથે જાય અને નમાઝ પઢે. જો શકય હોય તો દફનવિધિમાં પણ શરીક થઈ જાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૯) પરંતુ જો કોઈ વ્યકિત માત્ર કંધો આપીને પરત આવી જાય તો તેને કોઈ ગુનોહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) બેનમાઝીની જનાઝાની નમાઝ

**સવાલ (૧૧૨૦) :** અમારી બિરાદરીમાં અમારા એક રિશ્તેદાર છે, તેમને હું ખૂબ જ નજીકથી જાણું છું, લગભગ ૧૫ – ૨૦ વર્ષથી દુઆ – સલામ છે. તે દરમિયાન મેં તેમને કયારેય નમાઝ પઢતા નથી જોયા, જયારે પણ એમને નમાઝની દાવત આપું છું, તો કહે છે કે મને મારા હાલ પર છોડી દો, મારી ફિકર ન કરો વગેરે.

સવાલ એ છે કે જો આવી વ્યકિતનું મૃત્યુ થઈ જાય તો તેની જનાઝાની નમાઝ પઢી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી વ્યકિત સખત ગુનેહગાર છે. (મુસ્લિમ : ૧ / ૬૧, હદીસ નં. ૧૩૪–૮૨) પરંતુ તેની જનાઝાની નમાઝ પઢવામાં આવશે. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૨ / ૨૧૧, દારે કુત્ની : ૨ / ૪૦૩, હદીસ નં. ૧૭૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) બુટ–ચપ્પલ પર ઊભા રહીને જનાઝાની નમાઝ પઢવી

**સવાલ (૧૧૨૧) :** બુટ – ચપ્પલ ઉતારીને તેની ઉપર ઊભા રહીને જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બુટ – ચપ્પલ વગેરે પાક હોય તો તેની ઉપર ઊભા રહીને નમાઝ પઢવાની ગુંજાઈશ છે. (બહરુર્રાઈક : ૨ / ૧૯૩, ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૬૨)

## (૮) ગુસલ અને જનાઝાની નમાઝ વગર દફન કરેલા બાળકનો હુકમ

**સવાલ (૧૧૨૨) :** એક બાળકનો જન્મ થયો, ચોવીસ કલાક જીવતો રહયો, પછી મૃત્યુ થઈ ગયું, ગુસલ અને જનાઝાની નમાઝ પઢયા વગર તેને દફન કરી દીધો. આ વિશે શરીઅતનો શું હુકમ છે. ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનના ઘરે જન્મેલા દરેક બાળકની વફાત પર ગુસલ આપવું, કફન પહેરાવવુ અને જનાઝાની નમાઝ પઢવી ફર્ઝે કિફાયા છે. દરેક મુસલમાનની જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયા છે. નાનો હોય કે મોટો, પુરુષ હોય કે સ્ત્રી.

(ફતાવા હિન્દિય્યહઃ૧/ ૧૫૯)

ફર્ઝે કિફાયાનો મતલબ એ છે કે વસ્તીના કેટલાક લોકો જનાઝાની નમાઝ પઢી લેશે તો બધા તરફથી ફર્ઝ અદા થઈ જશે. જો કોઈ ન પઢે તો બધા ગુનેહગાર થશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૦૭)

સવાલ પ્રમાણે જો અંદાજો એ હોય કે લાશ ફૂલી – ફાટી નથી તો જનાઝાની નમાઝ કબર પર પઢી શકાય છે. લાશ ફૂલવા– ફાટવાનો સમય આબોહવા, મોસમ અને જમીનની નરમી, સખ્તી પર આધારિત હોય છે. ઉલમાએ કિરામે ત્રણ દિવસથી એક મહિનાની મુદ્દત લખી છે. (રદ્દુલ મુહતાર અલા દૂર્રિલ મુખ્તાર : ૨ / ૨૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઈદગાહમાં જનાઝાની નમાઝ, અને જનાઝાની નમાઝ પઢવાની જગ્યાએ ઈદની નમાઝ પઢી શકાય અથવા નહીં ?

**સવાલ (૧૧૨૩) :** અમારા ગામમાં ઈદગાહ છે. શું ત્યાં ઈદગાહમાં જનાઝાની નમાઝ પઢી શકાય છે ? અને જનાઝાની નમાઝ પઢવા માટેની જગ્યા અલગથી છે. તો ત્યાં ઈદની નમાઝ પઢી શકાય છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે જગ્યા જનાઝાની નમાઝ પઢવા માટે બનાવી છે, તેમાં ઈદની નમાઝ પઢવી જાઈઝ છે, અલબત્ત જગ્યા પાક હોવી જરૂરી છે, તેમજ નજીકમાં કબરો ન હોય.

(મુસ્લિમ : ૧ / ૩૧૨, હદીસ નં. ૯૭–૯૭૨)

એવી રીતે ઈદગાહમાં પણ જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે.

(તહતાવી : ૫૯૫)

એવી રીતે જનાઝાની નમાઝ, કોઈના મકાનમાં અથવા જાહેર માર્ગો પર પણ પઢવી જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૨૫)

અલબત્ત ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી મુસ્તહબ છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૬૯)

કોઈ મજબૂરી દા.ત. વરસાદ વગેરે હોય તો જુમ્આ મસ્જિદમાં પઢવી મુસ્તહબ છે. (ફત્હુલ બારી : ૨ / ૪૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જનાઝાની નમાઝમાં ચાર તકબીરને બદલે ત્રણ કહેવી

**સવાલ (૧૧૨૪) :** જનાઝાની નમાઝમાં જે ચાર તકબીરો કહેવી ફર્ઝ છે, તેને બદલે કોઈ ત્રણ તકબીર કહીને સલામ ફેરવી દે તો નમાઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નમાઝ નહીં થાય. એટલા માટે કે જનાઝાની નમાઝમાં ચાર તકબીરો કહેવી ફર્ઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) જો બે લાશોમાંથી મુસ્લિમની ઓળખ ન થઈ શકે તો ?

**સવાલ (૧૧૨૫) :** બે વ્યકિતઓ બન્ને સાથે સફર કરી રહયા હતા, તેમાં એક મુસ્લિમ અને બીજો ગેર મુસ્લિમ હતો, સફર દરમિયાન આગ લાગવાથી બન્ને સંપૂર્ણ સળગી ગયા, અહીં સુધી કે તેમાં મુસ્લિમ અને ગેર મુસ્લિમની ઓળખ પણ

હવે શક્ય નથી, તો હવે સવાલ એ છે કે ગુસલ કોને આપવામાં આવે ? કફન કોને આપવામાં આવે ? અને જનાઝાની નમાઝ કોની પઢવામાં આવે ? ગેર મુસ્લિમ માટે આ બધી વસ્તુઓ દુરુસ્ત નથી અને મુસલમાનને સળગાવવો સહીહ નથી. આ વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓળખની કોઈ પણ નિશાની બાકી ન રહે તો બન્ને મય્યિતને ગુસલ આપીને કફન પહેરાવીને જનાઝાની નમાઝ પઢવામાં આવે અને નિય્યત એ કરવામાં આવે કે આ બન્નેમાંથી જે મુસલમાન છે હું તેની જનાઝાની નમાઝ પઢું છું અને આ મજબૂરીને કારણે મય્યિતને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવા પણ સહીહ છે. (દુર્રે મુખ્તાર શામી : ૨ / ૨૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) અપરિચિત લાશની જનાઝાની નમાઝ પઢવી

**સવાલ (૧૧૨૬) :** જંગલમાંથી એક સ્ત્રીની લાશ મળી, તેનું મુસ્લિમ કે ગેર મુસ્લિમ હોવાની કોઈ જાણકારી નથી, તો તેની ઉપર અમને ઈસ્લામી તરીકા પ્રમાણે નમાઝ પઢવી અને દફન કરવું જરૂરી છે. અથવા ગેર મુસ્લિમ સમજીને જનાઝાની નમાઝ અને દફન ન કરવું બહેતર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જંગલમાંથી જે અપરિચિત લાશ મળી, તેના શરીર અથવા કપડાં વગેરે ઉપર કોઈ નીશાની તેના મુસલમાન હોવાની માલૂમ થાય તો તેને ઈસ્લામી તરીકા પ્રમાણે તેની જનાઝાની નમાઝ પઢવામાં આવે અને તેને દફન કરવામાં આવે. જો નીશાનીથી તેનું મુસ્લિમ કે ગેર મુસ્લિમ હોવાનું માલૂમ ન થાય તો આસપાસની વસ્તીમાં જોવામાં આવશે કે વસ્તી કઈ કોમની છે. જો મુસલમાનોની વસ્તી આસપાસ જોવા મળે તો મુસલમાન સમજીને તેની જનાઝાની નમાઝ પઢવામાં આવશે અને તેને દફન કરવામાં આવશે અને જો આસપાસની વસ્તી મુસલમાન નથી તો તેને ગેર મુસ્લિમ સમજીને માત્ર દફન કરવામાં આવશે. જનાઝાની નમાઝ આ સુરતમાં પઢવી જરૂરી નથી. ટુંકમાં જનાઝાની નમાઝ ત્યારે પઢવામાં આવશે જયારે કે લાશનું મુસલમાન હોવાનું યકીન હોય, કોઈ મુસલમાનને જનાઝાની નમાઝ પઢયા વગર દફન કરવાના મુકાબલામાં કોઈ કાફિરની જનાઝાની નમાઝ પઢવી વધારે ખરાબ છે. માટે ખૂબ જ અહતિયાત કરવામાં આવે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૦૧, ૨૦૨) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) જનાઝાની નમાઝ જોરથી પઢવી

**સવાલ (૧૧૨૭) :** જનાઝાની નમાઝ જહરી નમાઝની જેમ જોરથી પઢી શકાય કે નહીં ? આ વિશે હુઝૂરે અકરમ (સલ.), સહાબાએ કિરામ (રદિ.) અને તાબિઈને ઈઝામથી કોઈ સુબૂત મળે છે ? શું ચારે ઈમામોમાંથી કોઈએ તે સાબિત કર્યુ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ સર્વાનુમતે ધીમેથી પઢવામાં આવશે, દુઆ વિશે કોઈ મતભેદ ઈમામો વચ્ચે નથી. હા, જે ઈમામોને ત્યાં જનાઝાની નમાઝમાં સૂરએ ફાતિહાની કિરાઅત થાય છે, તેમની નજીક સૂરએ ફાતિહા જોરથી પઢવાની એક રિવાયત છે. પરંતુ તેમના મતે પણ જમ્હુરનું કથન જ સહીહ છે કે જનાઝાની નમાઝ ભલે દિવસે પઢવામાં આવે કે રાતમાં, કિરાઅત ધીમેથી કરવામાં આવશે. બીજા કથનમાં માત્ર રાત્રીની જનાઝાની નમાઝમાં જોરથી કિરાઅત થશે. ટૂંકમાં દિવસે ધીમી અવાજે પઢવામાં બધાનો એકમત છે અને રાત્રીમાં જમ્હુરની નજીક ધીમેથી પઢવાનો હુકમ છે. કેટલાકની નજીક જોરથી કિરાઅત છે. (અલ્ મિન્હાજ શર્હે મુસ્લિમ : ૭ /૩૦) અલબત્ત દુઆ વિશે બધા એકમત છે કે ધીમેથી પઢવામાં આવશે. માટે ઈમામ શાફિઈ (રહ.) નો આ જ મસ્લક છે. હઝરત ઈમામ નવવી (રહ.) ફરમાવે છે કે હઝરત ઔફ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ એક વ્યક્તિની જનાઝાની નમાઝ પઢાવી. તો મેં આપની દુઆ યાદ કરી લીધી. હઝરત ઈમામ નવવી (રહ.) ફરમાવે છે :

وأما الدعاء فيسر به بلا خلاف، وحينئذ يتأول هذ الحديث على أن قوله حفظت من

دعائه أى علمنيه بعد الصلاة فحفظته

તેનાથી માલુમ થયું કે દુઆ મતભેદ વગર બધા ઈમામોની નજીક ધીમેથી પઢવામાં આવશે. એટલા માટે ઉપરોકત હદીસનો મતલબ એ થશે કે નમાઝ પછી આપ (સલ.) એ મને દુઆ શિખવાડી અને મેં યાદ કરી લીધી.

(મુસ્લિમ : ૧ / ૩૧૧, હદીસ નં. ૮૫ – ૯૬૩)

હઝરત ઈમામ નવવી (રહ.) એ આ હદીસની શરહમાં લખ્યું છે કે આ રિવાયતથી દુઆનું જોરથી પઢવાનું સમજમાં આવે છે. પછી અર્થઘટન કર્યુ કે બની

શકે છે કે નમાઝ પછી નબીએ કરીમ (સલ.)એ આ દુઆ શિખવાડી હોય.
(નવવી : ૭/૩૦)

અસલ વાત એ છે કે રિવાયતમાં રાવીનું કથન છે કે

سمعت رسول الله صلى الله عليه وسلم

કે મેં જનાઝાની નમાઝમાં આપ (સલ.)ને પઢતા સાંભળ્યા. તો તેનો મતલબ એ છે કે જનાઝાની નમાઝમાં સફો વચ્ચે અંતર હોતું નથી. એટલે ઈમામ ધીમેથી પઢે છે તો પણ નજીકમાં ઉભેલો વ્યકિત તેને સાંભળે છે. અને હુઝૂર (સલ.) કેટલીક વખતે જાણીજોઈને તાલીમ માટે એવી રીતે પઢતા હતા કે નજીકનો વ્યકિત સાંભળી શકે. (બુખારી : ૧ / ૧૭૮, હદીસ નં. ૧૩૩૫)

શામીમાં છે : فكان مما ظهر من صلاته

એટલે રાવી કહે છે કે આપ (સલ.)ની નમાઝથી જાહેર થઈ રહયું હતું કે આપ (સલ.) આ દુઆ પઢી રહયા છે.

આ પ્રકારનો ભેદ જોહર અને અસરની કિરાઅતમાં પણ થયો છે. તેથી હઝરત અબૂ કતાદહ (રદિ.) થી રિવાયત છે કે હુઝૂરે અકરમ (સલ.) ઝોહર અને અસરની બે રકાતોમાં સૂરએ ફાતિહા અને સૂરત પઢતા હતા. અને કયારેક કોઈ આયત અમને સંભળાવી દેતા હતા. એટલે જોરથી પઢતા હતા, જેથી અમને ખબર પડી જાય કે હું શું પઢું છું. મતલબ એ છે કે ઝોહર અને અસરની નમાઝમાં જોરથી કિરાઅત જાઈઝ છે. (નસાઈ : ૨ / ૧૬૪, હદીસ નં. ૯૭૫)

## (૧૪) જનાઝાની નમાઝ પહેલી સફમાં અફઝલ છે કે છેલ્લી સફમાં ?

**સવાલ (૧૧૨૮) :** લોકોમાં એ વાત મશ્હૂર છે કે જનાઝાની નમાઝ પહેલી સફને બદલે છેલ્લી સફમાં પઢવી અફઝલ છે. શું આ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ છેલ્લી સફમાં પઢવી અફઝલ છે. એટલા માટે કે આ નમાઝનો મકસદ એ છે કે મય્યિત માટે અલ્લાહ તઆલાથી મગફિરતની દુઆ અને સિફારિશ કરવામાં આવે, તો તેમાં આજીજી બહેતર છે. એટલા માટે જનાઝાની નમાઝમાં કોશિશ એ કરવી જોઈએ કે વધુમાં વધુ સફો બને. ઓછામાં ઓછી ત્રણ સફો જરૂર બનાવે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૧૪) જો બીજી નમાઝોની

જેમ આ નમાઝમાં પણ પહેલી સફને અફઝલ કરવામાં આવતી, તો બધા લોકો એ કોશિશ કરશે કે પહેલી સફમાં નમાઝ પઢીએ અને એ રીતે સફો ઓછી બનશે. માટે જનાઝાની નમાઝ છેલ્લી સફમાં પઢવી અફઝલ છે. (શામી : ૧ / ૪૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જનાઝાની નમાઝ છેલ્લી સફમાં પઢવી અફઝલ કેમ છે ?

**સવાલ (૧૧૨૯) :** કેટલાક લોકોનું કહેવું છે કે જનાઝાની નમાઝ પહેલી સફને બદલે છેલ્લી સફોમાં પઢવી અફઝલ એટલા માટે છે કે નમાઝી, મય્યિતથી દૂર રહે, કારણ કે પહેલી સફમાં મય્યિતને કિબ્લો બનાવીને તેની તરફ રૂખ કરીને નમાઝ પઢવાથી શિર્કની બુ આવે છે. જયારે કે છેલ્લી સફમાં તેનો ખ્યાલ આવતો નથી. આ કારણ મને કોઈ કિતાબના હવાલાથી માલુમ થયું નથી. જો આ કારણ દુરુસ્ત હોય તો તેના હવાલાની જાણ કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ છેલ્લી સફમાં પઢવી અફઝલ છે. કારણ કે આ મોકો નમ્રતા બતાવવાનો છે. અને પાછળ રહેવામાં નમ્રતા જાહેર થાય છે. બીજુ કારણ એ પણ છે કે જનાઝાની નમાઝમાં સફોનું વધારે હોવું અફઝલ છે. ત્રણ પાંચ અથવા સાત સફો પર મગફિરતની ખૂશખબરી છે. તેથી જો સાત વ્યકિતઓ જનાઝાની નમાઝમાં હાજર હોય, તો એક ઈમામત કરાવશે, ત્રણ પહેલી સફમાં, બે બીજી સફમાં અને એક છેલ્લી સફમાં ઊભો રહેશે. જો પહેલી સફને અફઝલ કરવામાં આવે તો દરેક વ્યકિત પહેલી સફમાં ઊભો રહેવાની કોશિશ કરશે. પરિણામે વધુ સફો નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૧૪)

સવાલમાં વર્ણન કરેલ કારણ કે મય્યિતની નજીક ઊભા રહીને નમાઝ પઢવાથી શિર્કની બુ આવે છે. આ દુરસ્ત માલુમ થતું નથી. અને ન મારી નજરમાં આવ્યું છે. ઉપરાંત જનાઝાની નમાઝમાં શરત છે કે મય્યિત નમાઝીઓની સામે ખાસ કરીને ઈમામની સામે હોય. તેમજ જનાઝાની નમાઝમાં મય્યિત ઈમામ સમાન હોય છે. તો પછી તેની નજીક રહેવાથી શિર્કની શંકા કેવી રીતે થઈ શકે ? (શામી : ૨ / ૨૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) જનાઝાની નમાઝ પઢાવવાનું મહેનતાણું લેવું

**સવાલ (૧૧૩૦) :** જનાઝાની નમાઝ પઢાવવા માટે ઈમામ સાહેબને, મુતવલ્લી

સાહેબો તરફથી દર મહિને અથવા જયારે નમાઝ પઢાવે છે ત્યારે કંઈક રકમ આપવામાં આવે છે, તો શું આ પ્રકારની રકમ ઈમામ સાહેબ માટે લેવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયા છે. પરંતુ જયારે કોઈ પઢાવનારો ન હોય, તેઓ એકલા હોય, તો એવી હાલતમાં તેમના જિમ્મે નમાઝ પઢાવવી વાજિબ થશે. ફર્ઝે કિફાયાની સુરતમાં રકમ લેવી જાઈઝ છે અને વાજિબની સુરતમાં લેવી જાઈઝ નથી. (તહતાવી : ૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) નમાઝ અને બીજા ફર્ઝો છોડનારાની જનાઝાની નમાઝ

**સવાલ (૧૧૩૧) :** મારી નાની માની ઉમર લગભગ ૭૦ અને ૮૦ની વચ્ચે છે. તેમનું નામ મરયમ છે. નમાઝ, રોઝા વગરે દીનના ફર્ઝોના બિલ્કુલ પાબંદ નથી. તેમની પુત્રી (મારી માતા) કહે છે કે મેં મારી વાલિદાને લગભગ છેલ્લા ચાળીસ વર્ષોથી ન તો જુમ્આની નમાઝ પઢતા જોયા છે અને ન તો ઈદની નમાઝ પઢતા જોયા છે, અને હું મારી વાત કરું તો મેં મારી ચોત્રીસ વર્ષની જિંદગીમાં તેમને ન નમાઝ પઢતા જોયા છે અને ન રોઝા રાખતા જોયા છે. આ વાત બિલ્કુલ સહીહ છે અને હું મારી શકિત પ્રમાણે તેમને સમજાવવાની કોશિશ પણ કરું છું. હું મારી નાનીને "મૃત્યુ પછી" ની વાતો બતાવું છું. તો તે કહે છે કે મૃત્યુ પછી કોઈ જીવતું થશે ? અને જન્નત અને ત્યાંની નેઅમતોનો પણ ઈન્કાર કરે છે.

મારો સવાલ એ છે કે જો હું જીવતો રહું અને તેઓ મૃત્યુ પામી જાય, તો શું હું તેમની જનાઝાની નમાઝ પઢી શકું છું ? તેઓ સમજદાર અને તંદુરસ્ત પણ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુનાહોને કારણે માનવી ઈસ્લામથી નીકળી જતો નથી. (અકીદતુત્તહાવી : ૬૦)

આપની નાની ન નમાઝ પઢે છે અને ન રોઝા રાખે છે, પરંતુ ઈમાને મુજમલ અને ઈમાને મુફસ્સલ પર તેમનો અકીદો છે, તો તેઓ મુસલમાન છે. જો અકીદામાં ખામી હશે તો ઈમાનમાં ખરાબી આવશે. જો અકીદો સહીહ અને દુરુસ્ત છે, તો આપ જનાઝાની નમાઝ પઢી શકો છો. (અબૂદાવૂદ : ૧ / ૩૪૩, હદીસ નં. ૨૫૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) બે જનાઝાઓની નમાઝ એક સાથે પઢવી

**સવાલ (૧૧૩૨) :** બે જનાઝા એક સાથે હોય, તો શું બંને જનાઝાની નમાઝ એક સાથે અથવા અલગ અલગ થશે ? જનાઝા મુકવાની તરતીબ શું રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બે જનાઝા એક સાથે હોય, તો બંનેની જનાઝાની નમાઝ એક સાથે થઈ શકે છે. જનાઝા મુકવાની તરતીબ નીચે પ્રમાણે છે.

(૧) જનાઝાઓમાં જે અફઝલ હોય. તેને સૌ પ્રથમ મુકવામાં આવશે. પછી બીજી મય્યિતનું માથું પહેલા મય્યિતના ખભા બરાબર, પછી ત્રીજી મય્યિતને પણ એવી રીતે સીડીઓની જેમ મુકવામાં આવશે અને ઈમામ પહેલા જનાઝાની સામે ઊભા રહીને નમાઝ પઢાવશે.

(૨) બીજી સુરત એ છે કે જનાઝાને એક પછી એક લાઈન બનાવીને એકની પાછળ એક મુકવામાં આવે. પહેલા પુરુષોમાં સૌથી અફઝલને મુકવામાં આવે. પછી કિબ્લા બાજુ તેનાથી ઓછા દરજ્જાની મય્યિતને, એવી રીતે મુકવામાં આવે. આ સુરતમાં ઈમામથી તે જનાઝો નજીક હશે, જે સૌથી અફઝલ હોય અને તે જનાઝો દૂર હશે જે સૌથી દરજ્જામાં ઓછો હોય.

(وإذا اجتمعت الجنائز فإفراد الصلاة) على كل واحدة (أولى) من الجمع وتقديم الافضل أفضل (وإن جمع) جاز، ثم إن شاء جعل الجنائز صفا واحدا وقام عند أفضلهم ، وإن شاء (جعلها صفا مما يلى القبلة) واحدا خلف واحد (بحيث يكون صدر كل) جنازة (مما يلى الإمام) ليقوم بحذائ صدر الكل وإن جعلها درجا فحسن لحصول المقصود۔

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૧૮–૨૧૯)

## (૧૯) જનાઝાની નમાઝ મસ્જિદની સહેનમાં થઈ શકે છે ?

**સવાલ (૧૧૩૩) :** જનાઝાની નમાઝ મસ્જિદની સહેનમાં થઈ શકે છે કે નહીં ? જયારે સહેન બંધ અને મસ્જિદની હદમાં છે, અને જો મસ્જિદની હદમાં ન હોય તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સહેન જો મસ્જિદની હદમાં દાખલ હોય તો ત્યાં જનાઝાની નમાઝ મકરૂહ છે.

અલબત્ત જો સહેન મસ્જિદની હદની બહાર છે, તો તેમાં અણગમા વગર જનાઝાની નમાઝ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) મસ્જિદની સહેનમાં જનાઝાની નમાઝ પઢવી જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૧૩૪) :** મસ્જિદની બહાર સહેન છે, જે મસ્જિદના હુકમમાં નથી, પરંતુ તે સહેનમાં બીજી જમાઅત થાય છે. સવાલ એ છે કે એ સહેનમાં જનાઝાની નમાઝ પઢી શકાય છે કે નહીં ? એ સહેનથી મસ્જિદમાં દાખલ થવા માટે ત્રણ મોટા દરવાજા છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે સહેન મસ્જિદમાં દાખલ નથી તો જનાઝાની નમાઝ ઉપરોકત વર્ણન કરેલ સહેનમાં અદા કરવી જાઈઝ છે. મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ જયારે વર્ણન કરેલ સહેન મસ્જિદના હુકમમાં દાખલ નથી અને મસ્જિદની નિય્યત કરેલી નથી, તો તેમાં જનાઝાની નમાઝ પઢવામાં કોઈ અણગમાનું કારણ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) જનાઝાની નમાઝમાં કબરો સામે હોવી, ઈમામની સામે સુતરહ અથવા દિવાલની આડ કરવી

**સવાલ (૧૧૩૫) :** (૧) એક કબ્રસ્તાનમાં એક બાળકની કબર છે, જે મુર્દા પેદા થયું હતું. જનાઝાની નમાઝ વખતે તે સામે પડે છે, તે સિવાય અન્ય કોઈ કબર સામેની દિશામાં નથી, તો આ રીતે બાળકની કબર સામે હોવાથી ત્યાં જનાઝાની નમાઝ પઢી શકાય છે ?

(૨) કબ્રસ્તાનમાં કબરો જનાઝાની નમાઝની સામે હોય છે અને નમાઝ વખતે વચ્ચે દિવાલ વગેરેની કોઈ આડ હોતી નથી. તો તે વખતે સામે આડ કરી શકીએ છે કે નહીં ? તે આડ ઈમામની સામે હોય, તો જનાઝાની આગળ કરવામાં આવે અથવા બીજી જગ્યાએ ? જે પણ તરીકો હોય લખીને મોકલશો. ઈમામનો એક સુતરહ (આડ) કાફી છે અથવા મુકતદીઓની સામે રાખવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સુતરહ (આડ) અને દિવાલની જરૂરત નથી અને મુસ્તહબ કાર્ય પણ નથી. હઝરત આયશા (રદિ.) અને હઝરત ઉમ્મે સલમા (રદિ.) ના જનાઝાની નમાઝ હઝરત અબૂ હુરયરહ (રદિ.) એ બકીઅના કબ્રસ્તાનમાં પઢી હતી. અને નમાઝ પઢનારાઓમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) પણ હતા. અને સામે સુતરહ (આડ) ન હતો. (તહાવી અલા મરાકિયુલ ફલાહ : ૩૨૭)

(૨) મય્યિત જો ઈમામની સામે હોય, તો કબર ઈમામની સામે હોવામાં કોઈ વાંધો નથી. કેટલીક વખતે કબરો પર જનાઝાની નમાઝ પઢવામાં આવે છે, જયારે કે મય્યિતને જનાઝાની નમાઝ પઢયા વગર દફન કરી દેવામાં આવી હોય.

(બહરુર્રાઈક : ૨ / ૧૯૬)

એટલા માટે કબરો સામે હોવામાં કોઈ વાંધો નથી અને સુતરહ અને દિવાલ – આડ કરવાની પણ કોઈ જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ગેર મુસ્લિમોની બિમારપુર્સી અને તેમની અંતિમ વિધિમાં હાજરી

**સવાલ (૧૧૩૬) :** અમારે ત્યાં ખ્રિસ્તીઓ અને હિંદુઓ વગેરે રહે છે. ઘણાં મુસલમાનો તે ખ્રિસ્તીઓ અને હિન્દુઓના કારખાનાઓમાં કામ કરે છે. સવાલ એ છે કે તે ગેર મુસ્લિમોમાંથી જયારે કોઈ બિમાર પડે તો સંબંધીને કારણે તેમની બિમારપુર્સી અને મૃત્યુ પામે તો તેમની ધાર્મિક વિધિમાં શરીક થઈ શકે છે કે નહીં ? તેમજ તેના કુટુંબિજનોની તાઝિયત કરી શકે છે કે નહીં ? વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાફિર, યહૂદી અથવા ખ્રિસ્તીઓના મોહલ્લા અને ગામમાં મુસલમાન રહે છે અને તે લોકો મુસલમાનો સાથે સારો વર્તાવ કરે છે. તો મુસલમાનો માટે પણ જાઈઝ છે કે તેમની બિમારપુર્સી માટે જાય, બલકે બિમારપુર્સી કરવું, ભલે કાફિર હોય, સવાબનું કામ છે અને જો તેમાં નિય્યત ઈસ્લામની તબ્લીગની કરી લે તો વધુ સવાબનો હકદાર બનશે. રસૂલુલ્લાહ (સલ.) પણ એક ગેર મુસ્લિમ યહૂદી છોકરાની ખબર અને બિમારપુર્સી માટે તશરીફ લઈ ગયા હતા અને તેને ઈસ્લામની દાવત આપી હતી અને આપ (સલ.) ની દાવતને કારણે તે છોકરો મુસલમાન થઈ ગયો હતો. (બુખારી : ૧ / ૧૮૧, હદીસ નં. ૧૩૫૬) એવી રીતે નબી (સલ.) પોતાના કાકા અબૂ તાલિબની બિમારપુર્સી અને ઈમાનની દાવત માટે પણ તશરીફ લઈ ગયા

હતા. (બુખારી : ૧ / ૧૮૧, હદીસ નં. ૧૩૬૦)

ગેર મુસ્લિમોના જનાઝામાં હાજરી (જયારે કે કોઈ સંબંધ કે મસ્લિહતને કારણે હોય તો) ગુંજાઈશ છે. પરંતુ શરત એ છે કે તેમના ધાર્મિક કાર્યોથી દૂર રહે, તેમના ધાર્મિક કાર્યોમાં શરીક થવું જાઈઝ નથી. (રૂહુલ મઆની : ૫ / ૩૪૨, સૂરએ તવબહ : ૮૪) બલકે તેમના ધાર્મિક કાર્યો અને રીત રિવાજને કોઈ સારું સમજશે, તો તેના ઈમાનથી નીકળી જવાનો અંદેશો છે. (કિફાયતુલ મુફતી : ૪ / ૨૦૨)

અલબત્ત ગેર મુસ્લિમથી રિશ્તેદારીનો સંબંધ હોય અને તેના કફન – દફન માટે કોઈ ગેર મુસ્લિમ ન હોય, તો મુસલમાન પોતાના આ ગેર મુસ્લિમ રિશ્તેદારને દફન કરી શકે છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૩૭) તેની શકલ એ હશે કે તેને એક કપડામાં લપેટી દે, અને ખાડો ખોડીને તેમાં દાટી દે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) 'ખોજા' ના જનાઝામાં હાજરી અને મુસ્લિમ કબ્રસ્તાનમાં દફન

**સવાલ (૧૧૩૭) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં કે અમારે ત્યાં એક ફિરકો "ખોજા" નામનો (આ ફિરકો અકીદામાં શિયા જેવો છે.) ઘણાં વર્ષોથી રહે છે. તેમનું કોઈ અલગથી કબ્રસ્તાન નથી. હવે બન્યું એવું કે આ ફિરકાના એક વ્યકિતનું મૃત્યુ થઈ ગયું, તો તેમને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવા માટેની પરવાનગી માંગી. પરવાનગી આપવામાં આવી અને મુસલમાનો ના કબ્રસ્તાનમાં તેમને દફન કરી દેવામાં આવ્યા. માત્ર એટલું જ નહીં બલકે અમારી મસ્જિદના એક મોઅઝ્ઝિન સાહેબે તેમને ગુસલ આપ્યું અને બીજી મસ્જિદના ઈમામ સાહેબે જનાઝાની નમાઝ પઢાવી. આ વિશે નીચેના સવાલોના જવાબ પૂછવા છે :

(૧) "ખોજા કોમ" ના મુર્દાને અમારા કબ્રસ્તાનમાં દફન કરી શકાય કે નહીં?

(૨) સુન્ની હનફી મુસલમાન સિવાય કોઈ પણ કોમના મુર્દાને અમારા કબ્રસ્તાનમાં દફન કરી શકાય કે નહીં ?

(૩) જો આ (ખોજાને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન) ની ઈજાઝત નથી તો ઉપરોકત ઘટના વિશે હવે શું હુકમ છે ?

(૪) ખોજા કોમના મુર્દાને આપનામાંથી કોઈ ગુસલ આપી શકે છે કે નહીં ?

(૫) અને એવા મુર્દાની જનાઝાની નમાઝ સુન્ની મસ્લકના ઈમામ સાહેબ પઢાવી શકે છે કે નહીં ? સુન્નીઓનું તે જનાઝાની નમાઝમાં શરીક થવું દુરુસ્ત છે કે નહીં ?

(૬) જો ગુસલ, નમાઝ વગેરેની મનાઈ હોય તો જહાલત અને નાદાનીને કારણે જે થઈ ગયું તે વિશે શું હુકમ છે ? વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત પર રસૂલુલ્લાહ (સલ.)ની તાલીમને દિલથી યકીન રાખીને ઝબાનથી કલિમએ તય્યિબહ અને કલિમએ શહાદતનો ઈકરાર કરતો હોય, અથવા આ કલિમાના અર્થ પર યકીન કરીને ઝબાનથી ઈકરાર કરતો હોય, તે મુસલમાન છે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૫) અને દરેક તે વ્યકિત જે મુસલમાન હોય, તેને ગુસલ આપવું, કફન પહેરાવવું અને જનાઝાની નમાઝ પઢવી અને પઢાવવી જરૂરી અને મુસલમાનોના હકોમાંથી છે.

(તિરમિઝી : ૨ / ૧૦૨ હદીન નં. ૨૭૩૬)

અલબત્ત જેમનો અકીદો દુરુસ્ત ન હોય, અલ્લાહ તઆલાની ઝાત અને સિફાત પર એવી રીતે રસૂલુલ્લાહ (સલ.) ની રિસાલત પર યકીન ન રાખતો હોય, તે મુસલમાન નથી. તેમની સાથે મુસલમાનો જેવો વર્તાવ કફન, દફન વગેરે જાઈઝ નથી. માટે જો વર્ણન કરેલ ખોજા કોમના અકાઈદ મુસલમાન જેવા હોય, તો તે મુસલમાન છે અને તેમની સાથે મુસલમાનો જેવો વર્તાવ કરવામાં આવશે અને જો તેમના અકાઈદ ઈસ્લામની વિરુદ્ધ છે, તો તે મુસલમાન નથી અને તેમની સાથે ઈસ્લામી વર્તાવ જાઈઝ નથી. (અલ મુહીતુલ બુરહાની ફીલ ફિકહે નોઅમાની : ૨ / ૧૮૪) વર્ણન કરેલ કોમના અકાઈદ કેવા છે ? તપાસ કરીને વિસ્તૃત બયાન કરો, તો ચોક્કસ જવાબ આપી શકાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ગેર મુસ્લિમની જનાઝાની નમાઝ અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન જાઈઝ નથી.

**સવાલ (૧૧૩૮) :** એક મુસલમાન સ્ત્રી ભિલુડા ગામમાં રહે છે. તેને ત્યાં એક ગેર મુસ્લિમ વિધવા પણ રહે છે. તેની શાદી હજુ સુધી થઈ નથી. પહેલી શાદીથી એક છોકરી હતી. તેનું મૃત્યુ થઈ ગયું છે. એવો ઈરાદો થાય છે કે તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે. સવાલ એ છે કે શું તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં

દફન કરી શકાય છે ? અને તેની જનાઝાની નમાઝ પઢવામાં આવે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝની શરત એ છે કે મય્યિત મુસલમાન હોય.

(ફત્હુલ કદીર : ૨ / ૧૧૭)

જયારે તે સ્ત્રીના ઈમાન લાવવાની ખબર ગામ લોકોમાંથી કોઈને નથી અને ન જાતે તે સ્ત્રીએ આજ સુધી પોતાના ઈમાનને જાહેર કર્યુ છે. તો જયારે (આ હાલતમાં) મૃત્યુ પામશે, તો તેને ન તો મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવું જાઈઝ હશે અને ન તો તેની જનાઝાની નમાઝ પઢવામાં આવશે.

જે લોકો તેણે મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરશે અને તેની જનાઝાની નમાઝ પઢશે, તો ગુનેહગાર થશે.

એ જ હુકમ તેની છોકરીનો પણ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) સમુદ્રના કિનારે પ્રાપ્ત થયેલી અજાણી લાશને દફન કરવાનો હુકમ

**સવાલ (૧૧૩૯) :** એક સ્ત્રીની લાશ સમુદ્રમાં વહેતી કિનારા પર પહોંચી, લાશ બિલકુલ નગ્ન મળી. તેની પાસે પહેલા બે ગેરમુસ્લિમ વ્યકિતઓ આવ્યા. બાદમાં બે મુસલમાન વ્યકિતઓ આવ્યા. ગેર મુસ્લિમ એમ કહે છે કે અમે આ લાશને સળગાવીશું અને મુસલમાન કહે છે કે અમે તેને અમારા કબ્રસ્તાનમાં દફન કરીશું.

સવાલ એ છે કે આ લાશની કેવી રીતે તપાસ કરવામાં આવે કે આ મુસલમાન સ્ત્રીની લાશ છે કે કાફિરની. ખ્યાલ રહે કે મય્યિતના શરીર પર કોઈ નિશાની પણ નથી કે તેના દ્વારા ઓળખી શકાય, તો હવે એ સ્ત્રી વિશે શરીઅતમાં શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનોની લાશને ઓળખવા માટેની નિશાનીઓ :

ખત્ના, મહેંદી અને દુંટી નીચેના વાળોની સફાઈ છે. સ્ત્રીમાં ખત્ના નથી. માટે સહુલત અને આસાનીથી તે લાશ મળી શકે, તો તેને ગુસલ અને કફન આપવામાં આવે અને જનાઝાની નમાઝ પઢીને કબ્રસ્તાનના કોઈ ખુણામાં દફન કરી દેવામાં આવે. લડાઈ, ઝઘડાની કોઈ જરૂરત નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن علی بن أبي طالب، أن النبی صلی الله علیه وسلم قال له : یا علی، ثلاث لاتؤخرها : الصلاة إذا آنت، والجنازة إذا حضرت، والایم إذا وجدت لها كفوا۔

**તર્જુમો :** હઝરત અલી (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ તેમનાથી ફરમાવ્યું : "અલી ! ત્રણ વસ્તુઓમાં મોડું ન કરો, નમાઝ કે જયારે તેનો વખત થઈ જાય, જનાઝો કે જયારે તે તૈયાર થઈ જાય અને વિધવા સ્ત્રી (ના નિકાહનો) જયારે તેમને તેનો કોઈ જીવન સાથી મળી જાય. (તિરમિઝી : ૧ / ૪૩, હદીસ નં. ૧૭૧)

# દફનનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# દફનનું બયાન

## (૧) દફન પછી ફાતિહા અને તલ્કીનનો હુકમ

**સવાલ (૧૧૪૦) :** મય્યિતને દફનાવ્યા પછી ચાળીસ કદમ ચાલ્યા પછી ફાતિહા પઢવું અને કબરની સામે બેસીને તલ્કીન વગેરે કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ પછી અથવા કફન પછી અથવા ઘરેથી નીકળીને એટલે ઘરની બહાર ફાતિહા પઢવા અને જોરથી કલિમા વગેરે પઢવું, અહાદીસ અને ખુલફાએ રાશેદીનના અમલથી સાબિત નથી. માટે જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ :૧ / ૧૬૨) બલકે ગેર શરઈ અને ગેર મસ્નૂન અમલને સુન્નત અથવા સવાબ સમજીને જે વ્યકિત કરે, તો તે બિદઅતને કારણે ગુનેહગાર થશે.

(બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

અલબત્ત તલ્કીન વિશે તફસીલ છે : સકરાત વખતે મસ્નૂન છે. એટલા માટે કે રસૂલુલ્લાહ (સલ.) એ તે વખતે તલ્કીન કરવાની ઈજાઝત આપી છે. બીજી તલ્કીન દફન પછી છે. તે એવી રીતે કે મય્યિતને કહે

يا فلان بن فلان ! قل : رضيت بالله ربًا لاسلام دينا وبمحمد رسولا

તો શરીઅતમાં તેની ગુંજાઈશ છે. પરંતુ બહેતર નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૧ / ૧૯૦, ૧૯૧) તેનું કારણ એ છે કે હઝરત અમ્ર બિન આસ (રદિ.) એ ફરમાવ્યું કે જયારે મારા દફનથી ફારિગ થઈ જાઓ, તો મારી કબર પાસે એટલી મુદ્દત રોકાશો કે જેમાં ઊંટ ઝબહ કરીને તેનું ગોશ્ત વહેંચી શકાય.

(મુસ્લિમ : ૧ / ૭૬, ૧૯૨–૧૨૧)

આ રિવાયતમાં વિચાર કરો કે તેમને રોકાવવાની તો વસિય્યત કરી છે, તલ્કીનની નહીં, માટે દફન પછી મય્યિત માટે લાંબી દુઆ કરવી તો જાઈઝ છે. જેમકે તહતાવી અલા મરાકિયુલ ફલાહ : ૫૬૦ અને શામી ૧ / ૭૧૭ – ૮૩૮માં છે. એવી રીતે આલમગીરીમાં છે કે દફન પછી કુર્આન મજીદની તિલાવત કરવામાં આવે અને મય્યિત માટે દુઆ કરવામાં આવે, આ જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૬) માટે તલ્કીન, કિરાઅત, તસ્બીહ, તહમીદ જાઈઝ છે. પરંતુ આજના પ્રચલિત

ખાસ ફાતિહા જાઈઝ નથી. (ફતાવા ફલાહિય્યહ : ૧ / ૪૦૭ –૪૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) પીર સાહેબનું મય્યિતને "દુનિયાદાર" કહીને કબર પર માટી નાંખવાથી ઈન્કાર કરવો

**સવાલ (૧૧૪૧) :** મહોલ્લામાં એક વ્યકિતનું મૃત્યુ થઈ ગયું, જયારે તેને કબરમાં દફન માટે મુકવામાં આવ્યો, તો પીર સાહેબે કહયું : મય્યિત " તર્કે દુનિયા નહીં થા" એટલે હું તેને માટી નહીં નાંખુ. માટે પીર સાહેબે માટી ન નાંખી. બાકી બધા લોકોએ હાથથી માટી નાંખી. તો સવાલ એ છે કે તર્કે દુનિયા નો શું મતલબ છે. અને મૃત્યુ પામનાર જો "તર્કે દુનિયા" ન હોય તો ખોબો માટી ન આપવાનો હુકમ માત્ર પીર સાહેબ માટે છે અથવા બધા લોકો માટે ? ધ્યાનમાં રહે કે પીર સાહેબ મહોલ્લાની મસ્જિદમાં ૪૯ વર્ષથી નમાઝ પઢાવે છે. તેમનો આ તરીકો શરીઅતની દ્રષ્ટિએ કેટલી હદ સુધી સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતના દફન વખતે જે લોકો હાજર હોય છે, તેમના માટે મુસ્તહબ છે કે ત્રણ ખોબા ભરીને માટી કબર પર નાંખે. પહેલી વખતે નાંખતી વખતે મિન્હા ખલક્નાકુમ બીજી વખતે વ ફીહા નુઈદુકુમ્ અને ત્રીજી વખતે વ મિન્હા નુખ્રીજુકુમ તારતન્ ઉખ્રા. પઢે.

આપે જે વ્યકિત માટે પીર સાહેબનો શબ્દ લખ્યો છે. તે પીર તો શું, આપના લખાણ પ્રમાણે "નેક દીનદાર માનવી" પણ માલુમ થતો નથી. ઈસ્લામી શરીઅત પ્રમાણે, ઉલમાના બયાન અને રસૂલુલ્લાહ (સલ.) ની તાલીમાત પ્રમાણે તેમનો અમલ નથી. ઉલમા લખે છે કે મુસ્તહબ એ છે કે ગુસલ આપનારો દીનદાર અને વિશ્વાસુ વ્યકિત હોય, જેથી ગુસલ આપતી વખતે મય્યિતમાં કોઈ ખામી નજર આવે, તો લોકો સામે તેને જાહેર ન કરે અને કોઈ સારી વસ્તુ, ખુશ્બુ વગેરે મેહસૂસ કરે, તો તે બયાન કરે. જો મય્યિતનો ચહેરો કાળો થઈ જાય, અથવા તેના શરીરથી બદબૂ આવે અથવા તેની શકલ બદલાય જાય, તો લોકોમાં આ વાત જાહેર કરવી જાઈઝ નથી. અલબત્ત જો મૃત્યુ પામનાર વ્યકિત બેદીન હોય અને જાહેરમાં ગુનાહો કરતો હોય તો પછી (ઈબ્રત માટે) તેની ખામી જાહેર કરવી જાઈઝ છે.

(આલમગીરી : ૧ / ૧૮૨)

ઉપરોકત વ્યકિત જેમના માટે આપે પીર સાહેબ લખ્યું છે તે બુદ્ધિશાળી આલિમ પણ માલૂમ થતા નથી. કારણ કે તેમનું જે કથન આપે નકલ કર્યુ છે કે મય્યિત "તર્કે દુનિયા નહીં હૈં" તે અરબી ભાષા પ્રમાણે સહીહ નથી. પોતાના પીરથી જરા પૂછો કે અરબી શબ્દ કોશમાં "તર્કે દુનિયા" નો શું મતલબ છે ? સહીહ શબ્દ " તારીકે દુનિયા નહીં " છે. તેનો મતલબ થાય છે કે તે વ્યકિત દુનિયાથી બે તઅલ્લુક નથી. એટલે દુનિયામાં ઘણો મશગુલ રહેતો હતો. ખેતી અને દુકાન વગેરેમાં એટલો મશગુલ હતો કે તેને કારણે નમાઝ, રોઝા અને બીજી ઈબાદતોની પાબંદી ન કરતો હતો.

સવાલ એ થાય છે કે શું તે ઈમામને આજે મૃત્યુ વખતે આ શબ્દો કહેવાનો મોકો મળ્યો. હયાતીમાં કેમ નસીહત ન કરી. જયારે મરહુમ હયાત હતો, તે વખતે નસીહતનો મોકો હતો અને તે નસીહત મરહુમ માટે ફાયદાકારક પણ હતી. (મુસ્લિમ : ૧ / ૫૪, હદીસ નં. ૯૫ – ૫૫) જો મરહુમ નમાઝ–રોઝાનો પાબંદ હતો અને ખેતી પણ કરતો હતો, તો તેના હકમાં " તારિકે દુનિયા નહીં હૈં" કહેવું સહીહ નથી. એટલા માટે કે ઈસ્લામની તાલીમ એ નથી કે પોતાના રિશ્તેદારોને છોડીને સન્યાસ અપનાવી લે. (રૂહુલ મઆની : ૧૪ / ૧૯૦, સૂરએ હદીસ : ૨૭) બલકે રિશ્તેદારો સાથે હળીમળીને રહેવું, તેમના હકો અદા કરવા અને અલ્લાહના હક પ્રમાણે જિંદગી ગુજારવી અને તેની ઉપર અમલ કરતા પોતાની જિંદગી આબાદ કરવી જ ઈસ્લામ માં પ્રિય છે. માટે ખેતી કરનારા અથવા વેપારીને દુનિયામાં મશગુલ કહેવું સહીહ નથી. કારણ કે વર્ણન કરેલ કામો કરીને તેમનું ભરણ પોષણ પણ જરૂરી છે. જેમની જવાબદારી તેના જિમ્મે છે. માટે કોઈ જો તેમાં સહીહ નિય્યતથી લાગે છે તો તેને દુનિયાદાર કહેવો બિલ્કુલ જાઈઝ નથી. (બુખારી : ૨ / ૮૦૬, હદીસ નં. ૫૩૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મય્યિતને રાત્રે દફન કરવું

**સવાલ (૧૧૪૨) :** જો રાત્રે કોઈનું મૃત્યુ થઈ જાય, ભલે તે પુરુષ હોય કે સ્ત્રી તો તેની જનાઝાની નમાઝ અને દફનવિધિ રાત્રે જાઈઝ છે કે નહીં ? અથવા રાત્રે મનાઈ છે અને દિવસ કરવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કરવામાં જલ્દી કરવું મુસ્તહબ છે. એટલા માટે રાત્રે દફન

કરવું જાઈઝ છે. (શામી : ૧ / ૮૭૪, મજમઉલ અન્હુર : ૧ / ૧૮૮)

ઉલમાએ કિરામે દિવસે દફન કરવું મુસ્તહબ લખ્યું છે. કારણ કે તેમાં શરીક થનારાઓ માટે સહુલત અને આસાની હોય છે. જો રાત્રે સુન્નત તરીકા પ્રમાણે દફનવિધિમાં લોકો ભેગા થતા હોય, તો રાત્રે દફન કરવું કરાહત વગર જાઈઝ છે. ભલે મય્યિત પુરુષ હોય કે સ્ત્રી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) નવજાતના મૃત્યુ પર ગુસલ, કફન, દફન વગેરેનો હુકમ

**સવાલ (૧૧૪૩) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ નીચેના સવાલોના જવાબો આપવા મહેરબાની છે.

(૧) બાળક જીવતું પેદા થાય, પછી મરી જાય, તો તેનો ગુસલ, કફન, દફન વગેરે વિશે શું હુકમ છે ?

બાળકના શરીરનો અડધાથી વધુ ભાગ એવી હાલતમાં નીકળ્યો કે તે જીવતો હતો, તો તેને જીવતામાં સમાવેશ કરવામાં આવે છે. તો સવાલ એ છે કે અડધાથી વધુ ભાગ કોને કહે છે ?

(૨) જો બાળક જીવતું ન નીકળે, પરંતુ તેના અંગો બની ગયા હોય, તો શું હુકમ છે ?

(૩) જો કોઈ અંગ ન બન્યો હોય તો શુ હુકમ છે ?

(૪) બાળક જયારે મરેલું પેદા થયું હોય, તો તેની નાળને અલગ કરીને દફન કરવામાં આવે અથવા નાળ સાથે.

(૫) જો સ્ત્રી મૃત્યુ પામે અને બાળક પેટમાં જીવતું હોય, તો શું કરવામાં આવે ? તેની વિરુદ્ધ જો બાળક મરી જાય અને સ્ત્રી જીવતી હોય તો ? તેમજ બાળક અને માતા બંને મરી જાય, તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) બાળક જયારે જીવતું પેદા થાય, પછી મરી જાય, તો તેના માટે સુન્નત પ્રમાણે ગુસલ, દફન, કફન અને જનાઝાની નમાઝનો હુકમ છે. અડધાથી વધારે ભાગ તે હાલતમાં નીકળયો હોય કે તે જીવતો હોય, તો પણ આ જ હુકમ છે. એટલે જો માથા તરફથી નીકળ્યું હોય, તો છાતી નીકળતા સુધી અને પગ તરફથી નીકળ્યું હોય તો દુંટીનો ભાગ નીકળતા સુધી જો તે હયાત છે, તો તે જીવતા બાળકના

હુકમમાં છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૨૭) અને તેના માટે તે બધા હુકમો લાગશે, જે પૂર્ણ જીવતા બાળકના હોય છે અને જીવતા પેદા હોવાથી મુરાદ એ છે કે બાળકે કોઈ અવાજ કાઢી હોય, અથવા કોઈ હરકત કરી હોય, દા.ત. આંખ ઝપકવી વગેરે. (તહતાવી : ૩૨૮, શામી : ૧ / ૮૨૯)

અને જીવતું પેદા થયું કે નહીં ? તે વિશે ન્યાયી દાયણ અથવા બાળકની માતાની ગવાહી પણ વિશ્વાસપાત્ર સમજવામાં આવશે, માટે ગુસલ અને નમાઝ વિશે તેની ગવાહી પર અમલ કરવામાં આવશે. અને દીની ખબરોમાં (જયારે કે તેની ઉપર કોઈ આક્ષેપ ન હોય) એક ન્યાયીની ગવાહી માન્ય હોય છે. (શામી : ૮૨૯)

(૨) બાળક મરેલી હાલતમાં પેદા થયું, તો જો તેના શરીરના બધા અંગો બની ગયા હોય, તો તેને ગુસલ આપવામાં આવે, કફન આપવામાં આવે, નામ રાખવામાં આવે અને કબ્રસ્તાનમાં દફન કરી દેવામાં આવે. પરંતુ નમાઝ નહીં પઢવામાં આવે. (બહરુર્રાઈક : ૨ / ૨૦૨) અને અડધા અંગો બન્યા હોય (એટલે અડધું ધડ હોય) અથવા કોઈ એક અંગ બન્યું હોય, જે ઓળખી શકાતું હોય તો તેના ગુસલ વિશે ઉલમાએ કિરામમાં મતભેદ છે. કેટલાકનું કહેવું છે કે તેને ગુસલ આપવામાં આવે, જયારે કેટલાકનો મત છે કે તેને ગુસલ ન આપવામાં આવે. શામી અને તહતાવી વગેરેમાં છે કે જે ઉલમાએ કિરામે ગુસલની મનાઈ કરી છે, તો તેનાથી મુરાદ "મસ્નૂન ગુસલ" છે. એટલે સુન્નત પ્રમાણે ગુસલ આપવું જરૂરી નથી અને જેમણે ગુસલ કહયું છે, તેમની મુરાદ માત્ર પાણી વહાવી દેવું છે અને એક કપડામાં લપેટીને દફન કરી દેવું છે. એટલે આ મસ્અલામાં હકીકતમાં કોઈ મતભેદ નથી. (તહતાવી : ૫૯૬)

ટુંકમાં મરેલુ બાળક પેદા હોવાની હાલતમાં જો તેના કેટલાક અંગો બની ગયા હોય તો પાણી વહાવીને નામ રાખીને, એક કપડામાં લપેટીને દફન કરી દેવામાં આવે. મસ્નૂન ગુસલ અને મસ્નૂન કફનને જરૂરી સમજવામાં નહીં આવે. તેમજ નમાઝ પણ નહીં પઢવામાં આવે.

(૩) આપે જે સુરત લખી છે કે કોઈ અંગ ન બન્યું હોય, તો તે લોહી હશે અથવા માસનો ટુકડો હશે. એટલા માટે ગુસલ, કફન બલકે દફનનો પણ હુકમ નથી અને આ તે વખતે હોય છે જયારે કે ગર્ભના ચાર મહિના ન થયા હોય. ચાર મહિના પછી તો બાળકના અંગો બની જાય છે અને તેમાં રૂહ આવી જાય છે.

(ઉમ્દતુલ કારી : ૩ / ૨૯૫)

શામી, તહતાવી એવી રીતે ફિકહની બીજી કિતાબો અને તેમની શરહોમાં છે કે જયારે ચાર મહિના પૂર્ણ થયા પછી ગર્ભ પડી જાય, તો કયામતના દિવસે તેને પૂર્ણ બાળક બનાવીને ઉઠાવવામાં આવશે અને તે બાળક પોતાના માતા – પિતાના હકમાં સિફારિશ કરશે. (ઈબ્ને માજહ : ૧ / ૧૧૫, હદીસ નં. ૧૬૦૮) એટલે ઉપર (શંકા નંબર બે માં) પાણી વહાવવા (ગુસલ) નો જે હુકમ છે. તે એ અદબને લીધે છે કે કયામતના દિવસે તેને સંપૂર્ણ બનાવીને ઉઠાવવામાં આવશે. (તહતાવી : ૫૯૮)

માટે જેમાં રૂહ ન નાંખવામાં આવી હોય અને સામાન્ય રીતે તેની ઓળખ આ રીતે થાય છે કે તેનો કોઈ હિસ્સો ન બન્યો હોય, તો તેના માટે પાણી વહાવવું, કફન અને દફનાવવાનો હુકમ નથી.

(૪) નાળ – ડૂંટી વિશે હકીમુલ ઉમ્મત હઝરત અકદસ થાનવી (રહ.) ફરમાવે છે કે તેનો સ્પષ્ટ હુકમ મને મળ્યો નથી. અલબત્ત ફિકહનો મસ્અલો છે કે મય્યિતના વાળ અને નખ કાપવા મકરૂહ છે. એવી રીતે ખત્ના કરવી પણ જાઈઝ નથી. તેની ઉપરથી અનુમાન કરી શકાય છે કે નાળને કાપવામાં નહીં આવે. (ઉપર શંકા નં. ૩ પ્રમાણે) હઝરત અલી (રદિ.) ની રિવાયત પ્રમાણે જે બાળક અધુરું પેદા થાય છે, તે પણ કયામતના દિવસે પોતાના માતા – પિતાને જેઓ જહન્નમમાં જતા રહયા હશે. સિફારિશ કરીને જન્નતમાં દાખલ કરાવશે, તે પોતાની નાળ વડે ખેંચીને જહન્નમથી જન્નતમાં દાખલ કરશે. એટલે બાળકની નાળ ન કાપવી બહેતર છે. બહેતર એટલા માટે કહયું કે અલ્લાહ તઆલા પોતાની કુદરતથી બીજી નાળ પણ પેદા કરી શકે છે. (ઈમ્દાદુલ ફતાવા : ૧ / ૭૩૭ – ૭૩૯)

(૫) ઔરત મરી જાય અને બાળક પેટમાં જીવતું હોય, તો પેટ ચીરીને (સર્જરી કરાવીને) બાળક કાઢી લેવાશે. જેથી બાળકની જાન બચી જાય, અને તેની વિરુદ્ધ બાળક મરી જાય અને ઔરત જીવતી હોય અને ઔરતની જાન ખતરામાં હોય તો બાળકને ઓપરેશન દ્વારા કોઈ પણ રીતે કઢાવીશું અને જો બંનેનું મૃત્યુ થઈ ગયું હોય, તો પછી બાળકને પેટમાં જ રહેવા દેવું અને માતાની સાથે દફન કરી દેવું, હવે તેને કાઢવામાં નહીં આવે કારણ કે જરૂરત વગર સતર ખોલવું હરામ છે, એવી રીતે બાળક જે એક પૂર્ણ માનવીના હુકમમાં છે. તેનું ઓપરેશન કરાવવું માનવીના સન્માનની વિરુદ્ધ છે. (તહતાવી : ૩૨૮, બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૧૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મૃત બાળક પેદા થાય, તો તેને કબ્રસ્તાનમાં દફન કરવામાં આવશે ?

**સવાલ (૧૧૪૪) :** કેટલાક લોકોનો ખ્યાલ છે કે બાળક જો માના પેટમાંથી મૃત પેદા થાય, તો તેને કબ્રસ્તાનમાં દફન ન કરવામાં આવે, બલકે કબ્રસ્તાનની બહાર કોઈ અલગ જગ્યાએ દફન કરવામાં આવે. તે વિશે ઉલમાએ કિરામ શું ફરમાવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળક જો માતાના પેટમાંથી જ મૃત પેદા થયું, તો તેને ગુસલ આપીને એક કપડામાં લપેટીને કબ્રસ્તાનમાં જ દફન કરવામાં આવે, જયારે માનવી હોવાના સન્માન માટે ગુસલ આપવામાં આવ્યું છે, તો એ જ કારણે મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન પણ કરવામાં આવશે (શામી : ૧ / ૮૩૧, મજમઉલ અન્હુરઃ ૧/૪૫૩, આલમગીરી : ૧ / ૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) રિશ્તેદારોની રાહ જોવામાં દફનમાં મોડું કરવું કેવું છે?

**સવાલ (૧૧૪૫) :** સામાન્ય રીતે અમારા સમાજમાં ૨૫ અથવા ૫૦ કિ.મી. બલકે ૪૦૦ થી ૫૦૦ કિ.મી. દુરથી રિશ્તેદારોને દફનમાં બોલાવવાનો રિવાજ છે અને કેટલીક વખતે તેમની રાહ જોવામાં ૨૪ કલાક અથવા તેનાથી પણ વધારે સમય થઈ જાય છે. તો આ રીતે મય્યિતને રોકીને દફનમાં (રિશ્તેદારોને) ભેગા કરવાની શરીઅતમાં ગુંજાઈશ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રિશ્તેદારોને જાણ કરીને બોલાવવામાં વાંધો નથી. તેમનો હક છે કે દફનવિધિમાં શરીક થાય. પરંતુ બહુ દુરથી આવવું જરૂરી નથી અને દૂરથી લોકોની રાહ જોવામાં વધારે સમય સુધી મય્યિતને રોકી રાખવી બહેતર નથી.

અફઝલ એ છે કે મય્યિતને જલ્દી દફન કરી દેવામાં આવે, કારણ કે જલ્દી દફનાવવાની તાકીદ આવી છે. માટે પાંચ – દસ કલાક (કે જેમાં સહુલતથી કબર ખોદી શકાય અને કફન વગેરેનો બંદોબસ્ત કરી શકાય) થી વધારે રાહ ન જોવામાં આવે. (અબૂદાવૂદ : ૪૫૦, હદીસ નં. ૩૧૫૯, તિરમિઝી : ૧ / ૨૦૬, હદીસ નં. ૧૦૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) મય્યિતને દફન કરવામાં કેટલું મોડું કરવાની ગુંજાઈશ છે ?

**સવાલ (૧૧૪૬) :** મૃત્યુ પછી મય્યિતને રોકી રાખવામાં શરીઅત તરફથી કેટલી ગુંજાઈશ છે. ? નજીકના રિશ્તેદારોની રિઆયત જરૂરી છે ? જો જરૂરી છે તો કયાં સુધી ? અને કેટલી ? અમારે ત્યાં ૧૫ – ૨૦ કલાક રોકી રાખવાનો રિવાજ છે, શું આ યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૃત્યુ પછી જેટલું બને એટલુ વહેલા દફન કરી દેવું જોઈએ. (બુખારી : ૧ / ૧૭૬, હદીસ નં. ૧૩૧૫) કારણ વગર રોકી રાખવું અને ૧૫ – ૨૦ કલાક રિશ્તેદારોની રાહ જોવી સુન્નતની વિરુદ્ધ છે. હાં, જો કબર તૈયાર ન થઈ શકી હોય અથવા મોસમ ખરાબ હોય, જેને કારણે મોડું થાય , તો જરૂરત પ્રમાણે મોડું કરવાની ઈજાઝત છે. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ખબર આપવામાં આસપાસ સફર કરવો અને સમયમાં કોઈ હદ નકકી છે ?

**સવાલ (૧૧૪૭) :** અમારે ત્યાં કોઈના મૃત્યુ પછી રિવાજ પ્રમાણે આસપાસના ગામોમાં ખબર કરીને તેમને બોલાવવામાં આવે છે. કેટલા દુર સુધીના લોકોને ખબર કરીને બોલાવવામાં આવે, તેની કોઈ હદ છે ? તેમાં ૮ થી ૧૦ કલાક મય્યિતને રોકી રાખવી પડે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સમય અને સફરની કોઈ હદ નથી. કબર તૈયાર થતા દફન કરી દેવામાં આવે. (બુખારી : ૧/૧૭૬, હદીસ નં. ૧૩૧૫, તહતાવી : ૬૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મૃત્યુ સમયે મય્યિતના રિશ્તેદારોને જાણ કરવી

**સવાલ (૧૧૪૮) :** કોઈના મૃત્યુ પર તેના નજીકના રિશ્તેદારો છોકરા, છોકરી, ભાઈ, બહેન, માં, બાપ વગેરે જે ૫૦ થી ૬૦ કિ.મી. દુર રહે છે. તેમને જાણ કરી બોલાવવામાં આવે છે અને દફન માટે તેમની રાહ જોવામાં આવે છે. કેટલીક વખતે તેમના માટે ૧૫– ૨૦ કલાક મય્યિતને રોકવી પડે છે. શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મૃત્યુ થવા પર આસપાસના ગામોમાં રિશ્તેદારોને જાણ કરવી જાઈઝ છે. બલકે મુસ્તહબ છે. (તહતાવી : ૩૦૯) જાતે ઈમામ બુખારી (રહ.) એ બે હદીસો નકલ કરી છે.

(૧) રસૂલુલ્લાહ (સલ.) એ નજાશી બાદશાહની વફાતની ખબર આપી અને ઈદગાહ તરફ નીકળીને નમાઝ અદા કરી.

(૨) રસૂલુલ્લાહ (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો : ઝૈદ (રદિ.) શહીદ થઈ ગયા, અને ઝંડો હઝરત જાફર (રદિ.) એ લીધો, તે પણ શહીદ થઈ ગયા, તો ઝંડો હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.) એ લીધો, તેઓ પણ શહીદ થઈ ગયા, આપ (સલ.) સહાબા (રદિ.) ને ખબર આપી રહયા હતા અને તેમની આંખોમાંથી આંસુ વહી રહયા હતા. બાદમાં હઝરત ખાલિદ (રદિ.) એ ઝંડો હાથમાં લીધો અને તેમના હાથે સફળતા મળી. (બુખારી : ૧ / ૧૬૬ – ૧૬૭ હદીસ નં. ૧૨૪૫)

લામીઉદ્દુરારીમાં હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) ની તકરીરમાં લખ્યું છે : માત્ર ખબર આપવી મના નથી, ખબર આપવી જાઈઝ છે. (લામીઉદ્ દુરારી : ૨ / ૧૦૮) ખબર આપવાનો મકસદ પણ સહીહ છે. વ્યકિતની વફાત થઈ છે, લેવડ – દેવડનો હિસાબ થાય, તો વારસદારો સાથે વાત કરે. મય્યિતના રિશ્તેદારો માલના વારસદાર હોય, તો તેઓ આવીને માલનો કબ્જો મેળવે અને એક અગત્યનો મકસદ એ પણ છે કે મય્યિત માટે રિશ્તેદારો ભેગા થઈને તિલાવત, ઝિક્ર વગેરે કરીને મય્યિત માટે ઈસાલે સવાબ કરે. જનાઝાની નમાઝ પઢીને મરહુમ માટે દુઆએ મગફિરત કરે, વગેરે હેતુઓ સહીહ છે, એટલે ખબર આપવી જાઈઝ છે. તેમાં અનેક ફાયદા છે. (ફત્હુલ બારી : ૩ / ૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ગેર મુસ્લિમની અંતિમવિધિ (કફન–દફન)માં હાજરી

**સવાલ (૧૧૪૯) :** જો કોઈ ગેર મુસ્લિમને ત્યાં કોઈનું મૃત્યુ થઈ જાય, તો ત્યાં જઈને અંતિમ વિધિ સુધી હાજરી આપવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કાફિર ભલે રિશ્તેદાર હોય કે ગેર, તેની તઅઝીયત જાઈઝ છે. ગેર મુસ્લિમ રિશ્તેદારો સાથે સારો વર્તાવ કરવો જોઈએ, કારણ કે તેમના આશ્વાસન અને

ઈસ્લામની નજીક લાવવાનું કારણ છે. અલબત્ત કાફિરની કબરની ઝિયારત અને કફન, દફનમાં હાજરી આપવામાં મતભેદ છે. કેટલાક શાફિઈ ઉલમાએ ગેર મુસ્લિમ રિશ્તેદારોની કબરની ઝિયારત અને કફન, દફનની ઈજાઝત આપી છે અને કેટલાકે હરામ કહયું છે. કેટલાકે મકરૂહ કહયું છે અને કેટલાકના મતે જાઈઝ છે.

જે હઝરાત જાઈઝ કહે છે તેમના મતે પણ શરત એ છે કે તેનો હેતુ તેમને આશ્વાસન અને ઈસ્લામથી નજીક કરવાનો હોય અથવા તકલીફ દૂર થવા માટે હોય. કે જો હાજરી ન આપી તો ફિતનો થશે. તે હાલાતમાં માત્ર હાજરીની ઈજાઝત થશે. જો હાજરી અને ઝિયારતમાં મય્યિતના સન્માનનો હેતુ હોય, તો પછી હરામ છે. (તુહફતુલ મુહતાજ મઅ શર્હિલ મિન્હાજ : ૩ / ૩૦૦)

આ તફસીલથી એ વાત સ્પષ્ટ થાય છે કે જરૂરત વગર કોઈ કાફિરના જનાઝા, ફકન, દફન વગેરેમાં પ્રથમથી અંત સુધી હાજરી આપવી જાઈઝ નથી, કારણ કે من تشبه بقوم فهو منهم અને من كثر سواد قوم فهو منهم નો પુરાવો છે. ભલે તે કોઈ કાર્ય ન કરતો હોય.

અલ્લાહ તઆલા નો ઈર્શાદ છે :

وَلَا تُصَلِّ عَلٰٓى اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمْ عَلٰى قَبْرِهٖ ؕ (સૂરએ તવબહ : ٨٤)

અલ્લામા ઈબ્ને કષીર (રહ.) ફરમાવે છે " આ આયત ભલે અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલુલ (રઈસુલ મુનાફિકીન) વિશે ઉતરી છે, પરંતુ બધા કાફિરો માટે આમ છે. જેમકે બુખારીની રિવાયતથી માલુમ થાય છે.

(તફસીર ઈબ્ને કષીર : ૪ / ૧૯૩)

ભલે આ આયત નમાઝે જનાઝા અને કબર પર દુઆની મનાઈમાં છે, પરંતુ કાફિરોના રીત રિવાજોમાં અને શિર્કિયા કાર્યોની મજલિસમાં હાજરી આપવી એક અલગથી ગુનોહ છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَاِذَا رَاَيْتَ الَّذِيْنَ يَخُوْضُوْنَ فِيْٓ اٰيٰتِنَا فَاَعْرِضْ عَنْهُمْ حَتّٰى يَخُوْضُوْا فِيْ حَدِيْثٍ غَيْرِهٖ ؕ وَاِمَّا يُنْسِيَنَّكَ الشَّيْطٰنُ فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٦٨﴾

(સૂરએ અન્આમ : ٦٨)

મઆરિફુલ કુર્આનમાં આ આયત અને તેના પછીની આયતની તફસીરનો ખુલાસો છે :

"અને (હે સંબોધક) જયારે તુ એ લોકોને જુએ જે અમારી આયતો (અને હુકમો) માં ખામી કાઢી રહયો હોય, તો તે લોકો (પાસે બેસવા) થી દૂર થઈ જા, અહીંયા સુધી કે તેઓ કોઈ અન્ય વાતમાં લાગી જાય અને જો તને શયતાન ભુલાવી દે (એટલે એવી મજલિસમાં બેસવાની મનાઈ યાદ ન રહે) તો (જયારે યાદ આવે) યાદ આવ્યા પછી એવા જાલિમો પાસે ન બેસો (બલકે તરત જ ઊભો થઈ જા) અને (જો કોઈ ખરેખર દીની અથવા દુન્યવી જરૂરત એવી મજલિસમાં જવાની હોય, તો તેનો હુકમ એ છે કે) જે લોકો (શરઈ મનાઈથી જેમાં જરૂરત વગર એવી મજલિસમાં જવું પણ દાખલ છે.) એહતિયાત રાખે છે. તેમની ઉપર એ આક્ષેપો અને જુઠાઓની પુછપરછનો કોઈ અસર નહીં પહોંચે (એટલે જરૂરતથી ત્યાં જનારો ગુનેહગાર થશે નહીં.) પરંતુ તેમના જિમ્મે (શકિત પ્રમાણે) નસીહત કરી દેવી છે. કદાચ તે (મ્હેણા મારનારો) પણ (એ બુરાઈથી) એહતિયાત કરવા લાગે (ભલે ઈસ્લામ કબૂલ કરીને કે અન્ય રીતે) અને (જુઠની મજલિસ ખાસ નથી, બલકે) એવા લોકોથી બિલકુલ દૂર રહે જેમને પોતાના (આ) દીનને (જેનું માનવું તેમના જિમ્મે ફર્ઝ હતું એટલે ઈસ્લામને) ખેલકુદ બનાવી રાખ્યો છે (કે તેની સાથે મજાક કરે છે.) તેમ જેઓને દુનિયાની જિંદગીએ ધોકામાં નાંખી રાખ્યા છે. (કે તેની મોજ શોખમાં મશગુલ છે. અને આખિરતને તદ્દન ભૂલી બેઠા છે, એટલા માટે તેમના મજાકનો અંજામ નજર નથી આવતો) અને તેઓથી કોઈ સંબંધ ન રાખો. હા, તેઓને આ કુર્આન દ્વારા બોધ આપતા રહો કે જેથી (કયામતમાં) કોઈ માણસ પોતાની (બુરી) કરણીના લીધે આવી રીતે ફંસાય ન જાય કે તેને માટે અલ્લાહ તઆલા સિવાય કોઈ મદદગાર કે ભલામણ કરનાર ન હોય. (મઆરિફુલ કુર્આન : : ૩ /૩૬૮, સૂરએ અન્આમ)

ટુંકમાં મનોરંજન માટે અથવા માત્ર ખુશામત માટે અથવા કોઈ દુન્યવી ગરજ માટે વર્ણન કરેલી મજલિસમાં હાજરી આપવી જાઈઝ નથી.

હા, એવા લોકો જે હકીકતમાં મુસલમાનોની સેવા માટે મેમ્બર ઓફ પાર્લામેન્ટ બનીને જાય છે, અથવા કોઈ સરકારી હોદ્દા પર નિયુકત થાય છે અને કોમની સેવાની ભાવના તેમની અંદર છે, તેમને સરકારી રસમ પ્રમાણે એવા મોકા પેશ આવે છે કે ગેર મુસ્લિમોની સમાધિ પર હાજરી જરૂરી હોય, તો મસ્લિહત અને મજબુરીને કારણે માત્ર જાહેરી હાજરી "દિલમાં નફરત સાથે" જાઈઝ થશે અને الضرورات تبيح المحظورات અને الأمور بمقاصدها પ્રમાણે ગુંજાઈશ મળશે. ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઔરતની કબરમાં મહરમનું ઉતરવું જરૂર નથી

**સવાલ (૧૧૫૦)** : એક ઔરતનું મૃત્યુ થઈ ગયું. રિશ્તેદારોમાં પતિના કાકાનો, ફોઈનો અને મામાના છોકરાઓ છે. સવાલ એ છે કે તેની કબરમાં પતિના વર્ણન કરેલા રિશ્તેદારો ઉતરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર એ છે કે ઔરતને ઉતારવા માટે કોઈ મહરમ ઉતરે, કારણ કે કયારેક એવું પણ બને છે કે કબરમાં મય્યિતને ઉતારતી વખતે કફનનો અમુક ભાગ ખુલી જાય છે અને મય્યિતના શરીર પર હાથ લાગી જાય છે. જો મહરમ ન હોય તો ઉપર વર્ણન કરેલા રિશ્તેદારો પણ ઉતરી શકે છે. ભાણેજનું ઉતરવું બહેતર છે અને જો ગેર મહરમ રિશ્તેદાર પણ કોઈ ન હોય, તો દીનદાર અને પરહેજગાર વ્યકિત ઉતરે. (આલમગીરી : ૧ / ૧૦૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) જનોઈ બાંધનારા અને હિંદુઓના રીત રિવાજો કરનારાનું કફન, દફન

**સવાલ (૧૧૫૧)** : એક વ્યકિત સય્યિદ અબ્દુર્રહમાન બિન સય્યિદ અલી એક હિન્દુ સ્ત્રી સાથે રહેતો હતો. તેનાથી નાજાઈઝ સંબંધો હતા. બંને પતિ–પત્નીની જેમ જીવન પસાર કરતા હતા. હિન્દુઓના બધા રીત રીવાજો કરતા હતા. જનોઈ (ગળામાં નાંખવાનો દોરો) પહેરતો હતો. તિલક કરતા હતા, પત્ની સાથે મંદિરે પણ જતો હતો. હિંદુઓની જેમ જયારે શૌચક્રિયા (પેશાબ – સંડાસ) કરવા જતો, તો જનોઈ કાનમાં પહેરી લેતો. તેનું મૃત્યુ થઈ ગયું. હવે શું તેનું ઈસ્લામી તરીકા પ્રમાણે કફન, દફન કરવામાં આવે અથવા હિંદુઓના રીત રિવાજ પ્રમાણે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો બે ગવાહો ગવાહી આપે કે મૃત્યુ પામનાર વ્યકિત મૂર્તિપૂજા કરતો હતો અથવા જનોઈ વગરે બાંધતો હતો. તો તેનું ઈસ્લામી શરીઅત પ્રમાણે કફન – દફન ન કરવામાં આવશે. (શર્હે ફિકહુલ અકબર : ૨૨૭– ૨૨૮)

પરંતુ રિશ્તેદારોની જવાબદારી છે કે ખાડો ખોદીને તેમાં દફનાવી દે અને બીજા લોકો મદદ કરે, (ખુલાસતુલ ફતાવાઃ ૧ / ૨૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૧૩) દફન કરતી વખતે વાતો કરવી

**સવાલ (૧૧૫૨)** : એવું સાંભળ્યું છે કે મય્યિત પુરુષ હોય કે સ્ત્રી, તેને કબરમાં ઉતારતી વખતે ઝાંકવું (જોવું) હરામ છે. શું આ વાત સહીહ છે ? કબરની પાસે ઊભા રહીને જોર જોરથી બોલવું, એક બીજાથી વાતો કરવી કેવું છે ?

કબરમાં લાકડા અને ચટાઈ રાખવામાં આવે છે, જો કોઈ યોગ્ય તરીકાથી ન રાખે તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિત પુરુષ અને સ્ત્રી બંને હોઈ શકે છે, કબરમાં ઉતારતી વખતે સ્ત્રી માટે પડદો કરવામાં આવે છે, જેથી અજાણી વ્યકિતની નજર ન પડે. એટલે જો મય્યિત સ્ત્રી છે તો તેને જોવું જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૬)

પુરુષ મય્યિત માટે સતર સિવાય પડદો નથી. માટે તેનો ચહેરો જોવો જાઈઝ છે. શરત એ છે કે દફન કરવામાં કોઈ ખલેલ ન પડે. (બહરુર્રાઈક : ૨ / ૨૦૯)

કબ્રસ્તાનમાં મય્યિતને કબરમાં ઉતારતી વખતે જો કોઈનું દિલ નરમ ન થાય અને અલ્લાહ તઆલાની યાદ ન કરે, આંખોથી આંસુ ન નીકળે, તો એ દિલની સખ્તીની નિશાની છે.

કબરમાં મય્યિત (પુરુષ) ને ઉતાર્યા પછી જોવી જાઈઝ છે. પરંતુ તેના માટે તમાશો બનાવવો, ઝાંકવા માટે એક બીજા પર પડવું અને મનાઈ કરવા છતાં ભીડનું આગળ વધવું મનાઈ કરનારા અને તેમની મદદ કરનારાઓની અવાજ બુલંદ થવી. તેમજ કબરની બાજુમાં મુકેલી માટી પર એવી રીતે ઊભા રહેવું કે માટી કબરમાં પડવાનો ખતરો હોય, આ બધી વાતો મય્યિત માટે તકલીફ આપનાર છે. એટલે આ મોકા પર મય્યિતની ઝિયારત ન કરવી બહેતર છે. જો ઝિયારત કરાવી અને લોકોએ તેને ખેલ – તમાશો બનાવી લીધો અને શોર થવા લાગ્યો, તો જે પ્રકારની ખરાબી હશે, તેવો જ હુકમ (એટલે મકરૂહ અથવા હરામ) થશે.

રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે જેવી રીતે જીવતાઓને તકલીફ થાય છે. એવી રીતે મુર્દાઓને પણ તકલીફ થાય છે. આ હદીસથી માલુમ થાય છે કે આપણાં આ પ્રકારના રિવાજથી મુર્દાઓને તકલીફ થશે. (અબૂદાવૂદઃ ૪૫૮, હ. નં. ૩૨૦૭)

મય્યિતને કબરમાં મુકયા પછી લાકડા અને ચટાઈ રાખવાનો મકસદ એ છે કે

માટી મય્યિતના શરીર પર ન પડે, જેવી રીતે જિંદગીમાં ધુળ, માટી વગેરે પડવાને કારણે તેના રિશ્તેદારોને તકલીફ થાય છે, એવી રીતે મય્યિતને કબરમાં ઉતાર્યા પછી જયાં સુધી આપણા બસમાં છે, લાકડા, ચટાઈ વગેરે મુકીને મય્યિતના શરીર પર માટી પડવાથી બચાવીએ. તે સિવાય અન્ય કોઈ મકસદ નથી. એટલે જો લાકડા અને ચટાઈ એવી રીતે મુકી દીધી કે માટી મય્યિતના શરીર પર નહીં પડે તો મકસદ પ્રાપ્ત થઈ ગયો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) પતિથી અલગ રહેનારી સ્ત્રીને ત્યાં અગિયાર મહિના પછી પૈદા થનારી બાળકીના કફન, દફન વગેરે વિશે કેટલાક મસાઈલ

**સવાલ (૧૧૫૩) :** અમારા શહેરમાં એક પતિ–પત્ની વચ્ચે ઝઘડો થયો, તેને કારણે સ્ત્રી દોઢ વર્ષથી પોતાના પતિથી અલગ રહે છે. તેના પાંચ બાળકો છે. આ દોઢ વર્ષના ગાળામાં સ્ત્રી એક પારસીને ત્યાં કામ કરતી હતી. સાત મહિના પહેલા (પતિથી અલગ થવાના અગિયાર મહિના પછી) તે સ્ત્રીનો ગર્ભ માલુમ થયો અને હોસ્પિટલમાં એક બાળકીનો જન્મ થયો. ઈસ્લામી નામ રાખવામાં આવ્યું. પતિએ પોતાની બાળકી હોવાનો ઈન્કાર કર્યો. પોલીસ તપાસ પણ થઈ અને ૨૭/૯/૬૨ માં આઠ મહિનાની મુદ્દતમાં નવજાત બાળકી મરી ગઈ. જયારે મહોલ્લાવાળાઓને ખબર પડી તો તેમને છોકરીની કફન, દફન અને જનાઝાની નમાઝનો ઈન્કાર કર્યો. તેમજ જમાતના જિમ્મેદારોએ તે સ્ત્રીના ઘરે જવાથી બધાને મના કરી દીધા ( એટલે કે સ્ત્રીનો બાયકોટ કરવામાં આવ્યો) સ્ત્રીના ભાઈઓએ પણ મનાઈ કરી દીધી, તો સ્ત્રીએ જાતે બાળકીને ગુસલ આપ્યું અને કબ્રસ્તાન લઈ ગઈ, તો કબ્રસ્તાન વાળાઓએ મનાઈ કરી દીધી. તો મજબુરીમાં તે સ્મશાન (હિન્દુ જયાં પોતાના મુર્દા સળગાવે છે) લઈ ગઈ. કબર ખોદીને જાતે પોતાની બાળકીને દફન કરી. ઈસ્લામી દુનિયા માટે આ એક આશ્ચર્ય જનક ઘટના બની ગઈ. તેનાથી નીચેના સવાલો પેદા થાય છે. જવાબો આપવા વિનંતી છે.

(૧) નવજાત બાળકી મુસલમાન ગણાશે કે નહીં ? (૨) બાળકીનું ઈસ્લામી નામ જે માતાએ રાખ્યું હતું સહીહ માનવામાં આવશે કે નહીં ? (૩) એવી બાળકીના ગુસલ આપવા વિશે શરીઅતનો શું હુકમ છે ? (૪) તેની જનાઝાની નમાઝ વિશે શું

હુકમ છે ? (૫) મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવાનો શું હુકમ છે ? (૬) એવી સ્ત્રીના ઘરે જવાથી રોકનારા ગુનેહગાર થશે કે નહીં ? (૭) એક વ્યકિત જનાઝાની નમાઝ પઢાવવાની મનાઈ કરે તો બીજો વ્યકિત પઢાવી શકે છે કે નહીં ? (૮) કબ્રસ્તાનમાં દફનાવવાનો તેનો હક છે કે નહીં ? (૯) બાળકીની જનાઝાની નમાઝ ન પઢવામાં આવી, તો ગુનેહગાર કોણ કોણ ગણાશે ? (૧૦) જનાઝાની નમાઝ પઢાવવા માટે શરીઅતે કેટલા દિવસ નક્કી કર્યા છે ? (૧૧) પતિ ન તો સાથે રાખે છે અને ન ભરણ પોષણ આપે છે, તો સ્ત્રીએ શું કરવું જોઈએ ? (૧૨) સ્ત્રીએ મજબુરીને કારણે ગલત કામ કરવાથી ઈન્કાર કર્યો નથી. તો કયો ગુનોહ સમજવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) શરીઅતનો કાનૂન છે કે માતા – પિતામાંથી જેનો ધર્મ સારો હશે, બાળક તેના તાબે હશે, એટલે આ બાળકી મુસલમાન કહેવાશે. (શામી : ૧ / ૬૫૫)

(૨) ઈસ્લામી નામ જ સહીહ માનવામાં આવશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૦)

(૩) ઈસ્લામી શરીઅત પ્રમાણે જ કફન, દફન થવું જોઈએ.

(૪) જનાઝાની નમાઝ પણ પઢવી જોઈતી હતી.

(૫) માતા–પિતા ગુનોહ કરે, તો તે જ ગુનેહગાર થશે, સજા બાળકીને ન મળે.

(૬) બાળકીને મુસલમાનોના કબ્રસ્તાનમાં જ દફન કરવી જરૂરી હતી.

(૭) જનાઝાની નમાઝ ફર્ઝે કિફાયા છે. જિમ્મેદારોએ રોકયા, તો તેઓ ગુનેહગાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૨)

(૮) પઢાવી શકે છે.

(૯) જે લોકો શરીક ન થયા અને બીજાઓને પણ શરીક ન થવા દીધા, તે લોકો ગુનેહગાર થશે.

(૧૦) જયાં સુધી મૃત્યુ પામનારની લાશ ફૂલીને ફાટી ન જાય, ત્યાં સુધી જનાઝાની નમાઝ પઢી શકાય છે. નમાઝ પઢયા વગર દફન કરી દીધી, તો તેની મિકદાર નકકી નથી, ફુકહાએ કિરામે જમીન, લાશનું પ્રમાણ અને મોસમ પ્રમાણે ત્રણ દિવસથી ૩૦ દિવસની મિકદાર લખી છે. (શામી : ૧ / ૬૫૨)

(૧૧) સ્ત્રી શરઈ પંચાયતમાં પતિના ભરણપોષણ ખર્ચ ન આપવાનો દાવો કરે અને ગવાહોથી સાબિત કરે, પછી એ કમિટી (શરઈ પંચાયત) પતિથી વાત કરે (નોટિસ આપે) કે જો તમે પોતાની પત્ની અને બાળકોને ખર્ચ નહીં આપો, તો પત્નીને તમારાથી અલગ કરી દઈશું. તલાક થઈ જશે અને ઈદ્દત પછી તે બીજી શાદી કરી લેશે. તે કમિટીમાં ઓછામાં ઓછા એક આલિમનું રાખવું જરૂરી છે. જો તલાક ન આપે, તો કમિટીના અલગ થવાના ફેસલાને હુકૂમતથી રુજૂઅ કરીને પણ ફેસલો કરાવી લે. જેથી કાનૂની ગુંચ ન આવે.

(૧૨) અલ્લાહથી તૌબા કરે, અલ્લાહ માફ કરનારો છે. દુનિયામાં બીજી સજા નથી, હાં, જયાં ઈસ્લામી હુકૂમત છે, તો કાજી ગવાહોની ગવાહી પર શરઈ સજા લગાવી શકે છે. (અલ હિલતુન્નાજિઝહ : ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) મય્યિતને કબરમાં કોણ ઉતારે ?

**સવાલ (૧૧૫૪)** : મય્યિતને કબરમાં ઉતારવાનો હક કુટુંબિજનોને જ છે ? અન્યને નથી ?

**જવાબ** : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિત પુરુષ હોય કે સ્ત્રી બહેતર એ છે કે નજીકના મહરમ રિશ્તેદાર કબરમાં ઉતરે, જો તે ન હોય તો બીજા રિશ્તેદાર ઉતરે, પરંતુ રિશ્તેદારોની દીની હાલત ઠીક ન હોય, તો બહેતર છે કે નેક પરહેજગાર અપરિચિત ઉતરે. (મરાકિયુલ ફલાહ : ૨૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) વધુ નમાઝીઓની આશાએ મય્યિતને દફન કરવામાં મોડું કરવું

**સવાલ (૧૧૫૫)** : કેટલીક વખતે જોવામાં આવ્યું કે જુમ્આની સવારે કોઈનું મૃત્યુ થઈ ગયું, તો ઘરવાળા જુમ્આની નામાઝ સુધી મય્યિતને રોકી રાખે છે, જેથી જુમ્આની નમાઝના નમાઝીઓ વધુમાં વધુ જનાઝાની નમાઝમાં શરીક થાય, તો આ રીતે મય્યિતને દફન કરવામાં મોડું કરવું કેવું છે ?

**જવાબ** : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને નમાઝીઓની વધુ સંખ્યા હોવાના ઈરાદે રોકી રાખવું મકરૂહ છે.

તેથી ફુકહાએ લખ્યું છે :

ویسرع بها بلا خبب ـ ـ ـ وكره تأخير صلاته ودفنه ليصلى عليه جمع عظيم بعد

صلاة الجمعة ) إلا اذا خيف فوتها بسبب دفنه قنية

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૩૨) કફત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) મય્યિતને કબરમાં ઉતારવાનો તરીકો

**સવાલ (૧૧૫૬) :** મય્યિતને કબરમાં કેવી રીતે ઉતારવામાં આવે ? શું કિબ્લા રૂખ ઉતારવું જરૂરી છે ? અથવા કોઈ પણ રીતે ઉતારી શકાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કિબ્લા રૂખ ઉતારવું મુસ્તહબ છે. જગ્યાની તંગી અથવા અન્ય મજબુરીને કારણે કોઈ પણ દિશામાંથી ઉતારવું જાઈઝ છે. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) મય્યિતને કબરમાં કેવી રીતે સુવડાવવામાં આવે ?

**સવાલ (૧૧૫૭) :** મય્યિતને કબરમાં કેવી રીતે સુવડાવવામાં આવે ? પુરી કરવટ – પડખું આપવામાં આવે અથવા અડધી કરવટ પર પણ સુવડાવવું જાઈઝ છે ? જો કરવટ જ ન આપવામાં આવે, તો તેમાં કોઈ વાંધો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કરવટ – પડખું આપવું અને કિબ્લા બાજુ મોઢું કરવું મુસ્તહબ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૬, અલ મુહીતુલ બુરહાની : ૨ / ૧૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) મય્યિતને કબરમાં સુવડાવીને માથા નીચે તકિયો કરવો અને જમણાં ગાલને જમીનથી અડકાવવો

**સવાલ (૧૧૫૮) :** મય્યિતને કબરમાં સુવડાવીને માથા નીચે તકિયો કરવો અને જમણાં ગાલને જમીન સાથે ચોટાડવો જરૂરી છે કે નહીં ? જો આ રીતે ન કર્યુ તો તેમાં કોઈ નુકસાન છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરી નથી, કિબ્લા રૂખ કરવું મુસ્તહબ છે. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૧૯૧)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) કબરમાં સુવડાવીને માથાની આગળ કુર્આનની આયત મુકવી

**સવાલ (૧૧૫૯) :** મય્યિતને કબરમાં સુવડાવીને તેના માથાની અગળ કોઈ વસ્તુ રાખી શકાય છે કે નહીં ? દા.ત. કુર્આનની આયતો વગેરે, જો રાખવામાં આવે તો તેમાં કોઈ ખરાબી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આયતોની બે અદબી થશે. માટે જાઈઝ નથી.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૬, ૨૪૭)

## (૨૧) મય્યિતને દફન કરનારા લોકોએ જ કબર બંધ કરવી અને તેની ઉપર માટી નાંખવી જરૂરી છે ?

**સવાલ (૧૧૬૦) :** શું એ જરૂરી છે કે મય્યિતને કબરમાં દફનાવનારા જ માટી વગેરે નાંખીને બંધ કરે, અથવા તેમાં કોઈ ગુંજાઈશ છે કે કબ્રસ્તાનના ખાદિમોથી આ પ્રકારનું કામ લેવામાં આવે ? તેમનાથી આ કામ કરાવવામાં કોઈ વાંધો તો નથી?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કરવું ફર્ઝે કિફાયા છે. માટે દફન કરનારા લોકો આ કામ કરે. કબ્રસ્તાનના ખાદિમોથી પણ માટી નાંખવાની ખિદમત લેવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ઔરતને દફન કરતી વખતે પડદો કરવો

**સવાલ (૧૧૬૧) :** ઔરતને દફન કરતી વખતે પડદો કરવામાં આવે છે, જો કોઈ ઔરતે પોતાની જિંદગીમાં કયારેય પડદો ન કર્યો હોય, તો એવી ઔરતથી દફન કરતી વખતે પડદો કરવો કેવું છે ? શું તેમાં શરીઅતનો મજાક નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઔરતની કબર પર પડદો કરવો મુસ્તહબ છે.

પોતાની જિંદગીમાં ઔરતે પડદો ન કર્યો, તેનો ગુનોહ તેના જિમ્મે છે. હમણાં તમે બંધાયેલા છો, તમારી જવાબદારી છે, આ તફાવતને સમજો. (મરાકિયુલ ફલાહ :૨૨૬, બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૩૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن عثمان بن عفان، قال : كان النبى صلى الله عليه وسلم، إذا فرغ من دفن الميت وقف عليه، فقال : استغفروا لاخيكم ، وسلوا له بالتثبيت، فإنه الآن يسأل۔

**તર્જુમો :** હઝરત ઉસ્માન બિન અફફાન (રદિ.) થી રિવાયત છે કે હુઝૂર (સલ.) જયારે દફનથી ફારિગ થતા તો કબર પર રોકાતા અને ફરમાવતા : પોતાના ભાઈ માટે ઈસ્તિગ્ફાર કરો અને તેના માટે મુન્કર, નકીરના સવાલ – જવાબમાં સાબિત કદમ રહેવાની દુઆ માંગો, હવે તેનાથી સવાલ થશે. (અબૂદાવૂદ : ૨ / ૪૫૯, હદીસ નં. ૩૨૨૧)

عن أبي هريرة ، أن رسول الله صلى الله عليه وسلم، قال : إذا مات الإنسان انقطع عنه عمله إلا من ثلاثة : إلا من صدقة جارية، أو علم ينتفع به، أو ولد صالح يدعوله۔

**તર્જુમો :** જયારે માણસ મૃત્યુ પામે છે તો તેના આમાલ (ના સવાબનો સિલસિલો) ખતમ થઈ જાય છે, ત્રણ વસ્તુઓ સિવાય : (૧) સદકએ જારિયહ, (૨) (એવું) ઈલ્મ જેના વડે લોકો ફાયદો ઉઠાવે. (૩) એવી નેક અવલાદ જે તેના માટે દુઆ કરે છે.

(મુસ્લિમ : ૨ / ૪૧, હદીસ નંબર : ૧૪ – ૧૬૩૧)

# ઈસાલે સવાબનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઈસાલે સવાબનું બયાન

(આ વિશે મોટા ભાગના મસાઈલ ભાગ : ૧ માં સુન્નતો અને બિદઅતના શિર્ષક હેઠળ આવી ગયા છે.)

## (૧) મય્યિતના ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની

**સવાલ (૧૧૬૨) :** ખિદમતે ગિરામી હઝરત મુફતી સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

બાદ અરજ કે નીચેના મસ્અલામાં શરઈ હુકમ શું છે ?

અમારે ત્યાં જયારે કોઈનું મૃત્યુ થાય છે, તો ભલે તે બાલિગ હોય કે નાબાલિ, તેના દફન પછી કબ્રસ્તાનમાં એલાન કરવામાં આવે છે કે ફલાણાં દિવસે, ફલાણી મસ્જિદમાં મય્યિત માટે ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની થશે. હવે એક તો તેમાં પોતાના તરફથી દિવસ નક્કી કરવામાં આવે છે. બીજું કે તેનું એલાન કબ્રસ્તાનમાં અથવા મસ્જિદમાં અથવા બંને જગ્યાએ જોરથી કરવામાં આવે છે. અને આ કુર્આન ખ્વાની સામુહિક રીતે જરૂરી હોય છે. તેમજ કુર્આન ખ્વાની દાવતમાં દાખલ છે કે નહીં ? ઉપરાંત હઝરત થાનવી (રહ.) ના નીચેના ફતવાનો શું મતલબ છે ?

સવાલ : વર્ષમાં મોટાભાગના દિવસોમાં બુઝુર્ગોની રૂહોના ઈસાલે સવાબ માટે લોકોને ભેગા કરવા, કોઈ પણ પ્રકારના બંદોબસ્ત વગર અને દિવસ નક્કી કર્યા વગર કુર્આન શરીફ પઢવામાં આવે, તો જાઈઝ છે. તો પોતાના મિત્રોને હાજર રહેવા કહેવું કેવું છે ?

જવાબ : આ ભેગા થવું બિન જરૂરી છે, જે બિદઅત અને મકરૂહ છે.

(ઈમદાદુલ ફતાવા : ૧ / ૭૭૪)

તેમજ ખૈરૂલ કુરૂનમાં આ રિવાજ જોવા મળતો ન હતો, તો પછી તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ના લેખનો ખુલાસો એ છે :

એવા મોકા પર રીત રિવાજોની પાબંદી થાય છે. બિરાદરીનું દબાણ આવે છે,

દાવતનો બંદોબસ્ત કરવામાં આવે છે અને હાજર ન રહેનારા પર મ્હેણાં મારવામાં આવે છે, માટે મકરૂહ અને બિદઅત છે.

અલબત્ત કોઈ મજલિસ આ કાર્યોથી પાક હોય, દાવતનો બંદોબસ્ત ન હોય, મજલિસમાં લોબાન અને અગરબત્તી ન હોય, પ્રકાશ – લાઈટ જરૂરતથી વધારે ન હોય, તારીખ અને દિવસ ખાસ ન કર્યો હોય અને તીજયું ન હોય તો ગુંજાઈશ છે. જો મૃત્યુ થાય તે જ રાત્રે પઢવામાં આવે, જેથી મય્યિતને સવાબ પહોંચાડી શકાય, જાઈઝ છે.

وفی حاشیۃ الحموی عن الإمام الشعرانی : اجمع العلماء سلفا وخلفا علی استحباب ذکر الجماعۃ فی المساجد وغیرها إلا أن یشوش جهرهم علی نائم أو مصل أو قاری ---إلخ

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૬૦)

માટે જો આ શરતોનું ધ્યાન ન રાખવામાં આવે, તો ગુંજાઈશ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઈસાલે સવાબ માટે મય્યિતના ઘરે ભેગા થવું

**સવાલ (૧૧૬૩) :** અમારા ત્યાં રિવાજ છે કે મય્યિતને ગુસલ આપ્યા પછી જનાઝાની આજુબાજુ બેસીને લોકો ત્યાં સુધી કુર્આન, તસ્બીહ વગેરે પઢયા કરે છે, જયાં સુધી જનાઝો ન ઉઠાવવામાં આવે.

તેમજ એક – દોઢ મહિના સુધી દરરોજ મય્યિતના ઘરે જઈને ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરે છે. તો શરઈ દ્રષ્ટિએ આ સહીહ છે કે નહીં ? જો આ રિવાજને બંધ કરવામાં આવે તો મય્યિતને સવાબથી વંચિત કરવું લાગે છે, કારણ કે ભેગા થઈને જે કંઈ પઢી લે છે, જો તેમને પોત પોતાના ઘરે પઢવાનું કહેવામાં આવે, તો કોઈ પણ નહીં પઢે, બલકે તેનું ધ્યાન પણ તેમના દિલમાં નહીં આવે. એવી સુરતમાં ઉપરોકત અમલ (કુર્આન ખ્વાની વગેરે) દુરુસ્ત છે કે નહીં ? જો દુરૂસ્ત નથી, તો મનાઈ કરવા પર મય્યિતને સવાબથી વંચિત કરવું નહીં થાય ? સંતોષ કારક જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને ગુસલ આપ્યા પછી તેની પાસે કુર્આને કરીમની તિલાવત કરીને ઈસાલે સવાબ કરવું જાઈઝ છે. (મરાકિયુલ ફલાહ : ૨૧૨)

મય્યિતને દફન કર્યા પછી એક મહિનો અથવા સવા મહિના સુધી આવીને કુર્આન ખ્વાની કરવી, એવી રીતે કે પુરુષ અને સ્ત્રીઓ આવતી હોય અને સ્ત્રીઓ બેપર્દા નીકળીને અજાણ્યા પુરુષોથી વાત કરતી હોય, તેમજ સવા મહિના સુધી પઢવાને જરૂરી સમજવામાં આવતું હોય, જે તેમાં શરીક ન થાય તેને બુરૂ ભલું કહેવામાં આવતું હોય, તો આ જાઈઝ નથી. શરીઅતની વિરુદ્ધ છે. આ નાજાઈઝ કામોને લીધે જાઈઝ કામ (કુર્આન પઢવું અને ઈસાલે સવાબ કરવો) પણ ના જાઈઝ થઈ જાય છે. પરંતુ જો કોઈ મજલિસ આ બુરાઈઓ અને નાજાઈઝ કામોથી ખાલી હોય, તો ઈજાઝત છે. પરંતુ શરત એ છે કે તેને જરૂરી ન સમજવામાં આવે. નહીં તો તે કામ જાઈઝ નહીં રહે. (ફત્હુલ બારી : ૨ / ૩૩૮)

મય્યિતને સવાબ પહોંચાડવો મુસ્તહબ છે અને બુરાઈઓ અને નાજાઈઝ કાર્યોની સાથે કુર્આન ખ્વાનીની મજલિસ કરવી નાજાઈઝ છે. અને યાદ રહે કે મુસ્તહબ કાર્યને કરવા માટે નાજાઈઝ કાર્ય કરવું દુરુસ્ત નથી. (અલ કવાઈદુલ ફિકહિય્યહ : ૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) સ્ત્રીઓએ ભેગા થઈને ઈસાલે સવાબ માટે કુર્આન ખ્વાની કરવી

**સવાલ (૧૧૬૪) :** સ્ત્રીઓ ભેગી થઈને મય્યિત માટે કુર્આન ખ્વાની કરીને તેનો સવાબ પહોંચાડી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતની હદમાં રહીને સ્ત્રીઓએ કુર્આન ખ્વાની કરવી અને સવાબ પહોંચાડવો જાઈઝ છે. (બહરુર્રાઈક : ૩ / ૬૩) પરંતુ બેપર્દગી સાથે જવું જાઈઝ નથી, હરામ છે. (તિરમિઝી : ૨ / ૧૦૬, હદીસ નં. ૨૭૭૮)

દિવસે જાય, રાત્રે ન જાય, એટલા માટે કે રાત્રે ફિતનાનો અંદેશો છે. અલબત્ત ફિતનાનો દરવાજો બંધ કરીને જાય. તો ગુંજાઈશ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઈસાલે સવાબ માટે ખત્મે કુર્આનની મજલિસ રાખવી

**સવાલ (૧૧૬૫) :** મય્યિતના ઈસાલે સવાબ માટે લોકોમાં એલાન કરીને ખત્મે કુર્આનની મજલિસ રાખવી. શરઈ દ્રષ્ટિએ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસાલે સવાબ તો જાઈઝ, બલકે મુસ્તહબ છે અને તેના માટે ઘરના સભ્યો બેસીને કુર્આન શરીફ ખત્મ કરે અથવા એલાન અને દાવત વગર અમુક લોકો ભેગા થઈને કુર્આન ખત્મ કરે, જાઈઝ છે. (ફતાવા રશિદિય્યહ : ૧ / ૧૪૧)

પરંતુ ખત્મે કુર્આન માટે એલાન કરીને લોકોને ભેગા કરવા ખાસ કરીને મય્યિતના ઘરે જાઈઝ નથી. (કે તેમાં અનેક બુરાઈઓ છે) અને શરીઅતમાં તેનો કોઈ સુબુત નથી. (દુર્રે મુખ્તાર : ૨ / ૨૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ઈસાલે સવાબ માટે માત્ર સૂરએ અન્આમની તિલાવતને ખાસ કરવી

**સવાલ (૧૧૬૬) :** અમારા ગામમાં ખુશીનો મોકો હોય કે ગમીનો (કોઈનું મૃત્યુ થયું હોય) ઈસાલે સવાબ માટે સૂરએ અન્આમ પઢવામાં આવે છે. શું આ હદીસથી સાબિત છે કે આજ સૂરત પઢવામાં આવે, હાલાંકે તે સિવાય બીજી ઘણી સૂરતો છે, તેમની ફઝીલતો ઘણી છે. તેમ છતાં તે નથી પઢતા, તેનું શું કારણ છે ? જો તેનો કોઈ સુબુત નથી તો ઉપરોકત તરીકો કેવો છે ? શું મય્યિતને તેનો સવાબ પહોંચશે ? તેમજ મય્યિતના માલથી દાવત કરવામાં આવે તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન મજીદની તિલાવત કરીને તેનો સવાબ મય્યિતને પહોંચાડવો ઘણાં સવાબનું કામ છે. અને તેમાં મય્યિતને ફાયદો થાય છે.

(અબૂદાવૂદ : ૨ / ૪૫૯ હદીસ નં. ૩૨૨૧)

પરંતુ રીત રિવાજ પર કુર્આન પઢવું અને તેને જરૂરી સમજવું, આપના લખાણ પ્રમાણે સૂરએ અન્આમ જ પઢવું અને દાવત કરવી અને ખાવું – પીવું વહેંચવું અને રિવાજ પ્રમાણે પઢનારાઓની દાવત કરવી આ બધું નાજાઈઝ છે. એવી રીતે પઢવા–પઢાવવાનો કોઈ સવાબ નહીં મળે અને ન મય્યિતને કોઈ જાતનો ફાયદો થશે. ફિકહની કિતાબોમાં લખ્યું છે કે કુર્આન પઢવા માટે કેટલાક લોકોને ભેગા કરવા અને ખતમ પર અથવા સૂરએ અન્આમ અથવા સૂરએ ઈખ્લાસના ખતમ પર દાવત કરવી, મકરૂહે તહરીમી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦– ૨૪૧)

ખાવાની દાવત એવા માલથી કરવામાં આવે જેમાં યતીમનો હિસ્સો હોય, તો

આ હરામ છે અને કોઈ વારસદાર વતનથી દૂર હોય અને તેની પરવાનગી વગર માલ વાપરવામાં આવે તો પણ હરામ છે. એટલે બહેતર એ છે કે દિવસ ખાસ કર્યા વગર બધા લોકો ભેગા થઈને દાવત વગર કુર્આન પઢીને ઈસાલે સવાબ કરી દે. (ફતાવા ફલાહિય્યહ : ૧ / ૩૯૬ થી ૪૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) માતા – પિતાના મૃત્યુ પછી બાલિગ છોકરા – છોકરીનું તેમની પાસે તિલાવત કરવી

**સવાલ (૧૧૬૭) :** ઔરતના મૃત્યુ પછી તેનો બાલિગ છોકરો તેની પાસે કુર્આન શરીફ પઢી શકે છે ? એવી રીતે પુરુષના મૃત્યુ પછી તેની બાલિગ છોકરી તેની પાસે તિલાવત કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને ગુસલ આપ્યા પછી તેમની પાસે કુર્આનની તિલાવત કરીને ઈસાલે સવાબ કરવું જાઈઝ છે. (મરાકિયુલ ફલાહ : ૨૧૨) ભલે કુર્આને કરીમની તિલાવત કોઈ કરે. પોતે મય્યિતનો છોકરો હોય કે તેની મોટી (બાલિગ) છોકરી તેમાં કોઈ વાંધો નથી. અલબત્ત છોકરી માટે પડદાનો સંપૂર્ણ બંદોબસ્ત જરૂરી છે, કારણ કે આવા મોકા પર વિભિન્ન લોકોની અવર જવર હોય છે. (સૂરએ નૂર : ૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જુમ્આ પછી મરહુમ માટે ખત્મે કુર્આન

**સવાલ (૧૧૬૮) :** અમારા ગામાની જામેઅ મસ્જિદમાં જુમ્આની નમાઝ પછી ઘણી વખતે એલાન કરવામાં આવે છે કે ફલાણાં મરહુમ માટે ખત્મે કુર્આન છે. ઘણા લોકો કુર્આન ખ્વાની માટે બેસે છે. કુર્આન પઢયા પછી સામુહિક દુઆ થાય છે અને મોટે ભાગે જલેબી – મીઠાઈ વહેંચવામાં આવે છે. જલેબી – મીઠાઈ લેતી વખતે નાના છોકરા – છોકરીઓ મસ્જિદમાં આવી જાય છે. તેમના શોરથી મસ્જિદના નમાઝીઓને ખલેલ પહોંચે છે. સવાલ એ છે કે શું આવું કરવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખત્મે કુર્આનની ઉપરોકત સુરતમાં ખરાબી જલેબી –મીઠાઈને કારણે છે કે તેને લેવા માટે છોકરા – છોકરીઓ ભેગી થાય છે. તેમના શોરથી નમાઝીઓની નમાઝમાં ખલેલ પહોંચે છે. એટલા માટે જલેબી – મીઠાઈને બંધ કરાવી દો અને

કોઈ બંદોબસ્ત વગર, દિવસ અને તારીખ ખાસ કર્યા વગર, કુર્આને કરીમ ખતમ કરાવો, તો તેની ગુંજાઈશ છે. બલકે શરીઅતમાં પ્રિય છે. (ઈબ્ને માજહ : ૫૪૦, હદીસ નં. ૭૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ગેર મહરમ મય્યિત પાસે ઔરતોનું ભેગું થવું

**સવાલ (૧૧૬૯) :** મય્યિત ગેર મહરમ હોય તો ત્યાં ગામની પરાયી સ્ત્રીઓનું ભેગું થવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો પડદા સાથે ઘરેથી આવતી હોય તો જાઈઝ છે. પડદા વગર આવવાની ઈજાઝત નથી. જો એવી રીતે બેસે કે પુરુષોની નજર, સ્ત્રીઓ પર પડતી હોય અથવા ગેર મહરમ પુરુષોની અવર જવર સતત રહેતી હોય અને બેપર્દગીનો અંદેશો હોય, તો નાજાઈઝ છે. શરઈ પડદાની રિઆયત સાથે સ્ત્રીઓને આવવું જાઈઝ છે.

(અલ હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૬૮)

બલકે તાઝિયતની નિય્યતથી જવું સુન્નત છે. (ઈબ્ને માજહ : ૧૧૫, હદીસ નં. ૧૬૦૧, તિરિમઝીઃ ૧/૨૦૫, હદીસ નં. ૧૦૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) દફન પછી માથા અને પગ તરફ સૂરએ બકરહની આયતો પઢવી

**સવાલ (૧૧૭૦) :** મય્યિતને દફન કર્યા પછી તેના માથા અને પગ તરફ સૂરએ બકરહનો અંતિમ રુકૂઅ પઢવામાં આવે છે, તેનાથી વધારે પઢવું કેવું છે ? દા.ત. ત્રણ વખતે સૂરએ ઈખ્લાસ અને ત્રણ વખતે સૂરએ તકાષૂર વગેરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસે પાકથી સાબિત છે કે આપ (સલ.) મય્યિતના માથા તરફ સૂરએ બકરહની શરૂઆતની આયતો મુફલિહુન સુધી અને પગ તરફ સૂરએ બકરહની અંતિમ આયતો આમનર્રસુલુથી અંત સુધી પઢતા હતા. ત્યાર પછી લાંબી દુઆ કરતા હતા. (અલ–મુઅજમુલ કબીર : ૧૨ / ૪૪૪, હદીસ નં. ૧૩૬૧૩)

આ પણ સાબિત છે કે આપ (સલ.) એટલી વાર સુધી દુઆ કરતા હતા. જેટલી વારમાં ઊંટ ઝબહ કરીને તેનું ગોશ્ત વહેંચી શકાય.

(અબૂદાવૂદ ૨ / ૪૫૯, હદીસ નં. ૩૨૨૧)

તે સિવાય સૂરએ યાસીન, સૂરએ મુલ્ક, સૂરએ તકાષુર અને સૂરએ ઈખ્લાસ

ત્રણ, સાત અથવા અગિયાર વખતે પઢીને તેનો સવાબ મય્યિતને બખ્શી દે, તો તેનો મોટો સવાબ છે. મય્યિતને જે પણ પઢીને બખ્શવામાં આવશે તેને તેનો સવાબ મળશે. એટલે ઉપરોકત સૂરતો પઢવી જાઈઝ છે.

(મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૨૮, ઉમ્દતુલ કારી : ૩ / ૧૧૮)

અલબત્ત જરૂરી સમજવું અથવા ઈમામને તે પઢવા પર મજબૂર કરવા જાઈઝ નથી, હરામ છે. (મિરકાતુલ મફાતિહ : ૨ / ૭૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) દફન પછી મય્યિતના માથા તરફ અને પગ તરફ સૂરએ બકરહની શરૂઆતની અને અંતિમ આયતો પઢવાનો હુકમ

**સવાલ (૧૧૭૧) :** અમારે ત્યાં ઈમામ સાહેબ મય્યિતના દફન પછી ધીરેથી કંઈક પઢીને, ઉર્દૂમાં લાંબી દુઆ કરે છે. તે વિશે અમે તેમનાથી કહયું કે દફન પછી માથા તરફ સૂરએ બકરહની શરૂઆતની આયતો અને પગ તરફ સૂરએ બકરહની છેલ્લી આયતો પઢવી મુસ્તહબ છે અને આ તરીકો સહાબા (રદિ.) થી સાબિત છે. તેના જવાબમાં ઈમામ સાહેબનું કહેવું છે કે તમે જે કહયું છે કે મય્યિતના માથા અને પગ તરફ, સૂરએ બકરહની શરૂઆતની અને અંતિમ આયતો પઢવી જોઈએ, આ મુસ્તહબ છે. જયારે સૂરએ ફાતિહા પઢીને દુઆ માંગવી મસ્નૂન છે અને સૂરએ યાસીન પઢવી વાજિબ છે.

આપની કિતાબ 'સકરાતથી ફાતિહા સુધીની સુન્નત અને બિદઅતો' માં મુર્દાઓને દફન કર્યા પછીના મુસ્તહબ તરીકા તો બયાન કર્યા છે, પરંતુ ઈમામ સાહેબના બતાવેલા વાજિબ અને મસ્નૂન તરીકાનો કોઈ ઉલ્લેખ નથી.

સવાલ એ છે કે શું અમારા ઈમામનું કહેવું કે "સૂરએ ફાતિહા પઢીને દુઆ માંગવી મસ્નૂન અને સૂરએ યાસીન પઢવું વાજિબ છે." એ સહીહ છે કે ગલત ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુર્દાને દફન કર્યા પછી 'સકરાતથી ફાતિહા સુધીની સુન્નત અને બિદઅતો' નામની કિતાબના પાન નં. ૨૮, ૨૯ પર જે કંઈ લખ્યું છે, તેને વાંચીને તેની ઉપર અમલ કરવો, કે એ મુસ્તહબ અમલ છે. (મિશ્કાત શરીફ : ૧૭૧૭)

આપના ઈમામ સાહેબનું કહેવું બિલ્કુલ ખોટું છે. દફન અથવા ઝિયારતના

મૌકા પર સૂરએ યાસીન અથવા કોઈ બીજી સૂરત પઢવી વાજિબ નથી. બલકે જયારે ઝિયારત માટે જાઓ, તો સૂરએ ફાતિહા, સૂરએ ઈખ્લાસ, સૂરએ તકાષૂર અને સૂરએ યાસીન પઢવી મુસ્તહબ છે. (મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૨૮, હદીસ : ૧૭૧૭)

ઈમામ સાહેબ જેવા ઝિમ્મેદાર વ્યકિતએ આવી ખોટી વાત ન બતાવવી જોઈએ. આપ (સલ.) નું ફરમાન છે કે, કયામતની નજીક કેટલાક લોકો ઈલ્મ વગર બીજાઓને મસ્અલા બતાવશે, તેના કારણે જાતે પણ ગુનેહગાર થશે અને બીજાઓને પણ ગુનેહગાર કરશે. (બુખારી : ૧ / ૨૦, હદીસ નં. ૧૦૦)

બુખારી શરીફ : ૧ / ૧૮ હદીસ નં. ૮૧ માં છે કે ઈલ્મ ઓછું થઈ જશે અને જહાલત આમ થઈ જશે.

ટુંકમાં સૂરએ યાસીન શરીફની તિલાવતને વાજિબ કહેવું ગલત છે. કબ્રસ્તાન માં જઈને પઢવું મુસ્તહબ છે. પઢશે તો સવાબ મળશે અને નહીં પઢીએ તો ગુનેહગાર નહીં થાય, જયારે કે આપના ઈમામ સાહેબ તેને વાજિબ કહે છે, તેનો મતલબ એ થયો કે ન પઢનાર બધા ગુનેહગાર થશે. ઈસ્લામમાં એવી સખ્તી – તંગી નથી, જો વાજિબ હોય તો અવામ કેટલા મોટા ગુનાહમાં ફસાઈ જતા. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) દફન પછી કબર પર ફાતિહા પઢવાનો મસ્નૂન તરીકો

**સવાલ (૧૧૭૨) :** મય્યિતને કબ્રસ્તાનમાં લઈ જવા પર દફન પછી કબર પર ફાતિહા પઢવાનો મસ્નૂન તરીકો કયો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કર્યા પછી માથા તરફ "અલિફ–લામ–મીમ ઝાલિકલ્ કિતાબુ લા રય્બ ફીહી" થી "હુમુલ્ મુફ્લિહૂન" સુધી અને પગોની તરફ સૂરએ બકરહની અંતિમ આયતો "આમનર્રસૂલુ" થી અંત સુધી પઢીને મોડે સુધી દુઆમાં મશ્ગુલ રહેવું આપ (સલ.) થી સાબિત છે. ઊંટને ઝબહ કરીને તેના ગોશ્તને વહેંચી શકાય એટલી વાર સુધી આપ (સલ.) દુઆ માંગતા હતા.

(અબૂદાવૂદ : ૨ / ૪૫૯, હદીસ નં. ૩૨૨૧)

**નોંધ :** દફન કર્યા પછી જે આયતની તિલાવત કરે છે, તેને દુઆ કહે છે, તેના

માટે ફાતિહાનો શબ્દ વાપરવો સહીહ નથી, તેનો અર્થ અલગ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કબ્રસ્તાનમાં હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ (૧૧૭૩) :** કબ્રસ્તાનમાં હાથ ઉઠાવીને દુઆ માંગવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચહેરો કિબ્લા તરફ કરીને હાથ ઉઠાવીને દુઆ માંગવી (કે સામે કોઈ કબર ન હોય) જાઈઝ છે. (ફતાવા મહમુદિય્યહ : ૯ / ૧૪૪)

કબર તરફ રૂખ કરીને દુઆ માંગવાની સુરતમાં ખતરો એ છે કે લોકો એ સમજશે કે કબરવાળાથી માંગે છે. એટલે કબર તરફથી રૂખ ફેરવીને કિબ્લા તરફ રૂખ કરીને દુઆ માંગવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) કબ્રસ્તાનમાં કબરની સામે હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ (૧૧૭૪) :** કબ્રસ્તાનમાં મય્યિતને દફન કર્યા પછી દુઆ કરવામાં આવે છે. સવાલ એ છે કે આ દુઆમાં હાથ ઉઠાવવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કર્યા પછી દુઆ કરવી જાઈઝ બલકે મુસ્તહબ છે. અને આ દુઆમાં હાથ ઉઠાવવા પણ જાઈઝ છે. કારણ કે દુઆના આદાબમાં હાથ ઉઠાવવા પણ શામિલ છે. હદીસ શરીફમાં પણ કબ્રસ્તાનમાં હાથ ઉઠાવીને દુઆ કરવાનું વર્ણન છે. પરંતુ દુઆ વખતે મોઢું કિબ્લા તરફ રાખવું જોઈએ, કબર તરફ ન રાખવું જોઈએ. (ફતાવા રહિમિય્યહ : ૭ / ૯૫)

કબ્રસ્તાનમાં ઝિયારત માટે ગયા હોય, તો પણ હાથ ઉઠાવીને દુઆ માંગવી જાઈઝ છે. પરંતુ કોઈ એવો તરીકો ન અપનાવવો જોઈએ જેનાથી એવું માલૂમ થાય કે કબર અથવા કબરવાળાથી મુરાદ (મન્નત) માંગી રહયો છે. એટલે કિબ્લા રૂખ થઈને દુઆ કરવામાં આવે. (ફત્હુલ બારી : ૧૧ / ૧૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) મય્યિત માટે ઈસાલે સવાબનો અફઝલ તરીકો અને દુઆમાં હાથ ઉઠાવવા

**સવાલ (૧૧૭૫) :** મય્યિતને દફન કર્યા પછી કુર્આન શરીફની કઈ આયતો પઢવી

અફઝલ છે ? તેમજ તેની કબર પાસે ઊભા થઈને મગફિરતની દુઆ કરતી વખતે હાથ ઉઠાવવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કર્યા પછી સૂરએ બકરહની શરૂઆતની આયત : "અલિફ–લામ–મીમ" થી હુમુલ્ મુફ્લિહૂન સુધી અને પગ તરફ આખરી આયત "આમનર્રસુલુ" થી અંત સુધી પઢીને તેના માટે મગફિરતની દુઆ કરે. રસૂલુલ્લાહ (સલ.) વિશે આવે છે કે આપ (સલ.) ખૂબ જ લાંબી લાંબી દુઆઓ કરતા હતા. એટલી વાર સુધી દુઆ કરતા હતા જેટલી વારમાં ઊંટ ઝહબ કરીને તેનું ગોશ્ત વહેંચી શકાય. (મુસ્લિમ : ૧ / ૭૬, હદીસ નં.૧૯૨–૧૨૧) હાથ ઉઠાવીને દુઆ કરવી જાઈઝ છે, પરંતુ ચહેરો કિબ્લા તરફ કરીને દુઆ કરે. (ફતાવા મહમુદિય્યહ : ૯ / ૧૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) મય્યિતના દફન પછી કબર પર હાથ ઉઠાવીને દુઆ કરવી

**સવાલ (૧૧૭૬) :** શું મય્યિતને દફન કર્યા પછી કબર પર હાથ ઉઠાવીને દુઆ કરવી જરૂરી છે ? હાથ ઉઠાવવામાં શું ફાયદો અને ન ઉઠાવવામાં શું નુકસાન છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબ્રસ્તાનમાં કબરની ઝિયારત માટે ગયા હોય અથવા કોઈ મય્યિતને દફન કરવા માટે, બંને સુરતોમાં દુઆને જરૂરી સમજવી બિદઅત છે અને દરેક બિદઅત ગુમરાહી છે. (બુખારી : ૧/ ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

અલબત્ત ઊભા થઈને કિબ્લા તરફ મોઢું કરીને દુઆ કરવી મુસ્તહબ છે. હદીસ શરીફમાં છે કે મદીના મુનવ્વરામાં હુઝૂર (સલ.) એ બકીએ ગરકદમાં હાથ ઉઠાવીને દુઆ કરી હતી. (મુસ્લિમ : ૧ / ૩૧૩)

ઈમામ નવવી (રહ.) લખે છે કે ઊભા થઈને, હાથ ઉઠાવીને દુઆ કરવી મુસ્તહબ છે. (અલ–મિન્હાજ શર્હે મુસ્લિમ : ૭ /૪૩) માટે જો હાથ ઉઠાવ્યા વગર દુઆ કરે, તો પણ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) જનાઝાની નમાઝ પછી અને કબર પર દુઆ માંગવી, અગરબત્તી સળગાવવી અને દફન પછી ચાળીસ કદમ પર દુઆ કરવી

**સવાલ (૧૧૭૭) :** જનાઝાની નમાઝ પછી દુઆ માંગવી જાઈઝ છે કે નહીં ? અને કબ્રસ્તાનમાં કબરની ઉપર અગરબત્તી કરવી જાઈઝ છે કે નહીં ? અને મુર્દાને દફન કર્યા પછી ૪૦ કદમ પર ઊભા થઈને મુર્દા માટે દુઆ કરવી શરઈ દ્રષ્ટિએ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનોએ એ જ કામ કરવું જોઈએ, જેની અસલ કુર્આને કરીમ અને અહાદીસમાં હોય. રસૂલુલ્લાહ (સલ.) ના બતાવેલા માર્ગને છોડીને બીજો માર્ગ અપનાવશે, તે ગુમરાહ થઈ જશે. (સૂરએ આલિ ઈમરાન : ૮૫)

રસૂલુલ્લાહ (સલ.) થી જે કાર્યો સાબિત ન હોય, તેને દીન સમજીને કરવું બિદઅત છે. (મિરકાતુલ મફાતિહ : ૧ / ૨૨૨, હદીસ નં. ૧૪૦)

જનાઝાની નમાઝ પછી અને દફન કર્યા પછી ચાળીસ કદમ ચાલીને દુઆ કરવી, રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત નથી. માટે જે વ્યકિત તેને જરૂરી સમજીને કરશે, તો તે બિદઅત કરે છે અને યાદ રહે કે જનાઝાની નમાઝ જાતે એક દુઆ છે. માટે ત્યાર પછી દુઆ માંગવી મસ્નૂન નથી.

(મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૧૩, હદીસ નં. ૧૬૮૭)

મય્યિતના નેક આમાલ તેના માટે ખુશ્બૂનો દરજ્જો રાખે છે. નેક વ્યકિતની રૂહ કાઢવા માટે જે ફરિશ્તો આવે છે, તે ખૂશ્બૂ લઈને આવે છે. (તહતાવી : ૬૦૮) એટલા માટે મય્યિતને અગરબત્તી વગેરેની જરૂરત નથી અને કબર પર તેને સળગાવવી ફુઝૂલખર્ચીને કારણે હરામ છે. (મિરકાતુલ મફાતિહ: ૨/૬૧૯, હદીસ નં. ૭૪૦)

જો વારસદારોના માલમાંથી છે, તો તેમની ઈજાઝત વગર માલ ખર્ચ કરવાનો ગુનોહ લાગશે. એટલા માટે આ વસ્તુઓથી બચવું જરૂરી છે. અલબત્ત જે તખ્તા – પાટલા પર સુવડાવીને ગુસલ આપે છે, તેને ધુની આપવી અને તેના કફનના કપડાને ધૂની આપવી મસ્નૂન છે. (ફત્હુલ કદીર : ૨ / ૧૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) દફન પછી હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ (૧૧૭૮) :** મય્યિતને દફન કર્યા પછી જે દુઆ કરવામાં આવે છે. તેમાં હાથ ઉઠાવવા જોઈએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કર્યા પછી હાથ ઉઠાવ્યા વગર દુઆ કરવી જોઈએ. (મુસ્લિમ:

૧ / ૩૧૪, હદીસ નં. ૧૦૪ – ૯૭૫) અને જો હાથ ઉઠાવીને દુઆ કરવી હોય તો કિબ્લા તરફ ચહેરો અને પીઠ કબર તરફ રાખવી. (ફતાવા મહમૂદિય્યહ : ૯ / ૧૪૪) અને કબર પાસે ફાતિહા ખ્વાનીનો જે રિવાજ છે, તે ના જાઈઝ છે. (ફતાવા રશિદિય્યહઃ ૨૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) દફન પછી હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ (૧૧૭૯) :** કબ્રસ્તાનમાં મય્યિતને દફન કર્યા પછી દુઆ કરવામાં આવે છે. સવાલ એ છે કે એ દુઆમાં હાથ ઉઠાવવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતને દફન કર્યા પછી દુઆ કરવી જાઈઝ બલકે મુસ્તહબ છે અને આ દુઆમાં હાથ ઉઠાવવા પણ જાઈઝ છે. કારણ કે દુઆના આદાબમાં હાથ ઉઠાવવા પણ શામિલ છે. હદીસ શરીફમાં પણ કબ્રસ્તાનમાં હાથ ઉઠાવીને દુઆ કરવાનું વર્ણન છે. પરંતુ દુઆ વખતે મોઢું કિબ્લા તરફ રાખવું જોઈએ, કબર તરફ ન રાખવું જોઈએ. (ફતાવા રહિમિય્યહ : ૭ / ૯૫)

કબ્રસ્તાનમાં ઝિયારત માટે ગયા હોય, તો પણ હાથ ઉઠાવીને દુઆ માંગવી જાઈઝ છે. પરંતુ કોઈ એવો તરીકો ન અપનાવવો જોઈએ જેનાથી એવું માલૂમ થાય કે કબર અથવા કબરવાળાથી મુરાદ (મન્નત) માંગી રહયો છે. એટલે કિબ્લા રૂખ થઈને દુઆ કરવામાં આવે.(ફત્હુલ બારીઃ ૧૧/૧૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) નાબાલિગ બાળકોના ઈસાલે સવાબ માટે નાબાલિગ બાળકોને ખવડાવવા

**સવાલ (૧૧૮૦) :** દોઢ – બે વર્ષનું બાળક મૃત્યુ પામી ગયું હોય, તો તેને ઈસાલે સવાબ કરી શકીએ છીએ કે નહીં ? ઈસાલે સવાબથી મુરાદ, મૃત્યુ પછી માસૂમ છોકરાઓને ખવડાવવું છે. સવાલનું કારણ એ છે કે માસુમ બાળકોને ઈસાલે સવાબ કરવાથી શું ફાયદો ? તેઓ ગુનેહગાર તો નથી. માટે તેમના મૃત્યુ પછી માત્ર ઈસાલે સવાબ માટે માસૂમ બાળકોને ખવડાવવું રસમ અને બિદઅત તો નહીં ગણાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસાલે સવાબ માટે જે વસ્તુ ખવડાવવામાં આવે, તે ગરીબોને ખવડાવવી જોઈએ. માસુમ બાળકો જો માલદારના છે તો તેમને ખવડાવવું એટલે માલદારને

ખવડાવવું છે. તેમને ખવડાવવાનો સવાબ ગરીબો જેવો નહીં મળે.

આ સહીહ છે કે નાબાલિગ બાળકને ઈસાલે સવાબની જરૂરત નથી. નાબાલિગ અવલાદની ઈબાદતનો સવાબ તેના માતા – પિતાને મળે છે. ભલે બાળકોને પોતાના અમલના સવાબની પણ જરૂરત નથી. છતાં કોઈ ઈસાલે સવાબ કરે તો સવાબ પહોંચી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૪૩૦, ૪૩૧) જેમકે અંબિયા અને રસૂલ માસૂમ હોય છે, પરંતુ કોઈ તેમને ઈસાલે સવાબ કરે, તો સવાબ પહોંચે છે. અને તેમના દરજાતમાં તરક્કી થાય છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) મય્યિતના ઈસાલે સવાબ માટે હજ કરવી

**સવાલ (૧૧૮૧) :** મારી ભાણીનું મરણ થઈ ગયું છે અને તેના માતા – પિતા, તેના ઈસાલે સવાબ માટે મને હજ્જે બદલ માટે મોકલવા માંગે છે, તો ભાણીના નામથી હું હજ કયા તરીકા પર અદા કરું ? એહરામ કેવી રીતે બાંધવામાં આવે અને નિય્યત કેવી રીતે કરવી ? અને તે પહેલા મેં કયારેય હજ કરી નથી, તો હું મારી ભાણી તરફથી હજ્જે બદલ કરી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌ પ્રથમ એ જોવામાં આવશે કે તે છોકરી પર (જે તમારી ભાણી છે) હજ ફર્ઝ હતી કે નહીં ? જો હતી, તો હજ્જે બદલમાં એવી વ્યકિતને મોકલવામાં આવે, જેને પહેલા પોતાની હજ કરી હોય. જો કોઈ એવી વ્યકિતને હજ્જે બદલ માટે મોકલવામાં આવે, જેને પોતાની હજ અદા કરી નથી, તો એવી સુરતમાં પણ મોકલનાર પરથી ફર્ઝ અદા થઈ જશે. અલબત્ત આ બહેતર નથી.

અને જો હજ છોકરી પર ફર્ઝ ન હતી, તો પછી હજ નફલ થશે અને મરહુમને તેનો સવાબ પહોંચી જશે. ઈન્શાઅલ્લાહ. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૬૪૯)

નોંધ : મરહુમાના માતા – પિતાને બતાવવામાં આવે કે મરહુમા માટે એવા કામો કરે, જેમા સવાબ વધારે મળે, જરૂરતમંદ રિશ્તેદારો અને ગરીબ, યતીમ, મિસ્કીનની મદદ વધારે સવાબનું કારણ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# (૨૧) જનાઝાની નમાઝ પછી દુઆ અને ઈસાલે સવાબની કેટલીક સુરતો – પધ્ધતિઓનો હુકમ

**સવાલ (૧૧૮૨) :** શું ફરમાવે છે ઉલમાએ દીન, મુફતિયાને કિરામ આ મસ્અલા વિશે કે,

એક મોલવી સાહેબ ફરમાવે છે કે જનાઝાની નમાઝ પછી બન્ને હાથ ઉઠાવીને દુઆ માંગવી બિદઅત છે, કારણ કે તેનો સુબૂત હદીસ અને ફિકહમાં નથી. જનાઝા ની નમાઝ જાતે એક દુઆ છે, ત્યાર પછી દુઆ માંગવામાં કબાહત–ખામી છે.

રસૂલુલ્લાહ (સલ.) એ આ દુઆને નમાઝની અંદર અથવા બહાર માટે ખાસ કરી હોય અથવા આ દુઆની મનાઈ ફરમાવી હોય. તે માટે વિશ્વાસુ કિતાબોથી કોઈ સુબૂત છે ? કારણ કે સિહ્હા સિત્તા વગેરે હદીસની કિતાબોમાં છે કે આ બિદઅત નથી.

જો કોઈ વ્યકિત બિદઅત પર સવાબ સમજીને અમલ કરે, તો તેના માટે શરઈ હુકમ શું છે ?

ફાતિહા અને ઈસાલે સવાબના તરીકા–જે બિદઅતે હસનહ છે, જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની નમાઝ પછી દુઆ માંગવી બિદઅત છે. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત નથી. મોલવી સાહેબનું ફરમાવવું બિલ્કુલ સહીહ છે.

(મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૧૩)

જનાઝાની નમાઝ પછી હાથ ઉઠાવીને ફાતિહા પઢવા બિદઅત છે.

જો કે ફાતિહા પઢવા ઘણા મોટા સવાબનું કામ છે; પરંતુ આ મૌકા પર લોકોએ તેને જરૂરી અને ફરજિયાત સમજી લીધું છે અને ન પઢવા પર વાંધો ઉઠાવે છે, તેમને બુરું ભલું કહે છે અને જે ચીજ રસૂલુલ્લાહ (સલ.) થી સાબિત નથી, તેને જરૂરી અને ફરજિયાત સમજવી એવું છે કે તેઓ દીનને અધુરો અને ખામી ભરેલો સમજે છે, તો આ બિદઅતે હસનહ નહીં ગણાય અને પોતાના તરફથી બીજા ધર્મોની દેખાદેખી કોઈ એવા બિન આધારભૂત કાર્યને કરવું, જેનો દીનથી કોઈ સંબંધ નથી, સખત ગુનોહ છે. (મિરકાતુલ મફાતિહ : ૧ / ૨૨૨, હદીસ નં. ૧૪૦)

ઈસાલે સવાબ કરવું ઘણી સારી બાબત છે, ભલે નમાઝ, કુર્આન , તસ્બીહ વગેરે પઢીને હોય અથવા ગરીબોને ખવડાવીને હોય, અથવા કપડા વગેરે આપીને હોય, પરંતુ તીજયું, દસમું, વીસમું અને ચાલીસુ શરીઅતમાં સાબિત નથી. બલકે મરણ પછી ઈસાલે સવાબ જેટલું જલ્દી હોય વધારે બહેતર અને ફાયદા કારક છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૭)

અને આ દસમું વગેરે જે કઈ છે, લોકો તેને રસમ, નામના, ખ્યાતિ અને વાહ વાહ માટે કરે છે, અને અલ્લાહ તઆલાએ અમલની શરત ઈમાન અને ઈખ્લાસ બયાન કરી છે, જયારે કે ઈખ્લાસ જ નહીં હોય તો સવાબ શું મળશે. મોટે ભાગે ગરીબ, વિધવા જે ખરેખર હકદાર હોય છે, તેઓ રહી જાય છે અને હક વગરના લોકો ખાય જાય છે. (સૂરએ હજ : ૩૭)

ઈસાલે સવાબ સામાન્ય રીતે મય્યિતના માલમાંથી કરવામાં આવે છે. હાલાંકે મય્યિતના મૃત્યુ પછી માલ વારસદારોનો બની ગયો અને વારસદારો નાબાલિગ છે, તો તેની ઈજાઝત માન્ય નથી, પછી તે માલથી ઈસાલે સવાબ કેમ દુરુસ્ત ગણાશે ? કારણ કે જો તેઓ ઈજાઝત આપે તો પણ તેમનો માલ ખાવો હરામ છે. અલ્લાહ તઆલા કુર્આને પાકમાં ફરમાવે છે : ખરેખર જે લોકો યતીમોનો માલ નાહક ખાય જાય છે, તેઓ પોતાના પેટમાં (દોજખની) આગ (ના અંગારા) ભરી રહયા છે.

(સૂરએ નિસાઅ : ૧૦)

મય્યિતને મદદ ની તાત્કાલિક જ જરૂરત છે. જયારે કે ઈસાલે સવાબનો રિવાજ ત્રણ દિવસ પછી અથવા ચાલીસ દિવસ પછી હોય છે. માલૂમ થયું કે તેનાથી મય્યિતને ફાયદો પહોંચાડવાનો હેતુ નથી. બલકે માત્ર રિવાજની પાબંદી છે, તેનાથી મય્યિતને કોઈ સવાબ નહીં મળે. મય્યિતને સવાબ પહોંચાડવો હોય તો હકદારોંને અનાજ અથવા રોકડ રકમ આપવામાં આવે અને તે પણ પોતાની કમાઈમાંથી હોય, જો મય્યિતના માલમાંથી આપવામાં આવે, તો એ શરત પર કે વારસદારો બધા બાલિગ હોય અને આ વાત પર બધા ખુશીથી રાજી હોય. એવી હાલતમાં ઈન્શાઅલ્લાહ સવાબની ઉમ્મીદ છે. કોઈના મૃત્યુ પછી ખાવાનું રાંધવું અને દાવતો કરવી મકરૂહ છે. આ તો ખુશીના મોકા પર હોય છે, ન કે ગમના મોકા પર. (ફત્હુલ કદીર : ૨ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ફાતિહાનો મકસદ અને તેના ખાવાના હકદાર કોણ છે ?

**સવાલ (૧૧૮૩) :** ફાતિહા આપવાનો મકસદ શું છે ? અને ફાતિહા ખાવાના હકદાર કોણ છે ? જો કોઈ હકદાર ન હોય, તો ફાતિહા ખ્વાની કબુલ થશે કે નહીં ? ફાતિહાનું ખાવનું જાઈઝ છે કે નહીં ? ખાધા પછી પણ જે ફાતિહા પઢવામાં આવે છે તેની હકીકત શું છે ? ફાતિહા વખતે ધુની અને અગરબત્તી કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સદકાના હકદાર ગરીબો છે.

(સૂરએ તવબહ : ૬૦, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૫)

દિવસ ખાસ કર્યા વગર અનાજ વગેરે બાલિગ બુધ્ધિશાળી પોતાની કમાણીમાં થી કરે, તો જાઈઝ છે.

મય્યિતના માલમાંથી વારસદારોની ઈજાઝત વગર જાઈઝ નથી.

ફાતિહાનો જે રિવાજ છે, તે સહીહ નથી, બિદઅત છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦– ૫૬૧) વર્ણન કરેલ ખાવાનું રિવાજ પ્રમાણે ખવડાવવામાં આવે છે. અને તે સમયે વિભિન્ન રસ્મો કરવામાં આવે છે, તેને લીધે સવાબ નહીં મળે. બલકે બિદઅતને કારણે ગુનોહ થશે. (ફતાવા ફલાહિય્યહ : ૧ / ૩૭૫– ૩૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) દફન અને ઈસાલે સવાબના કેટલાક મસાઈલ

**સવાલ (૧૧૮૪) :** (૧) મય્યિતને સામે રાખીને સૂરએ મુલ્ક પઢવું કેવું છે ? (૨) મય્યિતને દફન કર્યા પછી ચાલીસ કદમ વાપસી પર ફાતિહા આપવા અને કબરના માથા તરફ બેસીને તલ્કીન વગેરે કરવું કેવું છે ? (૩) જનાઝાની નમાઝ પછી જનાઝો ઉઠાવતા પહેલા મય્યિત માટે દુઆ કરવી કેવું છે ? (૪) મય્યિતને કફન આપ્યા પછી તેની પેશાની પર કલિમએ તય્યિબહ લખવું કેવું છે ? આ સવાલોના હવાલા સાથે જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) મય્યિત પર સકરાતનો વખત હોય, તો સૂરએ યાસીન અને સૂરએ રઅદ પઢવાને ઉલમાએ કિરામે મુસ્તહબ લખ્યું છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૯૦ – ૧૯૧)

રૂહ નીકળી ગયા પછી જયાં સુધી ગુસલ ન આપવામાં આવે, મય્યિત પાસે બેસીને કુર્આનની તિલાવત કરવી મકરૂહ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૯૩) અલબત્ત ગુસલ આપ્યા પછી અથવા ગુસલ વગર મય્યિતથી દુર બેસીને કુર્આનની તિલાવત કરવી જાઈઝ છે. (શામી : ૧ / ૭૯૯)

ગુસલ આપ્યા પછી સૂરએ મુલ્ક પઢે તો કોઈ વાંધો નથી. પરંતુ તેની ખાસ ફઝીલત નથી. ગુસલ પછી કોઈ ખાસ સૂરતની તિલાવતનો હુકમ સાબિત નથી. માટે કુર્આન મજીદની જે સૂરતોને પણ પઢે, જાઈઝ છે.

(૨) જનાઝાની નમાઝ પછી અથવા દફન પછી ફાતિહા પઢવા અને તેને તાકીદ સાથે પઢવાનું કહેવું, અહાદીસ અને ખુલફાએ રાશેદિનના અમલથી સાબિત નથી, માટે જાઈઝ નથી. બલકે ગેર શરઈ અમલને સુન્નત અથવા સવાબ સમજીને કરશે, તો બિદઅતીમાં શામિલ થઈને ગુનેહગાર થશે.

(મુસ્લિમ : ૨ / ૭૭, હદીસ નં. ૧૭ – ૧૭૧૮)

અને તલ્કીન તો સકરાત વખતે મસ્નૂન છે.

(અલજુહરતુન્નયરહ : ૧ / ૧૦૧, ૧૦૨)

દફન પછી તલ્કીન આ તરીકા પર કે

یا فلان بن فلان ! قل رضیت باللہ ربا وبالاسلام دینا وبمحمد رسولا

તેની પણ ગુંજાઈશ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૧૯૦)

પરંતુ બહેતર એ છે કે હઝરત અમ્ર બિન આસ (રદિ.) એ જે પોતાને માટે વસિય્યત કરતા ફરમાવ્યું હતું કે જયારે મારા દફનથી ફારિગ થઈ જાઓ, તો મારી કબરની પાસે એટલી વાર થોભવું કે ઊંટ ઝબ્હ કરીને તેનું ગોશ્ત વહેંચી શકાય.

(મુસ્લિમ : ૧ / ૭૬, હદીસ નં. ૧૯૨ – ૧૨૧)

તેનાથી માલૂમ થયું કે મય્યિત માટે લાંબી દુઆ કરવી જાઈઝ છે. (તહતાવી અલા મરાકિયુલ ફલાહ : ૫૬૦) એવી રીતે આલમગીરીમાં લખ્યું છે કે દફન પછી કુર્આન શરીફની તિલાવત કરવામાં આવે અને મય્યિત માટે દુઆ કરે, અલબત્ત પ્રચલિત ફાતિહા જાઈઝ નથી. કુર્આનની તિલાવત, તસ્બીહ અને દુઆ વડે મય્યિતને ઈસાલે સવાબ કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૬)

(૩) સવાલ કરેલ સુરતમાં દુઆ જાઈઝ નથી, એટલે કે હદીસે પાકથી તેનો સુબૂત નથી. જનાઝાની નમાઝ એક દુઆ છે. (ફતાવા મહમુદિય્યહ : ૯ / ૧૪૪)

(૪) શાહીથી લખવું જાઈઝ નથી, અલબત્ત ગુસલ પછી કફન પહેરાવતી વખતે પેશાની પર આંગળીના ઈશારાથી "બિસ્મિલ્લાહિ ર્રહ્‌માનિર્રહીમ" અને છાતી પર "લા ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ" લખવામાં આવે, તો ગુંજાઈશ છે. (શામી : ૧ / ૪૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) દફન પછી કબર પર અઝાન આપવાની કોઈ અસલ નથી

**સવાલ (૧૧૮૫) :** અમારે ત્યાં બરેલવી ઉલમા એ વાત સાબિત કરે છે કે દફન પછી કબરના મુર્દા પર અઝાન આપવી જોઈએ. પોતાની કિતાબોના હવાલા પણ આપે છે. એટલે વિનંતી છે કે આપણા મસ્લકની આધારભૂત કિતાબોના હવાલાથી બરેલવી ઉલમાના દલીલો સાથે જવાબ આપવા વિનંતી છે.

નોંધ : શું શયતાન કબર પરથી પસાર થાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબર પર અઝાનની ઈમામ અબૂ હનીફા (રહ.) ને ત્યાં કોઈ હકીકત નથી. શાફિઈય્યહના મતે માત્ર એટલું કે કબરમાં રાખવા પછી માત્ર શહાદતૈનની તલ્કીન કરવામાં આવે, જેવી રીતે મરણ વખતે કરવામાં આવે છે. પરંતુ હઝરત અલ્લામા ઈબ્ને હજર મક્કી (રહ.) જે શાફિઈ મસ્લકના મુફતી પણ છે, તેઓએ તો આ તલ્કીનને પણ રદ કરી છે, તેથી અલ્લામા ઈબ્ને આબિદીન શામી (રહ.) એ દુર્રે મુખ્તારની શરહમાં ફરમાવ્યું છે કે એક ઝઈફ કથન કબર પર અઝાન આપવા વિશે છે. પરંતુ ઈબ્ને હજર (રહ.) એ તેનો ઈન્કાર કર્યો છે. કેટલીક મુસીબતો વખતે અઝાન કહેવામાં આવે છે, જેમકે આગ લાગી જાય તો અઝાન કહેવામાં આવે છે. એવી રીતે કેટલાક કબર પર અઝાન આપવાનું સમર્થન કરે છે.

(શામી : ૧ / ૩૮૫, શામી : ૨ / ૧૯૧)

એ (બરેલવી) લોકોએ તલ્કીનને અઝાનથી બદલી નાંખી છે. કેટલાક ફુકહાનું કથન છે કે આ પ્રકારની તલ્કીન કબરમાં રાખવા પછી (માટી નાંખવાથી પહેલા) કરવામાં આવે. તેનું કારણ એ છે કે આ એક પ્રકારનું ઝિક્ર છે અને ઝિક્રથી મય્યિતને ખાસ ફાયદો થાય છે, અને મય્યિતને વહાલ–હૂંફ પ્રાપ્ત થાય છે. એટલે તેમાં કોઈ વાંધો નથી, જો કે તેમને આ અમલને મુસ્તહબ કે મસ્નૂન બતાવ્યો નથી.

(તહાવી : ૫૬૦)

શૈતાનનું પસાર થવું કબરમાં તો શું થઈ શકે ? વધુમાં વધુ તેના વસવસા અથવા તેના ફિતનાનો અસર કબરમાં પહોંચી શકે છે. પરંતુ તેનાથી કોઈ મોમિનના ઈમાન પર કોઈ અસર નહીં પડે. હદીસ શરીફમાં છે કે મુન્કર – નકીર જયારે કબરમાં સવાલ કરશે, તો જે મોમિન હશે તે સહીહ જવાબ આપી દેશે અને જે મુનાફિક અથવા કાફિર હશે તો " હા હા, લા અદરી" કહેશે, ફરિશ્તા કહેશે : અમે પહેલેથી જ જાણતા હતા કે તુ આવો જવાબ આપીશ.

ટૂંકમાં ઈમાન અથવા કુફ્ર પર ખાતિમાનો ફેસલો તો જિંદગીના અંતિમ શ્વાસ પર થાય છે, હવે ત્યાર પછી ઈમાનની હિફાઝત માટે અથવા શૈતાનના ઈમાન પર હુમલાના ભયથી અઝાન આપવાનું કોઈ કારણ નથી. (બુખારી : ૧૩૩૮) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) મય્યિતને દફન કર્યા પછી કબર પર અઝાન આપવી

**સવાલ (૧૧૮૬) :** અમારા ગામમાં દફન પછી કબર પર અઝાન આપવાનો કોઈ રિવાજ ન હતો, આ રિવાજ કેટલાક બિદઅતીઓએ શરૂ કર્યો છે. જયારે કે તેમાંથી કેટલાક લોકો તેને પસંદ કરતા નથી. અમે તેમની વિરુદ્ધ દલીલ રજૂ કરવા માટે તેમના જ મકતબે ફિક્રના એક મદ્રસા (અમદાવાદ)થી આ મસ્અલા વિશે ફતવો પૂછયો. પરંતુ ફતવામાં ફિકહની આધારભૂત કિતાબ " રદ્દુલ મુહતાર" ના હવાલાથી અઝાનની મશરૂઈય્યત બતાવી છે અને જન્મ પર અનુમાન લગાવીને કબર પર અઝાનને સાબિત કર્યુ છે. તો આપનાથી વિનંતી છે કે આ વિશે અમારી રહેનુમાઈ ફરમાવો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફતવો આપવા માટે ઈલ્મે ફિકહ, ઉસૂલે ફિકહ, ઈલ્મે હદીસ વગેરેનું ઈલ્મ જાણવું જરૂરી છે. (આદાબુલ્ ફતવા વલ્ મુફતી વલ્ મુસ્તફતા : ૧૯)

અસલમાં ફતવો આપવા માટે તે આલિમ સાહેબ શામીના વિષય વસ્તુને સમજયા નથી અને તે નકલ પણ કર્યુ નથી, જયારે કે તે બિદઅતની વિરુદ્ધ દલીલો કાયમ છે. જે નીચે પ્રમાણે છે.

(૧) કબરમાં ઉતારતી વખતે અઝાન આપવામાં આવે, આ એક વાજબી કારણ છે. કારણ કે જે વખતે માનવી પેદા થાય છે અને દુનિયામાં આવે છે, તો તે વખતે અઝાન આપવામાં આવે છે. એવી રીતે જયારે આ દુનિયાને અલવિદા કરીને

કબરમાં પહોંચે છે, તો તે વખતે અઝાન આપવામાં આવે. (હાલાંકે તે વખતે પણ અઝાન કહેવી બિદઅત છે, જેવું કે આ ફતવાના અંતમાં બતાવ્યું છે અને પહેલા ફતવાની સ્પષ્ટતા છે.) જયારે કે આ લોકો તો દફન કર્યા પછી અઝાન આપે છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૮૫)

(૨) હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) ફિકહે શાફિઈના મહાન ફકીહ અને મુહદ્દિષ છે. તેમને આને રદ કર્યુ છે. આટલી મશહૂર વાત પણ તે આલિમને ખબર નથી, પછી તેઓ ફતવો આપવાને લાયક જ કયા રહયા ?

(૩) રદુલ મુહતારનો હવાલો એ મુફતી સાહેબે આપ્યો છે. તેમાં માત્ર કબરમાં ઉતારતી વખતે અઝાનનું વર્ણન છે અને તેના સુબૂત માટે તેમને કોઈ રિવાયત નકલ કરી નથી. ઉપરાંત દફન પછી માત્ર દુઆનું વર્ણન છે કબરમાં ઉતારતી વખતે અઝાન આપવાનો મામૂલ ન તો આપ (સલ.) થી સાબિત છે અને ન તો સહાબાથી, માટે આ અમલ પણ કરવા લાયક નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૬)

(૪) તે મુફતી સાહેબનું એ કાર્યને માનવીના જન્મ પર અનુમાન કરવું પણ ગલત છે. જન્મ સમયે અઝાન અને ઈકામત હદીષે પાકથી સાબિત છે. (શુઅબુલ ઈમાન : ૧૧/૧૦૬, હદીસ નં.૮૨૫૪) તેને મૃત્યુ પર કેવી રીતે ફિટ કરી શકાય ? આ અનુમાન તફાવત સાથે છે, જે ગલત છે, તેમજ એક શંકા એ પણ કરી શકાય કે જન્મના સમયે તો અઝાન અને ઈકામત બંને મસ્નૂન છે. તો પછી તમે કબર પર અઝાન જ કેમ આપો છો ? ઈકામત પણ કેમ નથી કરતા ? તેઓ તેનો શું જવાબ આપશે ?

સહીહ જવાબ અમારી પાસે છે કે જન્મ સમયે અઝાન અને ઈકામત થઈ ગઈ છે, હવે માત્ર નમાઝ બાકી હતી, જે જનાઝાની નમાઝ પઢવાથી પૂર્ણ થઈ ગઈ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) દફન પછી કબર પર અઝાન આપવાનો હુકમ

**સવાલ (૧૧૮૭) :** અમારા મહોલ્લાના કબ્રસ્તાનમાં ઈદના બે – ત્રણ દિવસ બાદ રાત્રે દસ વાગ્યે, એક મય્યિતને દફન કરવામાં આવી. ત્યાર પછી તેની કબર પર જોરથી અઝાન આપવામાં આવી. તે પહેલા અમે આ અમલ કર્યો ન હતો, હાં તે વિશે અમે જરૂર સાંભળ્યું હતું કે ઘણાં લોકો આ રીતે અઝાન આપે છે. તો આ વિશે શરીઅતનો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબર પર અઝાન આપવી જાઈઝ નથી, બિદઅત છે. નબીએ કરીમ (સલ.) અને સહાબા (રદિ.) થી આ અમલ સાબિત નથી. જયારે કે તેમનાથી વધીને નેક કામમાં આગળ રહેનારા ઉમ્મતમાં કોઈ નથી અને તેમનાથી વધારે ઉમ્મતના ખૈર ખ્વાહ પણ કોઈ નથી. મય્યિતને દફન કર્યા પછી જે દુઆઓ હુઝૂર (સલ.) થી સાબિત છે, તે મસ્નૂન છે અને સવાબનું કારણ છે. યાદ રહે કે સુન્નત તરીકાથી હટીને કોઈ પણ માર્ગ અપનાવવો ગુમરાહીનું કારણ છે. અલ્લામા ઈબ્ને આબેદિન શામી (રહ.) લખે છે કે "મય્યિતને કબરમાં ઉતારતી વખતે અઝાન મસ્નૂન નથી." હાફિઝ ઈબ્ને હજર (રહ.) એ પોતાના ફતાવામાં લખ્યું છે કે આ બિદઅત છે. (શામી : ૨ / ૨૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ચાળીસ કદમ પર ફાતિહા ખ્વાની

**સવાલ (૧૧૮૮):** અમારે ત્યાં ભાવનગરમાં આ રિવાજ છે કે મય્યિતને લઈ જતી વખતે ચાળીસ કદમ પછી ફાતિહા પઢે છે. એવી રીતે મોલવી સાહેબને ઘરે બોલાવીને ઝબરદસ્તી ફાતિહા પઢાવે છે, તો શરીઅતમાં આ કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ના જાઈઝ છે, હરામ છે. સવાબને બદલે ગુનેહગાર થશે.

(બદાઈઉસ્ સનાઈઅ : ૧ / ૩૧૦)

**નોંધ :** આ વિશે મશવરો છે કે મારી એક કિતાબ "સકરાતથી ફાતિહા સુધીની સુન્નત અને બિદઅતો" વાંચો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) આત્મહત્યા કરનાર માટે મગ્ફિરતની દુઆ કરવી

**સવાલ (૧૧૮૯) :** આત્મ હત્યા કરવી મોટો ગુનોહ છે, પરંતુ જે મુસલમાને આત્મ હત્યા કરી લીધી, તો તેના માટે મગ્ફિરતની દુઆ અથવા ઈસાલે સવાબ કરી શકીએ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મગ્ફિરતની દુઆ અને ઈસાલે સવાબ જાઈઝ છે. (બહરુર્રાઈક : ૩ / ૬૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ગેર મુસ્લિમની આપેલી રકમથી ઈસાલે સવાબ કરવું

**સવાલ (૧૧૯૦) :** એક મુસલમાન સ્ત્રી મૃત્યુ પામી. તેની આજુબાજુ હિન્દુ રહેતા હતા. હિન્દુ ભાઈઓ મૃત્યુ પામનાર સ્ત્રીની ઈજ્જત કરતા હતા, સારા સંબંધો હતા. પરસ્પર લેવડ – દેવડ પણ હતી. હવે હિંદુઓ કંઈક રકમ એકત્ર કરીને મૃત્યુ પામનાર સ્ત્રીના છોકરાઓને ઈસાલે સવાબ માટે આપે છે. સવાલ એ છે કે વારસદારો એ રકમ લઈ શકે છે ? તેમજ રકમ લઈને મરનાર સ્ત્રીના ઈસાલે સવાબ માટે કોઈ મદ્રસામાં આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેર મુસ્લિમ મય્યિતના સંબંધને કારણે જે રકમ છોકરાઓને આપે છે. છોકરા તેને કબૂલ કરી લે, તો તેઓ તેના માલિક બની જશે. (શર્હે હિદાયા : ૭ / ૩૨) માલિક બન્યા પછી વર્ણન કરેલી રકમનું અનાજ ખરીદીને ગરીબોમાં વહેંચી દે અથવા મસ્જિદ, મદ્રસામાં આપી દે, તો જાઈઝ છે. પરંતુ માલિક બન્યા પછી મરહુમાને તે રકમથી સવાબ પહોંચાડશે તો જ સવાબ પહોંચશે. (બહરુર્રાઈક : ૩ / ૬૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) જનાઝાની નમાઝ પછી, કબ્રસ્તાનથી બહાર નીકળીને અને ઘરના દરવાજા પર ફાતિહા પઢવા

**સવાલ (૧૧૯૧) :** જનાઝાની નમાઝ પછી, કબ્રસ્તાનથી બહાર નીકળીને અને ઘરના દરવાજા પર ફાતિહા ન પઢવાનું શું કારણ છે ? શું કબ્રસ્તાન સિવાય અન્ય જગ્યાએ ફાતિહા નથી પઢી શકતા ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાને કબ્રસ્તાન લઈ જતા દફન સુધી, જનાઝાની નમાઝ સિવાય અન્ય કોઈ દુઆ, ફાતિહા વગેરે સુન્નત અથવા મુસ્તહબ નથી. બલકે જનાઝાની સાથે જોરથી કંઈ પણ પઢવું મકરૂહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૨)

જો કોઈ વ્યકિત દુઆ અથવા ઈસાલે સવાબ માટે કંઈક પઢવા માંગે છે તો ધીમેથી પઢે. જનાઝાની નમાઝ પણ મય્યિત માટે એક દુઆ જ છે. માટે જનાઝાની નમાઝ પછી પણ કોઈ દુઆ કરવાની જરૂરત નથી. (મિરકાતુલ મફાતિહ : ૩ /૧૨૧૩)

દફન પછી સૂરએ બકરહની શુરૂની અને અંતિમ આયતો પઢીને મય્યિત માટે

મગ્ફિરતની દુઆ કરવી જાઈઝ છે. ત્યાર પછી રસ્તામાં અથવા ઘરે પહોંચીને દુઆ અથવા ફાતિહા પઢવાની કોઈ જરૂરત નથી. બલકે એ બિદઅત છે. (અલ મુઅજમુલ કબીર : ૧૨ / ૪૪૪, હદીસ નં. ૧૩૬૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) જનાઝાના ગાદલા મસ્જિદમાં આપવા અને મસ્જિદના મુતવલ્લીઓએ તેને ભાડે આપવા

**સવાલ (૧૧૯૨) :** અમારે ત્યાં મય્યિત માટે જનાઝામાં ગાદલા તકિયા અને ચાદર મુકવામાં આવે છે. તે સવાબ માટે મસ્જિદમાં મુકવામાં આવે છે અને જયારે કોઈ જમાત અને મુસાફિર આવે, તો તે ઉપયોગમાં લે છે, અને જયારે મસ્જિદમાં નિકાહ હોય છે તો તે ગાદલાઓને પાથરવામાં આવે છે અને દસ રૂપિયા પ્રમાણે તેનું ભાડું લેવામાં આવે છે. સવાલ એ છે કે આ રીતે ગાદલા મસ્જિદમાં આપવા અને મુતવલ્લીઓએ એ ગાદલાથી મસ્જિદ માટે ભાડુ વસુલ કરવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝામાં મય્યિત માટે જે તકિયા, ગાદલા વગેરે મુકવામાં આવે છે. તે મસ્જિદમાં મુકવા અમુક કારણોને લીધે ગુનાહનું કામ છે. તેનાથી બચવું જોઈએ.

(૧) વર્ણન કરેલ ગાદલા વગેરે મય્યિતના માલમાંથી મુકવામાં આવે છે. મય્યિતના મૃત્યુ પછી તેમાં બધા વારસદારોનો હક હોય છે. એટલે મસ્જિદમાં મુકવા માટે બધા વારસદારોની ઈજાઝત જરૂરી છે. તેનો એહતિમામ કરવામાં આવતો નથી.

જોઈ કોઈ વારસદાર નાબાલિગ હોય, તો તેની ઈજાઝત શરીઅતમાં માન્ય નથી અને ઈજાઝત વગર તેનો હક બીજી જગ્યાએ ખર્ચ કરવો જાઈઝ નથી.

(બહરુર્રાઈક : ૨ / ૨૦૭)

(૨) મૃત્યુ પછી ગાદલા વગેરે મસ્જિદમાં રાખવા એક રસમ છે. લોકો એક બીજાને જોઈને રસમને કારણે મુકે છે. માટે તેની ઉપર સવાબ કેમ મળે ?

(બુખારી : ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૭)

અલબત્ત કોઈ વ્યકિત પોતાના માલમાંથી મય્યિત માટે સવાબની નિય્યતથી રાખે. રિવાજ પ્રમાણે ન રાખે, અથવા બીજા કોઈ જાઈઝ તરીકાથી તે ગાદલા મસ્જિદમાં આવ્યા હોય અને ભાડાની શરતો સાથે નિકાહ ખ્વાનીમાં ગાદલા વાપરવામાં આવે, તો તે ભાડું લઈને મસ્જિદમાં વાપરવું જાઈઝ છે. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) કુર્આન ખ્વાનીનો એક તરીકો

**સવાલ (૧૧૯૩) :** કુર્આન ખ્વાનીમાં એક પારહ પઢવામાં એક પેજ હું પઢું અને બીજુ પેજ મારો મિત્ર પઢે, આ રીતે કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક બીજાની ભૂલ સુધારવા માટે પઢવામાં આવે કે એકની ભૂલ બીજો સુધારી લે અને બીજો પહેલાની, તો જાઈઝ છે. પરંતુ આ પ્રકારનો રિવાજ હોય અને તેને જરૂરી સમજવામાં આવતું હોય તો જાઈઝ નથી. (મિરકાતુલ મફાતિહ : ૨ / ૭૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ઈસાલે સવાબ માટે આપવામાં આવેલા કુવાના પાણીનો બયતુલ ખલા – જાજરા અને બાથરૂમમાં વપરાશ

**સવાલ (૧૧૯૪) :** એક વ્યકિતએ પોતાના માતા – પિતાના ઈસાલે સવાબ માટે નાનો કુવો તૈયાર કરાવ્યો હતો. તેનું પાણી ખારું છે. એટલે જાજરા અને બાથરૂમ વગેરેમાં પાણી વપરાય છે. અહીંયા કેટલાક દિવસોથી પાઈપ લાઈન દ્વારા પાણી આપવાની વ્યવસ્થા કરી છે. તેને લીધી કુવાનો વપરાશ ઘણો ઓછો થઈ ગયો છે. જયારે કોઈ કારણસર પાઈપ લાઈન દ્વારા પાણી ન આવતું હોય તો તે વખતે જ તેનો વપરાશ થાય છે.

આ પરિસ્થિતિને કારણે શું એ યોગ્ય છે કે તે કુવાને પાણીની ટાંકીની જેમ વાપરવામાં આવે કે તેમાં પાઈપ લાઈનનું પાણી નાંખીને ગુસલ અને જાજરામાં વાપરી શકાય. અથવા તે કુવાની જગ્યાએ જાજરા બનાવી દઈએ ? બંનેમાંથી કઈ સુરત અપનાવવામાં આવે ? ટાંકીમાં ફેરવી નાંખવાથી સવાબ પ્રાપ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનારાએ સવાબની નિય્યતથી કુવો ચાલુ કર્યો છે અને કુવામાં પાઈપનું પાણી નાંખવાથી વુઝૂ, ગુસલ, જાજરા વગેરેમાં તે વાપરવામાં આવે છે, અને જરૂરત વખતે પાઈપ દ્વારા પાણી ન આવે, તો કુવાના પાણીનો ઉપયોગ કરી શકાય છે. એટલે કુવાને તેની હાલત પર રહેવા દેવામાં આવે અને પાઈપથી પાણી કુવામાં નાંખવામાં આવે. ઈન્શાઅલ્લાહ એવી હાલતમાં પણ તેનાથી સવાબ ચાલુ રહેશે.

(મુસ્લિમ : ૨ / ૪૧, હદીસ નં. ૧૪ – ૧૬૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) કબર પર કુર્આને કરીમની તિલાવત

**સવાલ (૧૧૯૫) :** હું મારી વાલિદાના મૃત્યુ પછી, દરરોજ અસર પછી કબ્રસ્તાન જાઉં છું અને કુર્આન શરીફ સાથે લઈ જાઉં છું. મારી વાલિદાની કબર પર કુર્આન શરીફ જોઈને પઢું છું અને તેનો સવાબ વાલિદા અને મુદર્રિસોને પહોંચાડું છું. તો શું આ રીતે કબર પર કુર્આન શરીફ પઢવું મકરૂહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન શરીફને જોઈને અથવા મોઢે પઢવું મોટી ઈબાદત છે અને કબ્રસ્તાનમાં જઈને ખાસ ખાસ સૂરતો પઢવા પર આપ (સલ.) એ ઘણી ફઝીલતો બયાન ફરમાવી છે. સૂરએ યાસીન શરીફ પઢીને કબ્રસ્તાનવાળાઓ માટે ઈસાલે સવાબ કરવામાં આવે, તો મરહુમીનોં માટે તે દિવસના અઝાબમાં હળવાશ થાય છે.

(મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૨૨, હદીસ નં. ૧૭૧૭)

એટલે કુર્આને પાકને લઈ જઈને પઢવું જાઈઝ છે.

(ફતાવા હિન્દિય્યહ: ૧ / ૧૬૬)

અલબત્ત જો કોઈ વ્યકિત ઘરે બેસીને પણ કુર્આન પાક પઢીને મય્યિતને સવાબ પહોંચાડે , તો ઈન્શાઅલ્લાહ તેનો સવાબ મય્યિતને મળશે, ભલે ઘરેથી પઢીને સવાબ પહોંચાડે અથવા કબર પર જઈને પઢે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) મય્યિતના રિશ્તેદારોનું મય્યિતના ઘરે સવા મહિના સુધી બેસવા માટે જવું

**સવાલ (૧૧૯૬) :** અમારે ત્યાં એ રિવાજ છે કે જે ઘરમાં કોઈનું મૃત્યુ થયું હોય તેને ત્યાં સવા મહિના સુધી રિશ્તેદારો વગેરે રાત્રે બેસવા માટે આવે છે. શું શરીઅત માં તેની ઈજાઝત છે ? તેમજ સ્ત્રીઓ પણ આવીને તસ્બીહ પઢે છે અને તેનો સવાબ મય્યિતને પહોંચાડે છે. શું આ રીતે કરવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાળીસ દિવસ બેસવા માટે જવું નાજાઈઝ છે. તેમજ આવા મોકા પર સ્ત્રીઓ પડદા વગર જાય છે. એટલે સ્ત્રીઓનું જવું પણ જાઈઝ નથી. રસૂલુલ્લાહ (સલ.),

સહાબા (રદિ.) અને બુઝુર્ગોથી આ અમલ સાબિત નથી. મય્યિત માટે જનાઝાની નમાઝ સિવાય ભેગા થવું અને (પ્રચલિત તરીકા પર) કુર્આન પઢવું એ બધું બિદઅત છે. (ફત્હુલ કદીર : ૨ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) મય્યિતના ઘરે નક્કી કરેલા દિવસે જઈને તિલાવત કરવી અને તેની ઉપર બદલો લેવો

**સવાલ (૧૧૯૭) :** જે ઘરમાં કોઈનું મૃત્યુ થઈ ગયું હોય, તે ઘરમાં જિમ્મેદાર લોકો એક દિવસ નક્કી કરીને લોકોને તિલાવત માટે બોલાવે છે અને તિલાવત પછી કંઈક રકમ આપે છે. આ અમલ કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતના ઘરે કુર્આને પાક પઢવું અને તેની ઉપર ઘરવાળાઓ તરફથી રોકડ રકમ મેળવવી, અથવા તેમને ત્યાં ખાવાનું ખાવું, હરામ છે. તેનો સવાબ પઢનારાઓને નહીં મળે અને જયારે પઢનારાને તેનો સવાબ નહીં મળે તો મય્યિતને તેનો સવાબ કેવી રીતે મળશે ? મય્યિતને તેનાથી કોઈ ફાયદો નહીં થાય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૫૬) અને મય્યિતના વારસદારોમાં કોઈ નાબાલિગ છે, તો બીજા વારસદારોને તેના માલમાંથી ખર્ચ કરવાનો કોઈ હક નથી. ખર્ચ કરવાથી ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦ –૨૪૧) અને તેઓ યતીમના માલને ખાનારા છે. તેમના વિશે અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : ખરેખર, જે લોકો યતીમોનો માલ નાહક ખાઈ જાય છે તેઓ પોતાના પેટમાં (દોઝખની) આગ (ના અંગારા) ભરી રહયા છે." (સૂરએ નિસાઅ : ૧૦)

ઈસાલે સવાબનો જાઈઝ તરીકો એ છે કે જે દિવસે મય્યિતનું મૃત્યુ થયું હોય, તે દિવસે મગરિબ અથવા ઈશાની નમાઝ પછી મહોલ્લાની મસ્જિદમાં કુર્આન ખ્વાની રાખે અને કુર્આને પાક પઢીને તેનો સવાબ મય્યિતને પહોંચાડી દેવામાં આવે અને તેના માટે મગ્ફિરતની દુઆ કરવામાં આવે. એટલા માટે મય્યિતના ઘરવાળા બંદોબસ્તની તકલીફ અને નકામા ખર્ચથી બચી જશે. તેમજ પઢનારા અને મય્યિતને પણ તેનો સવાબ મળશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن عبد الله، عن النبی صلی الله علیه وسلم قال من عزی مصابا مثل أجره۔

**તર્જુમો :** હઝરત અબ્દુલ્લાહ (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : જે કોઈ મુસીબતમાં ફસાયેલાની તઅઝીયત કરશે, તો તેને પણ તેના બરાબર સવાબ આપવામાં આવશે.

(તિરમિઝી : ૧ / ૨૦૫, હદીસ નં. ૧૦૭૩)

قال فی شرح المنیة: وتستحب التعزیة للرجال والنساء اللاتی لایفتن ، لقوله۔ علیه الصلاۃ والسلام :من عزی أخاہ بمصیبة کساہ الله من حلل الکرامة یوم القیامة۔ رواہ ابن ماجه ،وقوله علیه الصلاۃ والسلام : من عزی مصابا فله مثل أجره، رواہ الترمذی وابن ماجه والتعزیة أن یقول: اعظم الله أجرك، وأحسن عزائك ،وغفر لمیتك۔ اھ

**તર્જુમો :** શર્હે મુનિય્યહમાં છે : જે પુરુષ અને સ્ત્રી મુસીબતમાં ન હોય તેમના માટે તઅઝિયત મુસ્તહબ છે. જે કોઈએ પોતાના મુસીબતમાં ફસાયેલા ભાઈની તઅઝિયત કરી, તો અલ્લાહ તઆલા કયામતના દિવસે તેમને ઈજ્જતનો જોડો પહેરાવશે, તેને ઈબ્ને માજહમાં રિવાયત કરી છે. આપ (સલ.) નું ફરમાન છે કે જેણે કોઈ મુસીબતમાં ફસાયેલાની તઅઝિયત કરી તો તેણે તેના બરાબર સવાબ મળશે. તેને ઈમામ તિરમિઝી અને ઈબ્ને માજહ એ રિવાયત કરી છે અને તઅઝિયતમાં એમ કહે કે અલ્લાહ તઆલા તમારા સવાબમાં વધારો કરે અને તમારી તઅઝિયતને સારી બનાવે અને તમારી મય્યિતની મગફિરત ફરમાવે. (શામી : ૨ / ૨૪૦)

# તઅઝિયત – તસલ્લી આપવાનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# તઅઝિયત – તસલ્લી આપવાનું બયાન

## (૧) વિદેશમાં મૃત્યુ પર એલાન કરવું

**સવાલ (૧૧૯૮) :** અમારે ત્યાં વર્ષોથી એ રિવાજ છે કે વિદેશથી કોઈ (ગામના રહેનાર) ના મૃત્યુની ખબર આવે છે, તો એલાન કરવામાં આવે છે અને લોકો તેના ઘરે ભેગા થઈને દુઆએ મગફિરત કરે છે, તો આ પ્રકારનો રિવાજ શરીઅતમાં જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સવાલમાં બે વાતો છે. એક એલાન કરવું, બીજું મય્યિત માટે મગફિરતની દુઆ કરવી.

પહેલા સવાલનો જવાબ એ છે કે કોઈના મૃત્યુ પર એલાન કરવું જાઈઝ છે. ભલે ગામમાં મૃત્યુ થયું હોય કે વિદેશમાં. ઈમામ બુખારી (રહ.) એ બુખારી શરીફ : ૧ / ૧૬૬ માં એક બાબ કાયમ કર્યો છે. باب الرجل ينعى الى أهل الميت بنفسه એટલે મય્યિતના ઘરવાળાઓને તેના મૃત્યુની ખબર જાતે આપવાનું બયાન.

આ બાબ – પ્રકરણમાં ઈમામ બુખારી (રહ.) એ બે હદીસો બયાન કરી છે : પહેલી હદીસ : નજાશી બાદશાહનું જયારે મૃત્યુ થયું તો રસૂલુલ્લાહ (સલ.) એ સહાબા (રદિ.)ને તેની જાણ કરી. (બુખારી : ૧ / ૧૬૭, હદીસ નં. ૧૨૪૫)

બીજી હદીસ : રસૂલુલ્લાહ (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો : (ગઝવએ મુતાના મોકા પર જયારે) ઝૈદ (રદિ.) શહીદ થઈ ગયા, અને ઝંડો હઝરત જાફર (રદિ.) એ લીધો, તે પણ શહીદ થઈ ગયા, તો ઝંડો હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા (રદિ.) એ લીધો, તેઓ પણ શહીદ થઈ ગયા, આપ (સલ.) સહાબા (રદિ.) ને ખબર આપી રહયા હતા અને તેમની આંખોમાંથી આંસુ વહી રહયા હતા. બાદમાં હઝરત ખાલિદ (રદિ.) એ ઝંડો હાથમાં લીધો અને તેમના હાથે સફળતા મળી.

(બુખારી : ૧ / ૧૬૬ – ૧૬૧ હદીસ નં. ૧૨૪૬)

તેનાથી સાબિત થયું કે દેશ – પરદેશથી કોઈ મુસલમાન પુરુષ અથવા સ્ત્રીના મૃત્યુની ખબર આવે, તો ગામમાં તેનું એલાન કરવું જાઈઝ છે. ઈમામ અબુ

હનીફા (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) નો આ જ મસ્લક છે. અને ઈમામ નવવી (રહ.) એ કેટલાક ઉલમાનું કથન નકલ કર્યુ છે કે મય્યિત મુસાફિર હોય તો તેની ખબર આપવી મુસ્તહબ છે. (ઉમ્દતુલ કારી : ૮ / ૧૯)

અને હાફિઝ ઈબ્ને હજર (રહ.) ફરમાવે છે કે મૃત્યુની ખબર આપવી જાઈઝ છે. અલબત્તા જાહિલિયતની એકરૂપતા હોય તો જાઈઝ નથી.(ફત્હુલ બારીઃ ૩ / ૩૫૯)

એટલા માટે અલ્લામાં ઈબ્ને અરબી (રહ.) લખે છે કે રિશ્તેદારો અને મિત્રોને મૃત્યુની ખબર આપવી સુન્નત છે અને મજલિસ લગાવવી, જો અભિમાન ખાતર હોય તો મકરૂહે તહરીમી છે. અને નૌહા – રડવા માટે હોય તો હરામ છે.

(ફત્હુલ બારી : ૩ / ૧૧૭)

હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) ફરમાવે છે. ખબર આપવામાં તો કોઈ મનાઈ નથી, પરંતુ તેમાં જાહિલિય્યતના રિવાજો હશે, તો મનાઈ છે. (લામિઉદ્ દુરરી : ર / ૧૦૮)

હઝરત અલ્લામા અનવર શાહ કશ્મીરી (રહ.) ફત્હુલ બારીના હવાલાથી ફરમાવે છે કે આ એલાનથી ઘણાં ફાયદા છે, દા.ત. લોકો ભેગા મળીને કફન, દફન નો બંદોબસ્ત કરશે. નેક લોકો ભેગા મળીને મગફિરતની દુઆ કરશે. અને મય્યિતે જેમના માટે વસિય્યત કરી છે, તેમના હકમાં વસિય્યત પુરી કરવામાં આવશે. એવી રીતે બીજા હકો બતાવવામાં આવશે. જેમકે મય્યિત કોઈનો વકીલ હોય અથવા તેને કોઈને વકીલ બનાવ્યો હોય, તો આ ખબરથી વકાલતની રદબાતલની જાણ પણ જાતે સાબિત થઈ જશે. (ફત્હુલ બારી : ૩ / ૩૫૯)

એટલા માટે મૃત્યુની ખબર આપવી શંકા વગર જાઈઝ છે, તેમાં કોઈ મનાઈ નથી.

બીજા સવાલનો જવાબ એ છે કે મય્યિતના ઘરે લોકો ભેગા મળીને મગફિરત ની દુઆ કરશે અને અહીંયા દેશમાં જે તેના રિશ્તેદારો છે, તેની તઅઝિયત કરે આ માત્ર દુરુસ્ત જ નહીં બલકે તાઝિયત કરવી સુન્નત છે. એવી રીતે લોકોને જેમ જેમ ખબર પડે તેમ તેમ મય્યિતના ઘરે જઈને દુઆએ મગફિરત કરતા રહે, આ પણ જાઈઝ છે. જેમકે ફત્હુલ બારીમાં લખ્યું છે. (ફત્હુલ બારી : ૩ / ૧૧૭) અલબત્ત આવનારા બધા લોકોની રાહ જોવી અને જયારે ગામમાં આવનારા બધા લોકો ભેગા

થઈ જાય, ત્યાર પછી દુઆએ મગફિરત કરવી, આ (પાબંદી) હદીસથી સાબિત નથી. માટે તેનાથી બચવું જોઈએ. (રદ્દુલ મુહતાર : ૨ / ૨૪૦ – ૨૪૧) હાં, લોકો આવતા જાય અને દુઆ કરીને પરત થતા જાય, તેની ગુંજાઈશ છે અને શરીઅતમાં આ પ્રિય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) સ્ત્રીઓએ મય્યિતવાળા ઘરે જવું

**સવાલ (૧૧૯૯) :** સ્ત્રીઓ મય્યિતવાળા ઘરે જઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સ્ત્રીઓ મય્યિતવાળા ઘરે જઈ શકે છે. (જયારે કે ફિતનાનો ભય ન હોય.) (ઈબ્ને માજહ : ૧ / ૧૧૫, હદીસ નં. ૧૦૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن جابر ،قال نهى رسول الله صلى الله عليه وسلم أن يجصص القبر ، وأن يقعد عليه، وأن يبنى عليه

**તર્જુમો :** હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ કબરને પાકી બનાવવાથી અને તેની ઉપર ઈમારત બનાવવાથી અને તેની ઉપર બેસવાની મનાઈ ફરમાવી છે. (મુસ્લિમ : ૧ / ૩૧૨, હદીસ નં. ૯૭૦)

قال فى الازهار النهى عن تجصيص القبور للكراهة، وهو يتاول البناء بذلك وتجصيص وجهه، والنهى فى البناء للكراهة إن كان فى ملكه، وللحرمة فى المقبرة المسبلة، ويجب الهدم وإن كان مسجدا

**તર્જુમો :** અઝહારમાં ફરમાવ્યું છે કે કબરોને પાકી બનાવવાની મનાઈ કરાહતને કારણે છે અને તેમાં બાંધકામ અને તેની ઉપરના ભાગને પાકો બનાવવો પણ દાખલ છે અને બાંધકામમાં પણ કરાહતને કારણે છે.

(મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૨૧૭)

# ઝિયારત અને કબરોનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઝિયારત અને કબરોનું બયાન

## (૧) કબ્રસ્તાન અને કબર પર જવું સુન્નત છે કે મુસ્તહબ ?

**સવાલ (૧૨૦૦) :** દાવતો તબ્લીગથી જોડાયેલા મોટા ભાગના સાથીઓ મઝાર અને કબર પર જતા નથી. હાલાંકે કબ્રસ્તાનમાં અને વલીઓની કબર પર જવું સુન્નત છે. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) દરેક જુમ્આના દિવસે જન્નતુલ બકીઅમાં તશરીફ લઈ જતા હતા. સવાલ એ છે કે કબ્રસ્તાનમાં અથવા કબર પર જવું સુન્નત છે કે મુસ્તહબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબ્રસ્તાન જવું મુસ્તહબ છે. (મુસ્લિમ : ૧ / ૩૧૩, હદીસ નં. ૧૦૨–૯૭૪)

અને મુસ્તહબ કામ ન કરવા પર કોઈને બુરૂ ભલું ન કહેવું જોઈએ. તેમજ તબ્લીગી જમાતના સાથીઓ જવાની મનાઈ કરતા નથી. તેઓ પોતાની દીની મશગુલીને કારણે જઈ શકતા નથી. માટે તેમના ન જવા પર બુરૂ ભલું કહેવું જાઈઝ નથી. (અલબિનાયહ : શર્હે હિદાયહ : ૧ / ૨૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કબરની ઝિયારત અને ઈસાલે સવાબ

**સવાલ (૧૨૦૧) :** એક વ્યકિતનું કહેવું છે કે આપ (સલ.) ની વફાત પછીથી હઝરત અબૂબક્ર (રદિ.) ની વફાત સુધી હઝરત આયશા (રદિ.) આપ (સલ.) ની કબર મુબારક પર જતા હતા. તો પછી આજકાલ સ્ત્રીઓને તેમના પતિઓની કબર પર, ભલે કબ્રસ્તાનમાં હોય અથવા તે સિવાય અન્ય સ્થળે હોય જવાથી રોકવામાં કેમ આવે છે ?

ઝૈદના દફન પછી તેના વારસદારો બરાબર સવાર – સાંજ, કબર પર ફાતિહા પઢવા માટે જાય છે, તો દફન પછી ત્યાં જવું જાઈઝ છે ?

જનાઝાની નમાઝમાં ષનામાં વધારાનો શબ્દ 'વજલ્લ ષનાઉક' નો અર્થ શું છે?

મય્યિતને જમણી – ડાબી બાજુએ કંધો આપ્યા પછી બીજી વખતે વારી આવે, તો વર્ણન કરેલી તરતીબ પ્રમાણે કંધો આપવામાં આવે અથવા નહીં ? તેમજ કેટલીક

વખતે દા.ત. જમણી બાજુ કંધો આપવાનો મોકો મળે છે અને ડાબી બાજુએ મળતો નથી, તો શું તેમાં કોઈ વાંધો છે ? સહીહ તરતીબ શું છે ? દલીલો સાથે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે આપ (સલ.)નું મૃત્યુ થયું તે વખતે આપ (સલ.) હઝરત આયશા (રદિ.) ના હુજરા – મકાનમાં હતા અને કાયદો એ છે કે અંબિયા (અલૈ.) જયાં વફાત પામે છે, ત્યાં જ દફન થાય છે. (તિરમિઝી : ૧ / ૧૮૯, હદીસ નં. ૧૦૧૮) માટે તેમાં કોઈ શંકા નથી કે હઝરત આયશા (રદિ.) દિવસમાં ૪ – ૫ વખતે ઝિયારત કરતા હોય. બલકે આપ (રદિ.) હઝરત ઉમર (રદિ.)ની વફાત સુધી, પડદા વગર આપ (સલ.) ની કબર મુબારક પર આવતા હતા. કારણ કે કબર આપના હુજરા – ઘરમાં હતી. તેમજ તે ખૈરૂલ કુરૂનનો જમાનો હતો. એટલે ફિતના ફસાદનો અંદેશો, ન હોવા બરાબર હતો.

આજે પણ સ્ત્રીઓ આ નિય્યતથી જઈ શકે છે કે તેનાથી મોતની યાદ તાજી થાય. સીરતે આયશામાં છે.

عن ابی هريرة ان رسول الله صلى الله عليه لعن زوارت القبور (તિરમિઝી : ૧ / ૨૦૩, હદીસ નં. ૧૦૫૬)

રસૂલુલ્લાહ (સલ.) એ કબરો પર જનારી સ્ત્રીઓ પર લાનત ફરમાવી છે. કારણ કે સ્ત્રીઓના કબર પર જવાથી અનેક ફિતના પેદા થશે.

એટલા માટે અલ્લામા બદરૂદ્દીન અયની (રહ.) એ મકરૂહ લખ્યું છે. ખાસ કરીને આજના જમાનામાં બેપર્દગી સાથે જવું હરામ છે. તેમજ ઉર્સ વગેરેમાં જવાથી પણ અનેક ફિતના જન્મ લઈ રહયા છે. (ઉમ્દતુલ કારી : ૮ / ૭૦)

હું તો કહું છું કે આ (લાનત, હકીકતમાં) આપ (સલ.) ની પેશીનગઈ – ભવિષ્યવાણી હતી. કારણ કે આવી જગ્યાઓ પર હવે ન માત્ર એ કે નાજાઈઝ કામો થઈ રહયા છે બલકે (એ જગ્યાઓ પર) શિર્કિયા કાર્યો પણ થઈ રહયા છે અને તેમાં વધુ પ્રમાણમાં સ્ત્રીઓ જ હોય છે. એટલા માટે રસૂલુલ્લાહ (સલ.) એ લાનત ફરમાવી છે.

(૨) પુરુષ અથવા સ્ત્રીના મૃત્યુ પછી વારસદારો અને રિશ્તેદારો લગાતાર બે – ત્રણ દિવસ સવાર – સાંજ જાય છે. જો જરૂરી સમજયા વગર જાય, તો તેમાં કોઈ વાંધો નથી. (શરત એ છે કે જનારા પુરુષો હોય) (તિરમિઝી: ૧ / ૨૦૩, હદીસ નં. ૧૦૫૬)

(૩) ષનામાં જે વધારાનો શબ્દ (વજલ્લ ષનાઉક) નો અર્થ છે કે તારી શાન બુલંદ બાલા છે.

(૪) જનાઝો ઉઠાવવાનો મસ્નૂન તરીકો એ છે કે જનાઝાને ચાર વ્યકિતઓ ઉઠાવે અને દરેક વ્યકિત દસ કદમ સુધી ઉઠાવે અને ઉઠાવવામાં સૌપ્રથમ જમણી બાજુના આગળના પાયાથી શરૂઆત કરે. પછી એ જ તરફ પાછળના પાયાને, પછી ડાબી બાજુના આગળના પાયાને પછી એ જ તરફના પાછળના પાયાને ઉઠાવે. આ મસ્નૂન તરીકો છે. પરંતુ જો જગ્યા તંગ હોય અથવા ભીડ વધુ હોય તો બે વ્યકિતઓ પણ ઉઠાવી શકે છે. તેમાં કોઈ વાંધો નથી. જેવી સહુલત હોય, એવી રીતે અમલ કરે. (મજમઉલ અન્હુર : ૧ / ૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કબ્રસ્તાનમાં હાથ ઉઠાવીને દુઆ માંગવી

**સવાલ (૧૨૦૨) :** મય્યિત માટે હાથ ઉઠાવીને દુઆ માંગવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબરની ઝિયારતનો સુન્નત તરીકો એ છે કે પીઠ કિબ્લા તરફ અને ચહેરો મય્યિત તરફ હોય. (ફતાવા હિન્દિય્યહ : ૫ /૩૫૦) હદીસે પાક અને દીની કિતાબો થી ઝિયારત વખતે હાથ ઉઠાવવાનો સુબુત મળતો નથી. (ફતાવા દારૂલ ઉલૂમ : ૫ / ૪૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હિંદુ અને મુસલમાન બધાને મય્યિતનું મોઢુ બતાવવું

**સવાલ (૧૨૦૩) :** મય્યિતને ઘરથી બહાર રાખવામાં આવે છે, અને લોકો તેનું મોઢું જુએ છે. જોનારાઓમાં હિંદુ અને મુસલમાન બધા હોય છે, તો આ રીતે કરવું કેવું છે? કેટલાક લોકોનું કહેવું છે કે આ સહીહ નથી. માત્ર રિશ્તેદારોને જ મોઢું બતાવવું જોઈએ. કારણ કે કેટલીક વખતે ઈન્સાનનું મોઢુ અને આંખો ખુલ્લી રહી જાય છે. બદશકલ દેખાય છે. તેને કારણે લોકો વાતો બનાવવા લાગે છે. માટે બધાને બતાવવું યોગ્ય નથી, તો આ વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(પુરુષ) મય્યિતનું મોઢું, મુસ્લિમ અને ગેર મુસ્લિમ, રિશ્તેદાર અને અપરિચિત બધાને બતાવવું જાઈઝ છે. અલબત્ત કેટલીક વખતે ગુનાહોની નહુસતને કારણે ઈન્સાનની શકલ બદલાય જાય છે. તો ચહેરો બતાવવાથી લોકોમાં ખોટું

અનુમાન ફેલાશે અને ખૂબ વાતો થશે. એટલે એવી સુરતમાં ન બતાવવું બહેતર છે.

અલ્લામા અયની (રહ.) ઉમ્દતુલ કારીમાં લખે છે કે જે વ્યકિત માતા – પિતાને બુરૂ – ભલું કહે છે, તેનો ચહેરો મૃત્યુ પર ગધેડા જેવો થઈ જાય છે અને જે શિયા, સહાબા (રદિ.) ને બુરૂ ભલુ કહે છે તેમનો ચહેરો પણ બદશકલ થઈ જાય છે. (ઉમ્તદુલ કારી : ૫ / ૪૨૨) માટે એવી સુરતમાં ચહેરો ન બતાવવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) સ્ત્રીઓએ કબ્રસ્તાન જવું

**સવાલ (૧૨૦૪) :** સ્ત્રીઓ કબ્રસ્તાન જઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાઝાની સાથે સ્ત્રીઓએ કબ્રસ્તાનમાં જવું મના છે.

(ઈબ્ને માજહ : ૧૧૩, હદીસ નં. ૧૫૭૮)

અલગથી સ્ત્રીઓએ કબ્રસ્તાન જવું જાઈઝ છે. પરંતુ ત્યાં જઈને જોર જોરથી રડે, બુમો પાડે અને બીજા રીત – રિવાજો અપનાવે, તો તેનાથી બચાવવા માટે તેમને કબ્રસ્તાનમાં જવાથી રોકવામાં આવશે. તેમજ કબ્રસ્તાન વસ્તીથી દૂર હોય છે અને આજના જમાનામાં ત્યાં સ્ત્રીઓએ એકલા જવામાં અનેક ફિતનાઓનો ખતરો હોય છે. એટલે તેમનું (સ્ત્રીઓનું) જવું મના છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મય્યિતના પડોસીઓ અથવા રિશ્તેદારો તરફથી દફનમાં આવનારા મહેમાનોને ખવડાવવું

**સવાલ (૧૨૦૫) :** મય્યિતના પડોસીઓ અથવા રિશ્તેદારો તરફથી દફનમાં આવનારા મહેમાનોને ખવડાવવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પડોસીઓ અને રિશ્તેદારોનું મય્યિતના ઘરવાળાઓને અને બહારથી આવનારા મહેમાનોને ખવડાવવું મુસ્તહબ છે. (ફત્હુલ કદીર : ૨ / ૧૪૨)

પરંતુ મય્યિતના ઘરવાળાઓએ ખાવાનું ખવડાવવું દાવત કરવી અને દેગો પકાવવી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦–૨૪૧)

## (૭) મય્યિતના કફન દફન પછી ખાવાનું ખવડાવવું

**સવાલ (૧૨૦૬) :** મય્યિતના કફન અને દફનથી ફારિગ થઈ, કફન અને દફનમાં મશગુલ લોકોને અને ઘરવાળાઓને ખાવાનું ખવડાવવામાં આવે છે. સવાલ એ છે કે એવું કરવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસલ, કફન અને દફનમાં જે લોકો મશગુલ હતા , તેમને ખવડાવવું જાઈઝ છે. એવી રીતે બહારથી આવેલા મહેમાનો અને ઘરવાળાઓ માટે કોઈ ખાવાનો બંદોબસ્ત કરે. તો એ પણ જાઈઝ બલકે પ્રિય છે. અલબત્ત વ્યકિતના મૃત્યુ પછી જે માલ તેનો છે, તે માલમાંથી વારસદારોની ઈજાઝત વગર ખાવાનું રાંધવું, ખવડાવવું અથવા ઈસાલે સવાબ માટે સદકો આપવો, બધુ નાજાઈઝ છે. અલબત્ત આ મોકા પર દાવત કરવી યોગ્ય નથી, બિદઅત છે. તેની ઈજાઝત શરીઅતમાં નથી. (ફત્હુલ કદીર : ૨ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ભાથીનું ખાવાનું અને ફાતિહા પઢવા અને પઢાવવા

**સવાલ (૧૨૦૭) :** મય્યિતવાળા મકાનમાં બે દિવસ જે રિશ્તેદારો તરફથી અથવા પડોસીઓ તરફથી ખાવાનું આવે છે. (જેને અમારે ત્યાં ભાથી કહે છે.) તે ખાવું અને ફાતિહા પઢવા અને પઢાવવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતના નજીકના રિશ્તેદારોને ખાવાનું રાંધીને ખવડાવવું મુસ્તહબ છે.

(અબૂદાવૂદ : ૪૪૭, હદીસ નં. ૨૧૩૨)

પરંતુ ફાતિહા પઢવા જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મય્યિતના માલમાંથી ખાવાનો બંદોબસ્ત કરવો

**સવાલ (૧૨૦૮) :** મૃત્યુની ખબર જયારે નજીકના રિશ્તેદારોને આપવામાં આવે છે, તો બીજા લોકો પણ આવે છે. તેના માટે મય્યિતના ઘરવાળા ખાવાનો બંદોબસ્ત કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મરહૂમના માલમાંથી મહેમાનોના ખાવાનો બંદોબસ્ત કરવો જાઈઝ નથી, હરામ છે. વર્ણન કરેલ માલ વારસદારોનો હક છે. એટલે વારસદારોની ઈજાઝત વગર તેને ખર્ચ કરવો જાઈઝ નથી. વારસદારોમાં એક સભ્ય પણ નાબાલિગ હોય તો

તેની ઈજાઝત કબૂલ ગણાય નહીં, એવી રીતે કોઈ ગેર હાજર હોય, તો તેની ગેરહાજરીમાં પણ મય્યિતના માલને ખર્ચ કરવો જાઈઝ નથી. અલબત્ત ગુસલ અને કફનમાં મશગુલ લોકોને ખવડાવવું જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૦– ૨૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) મૃત બાળકને કબ્રસ્તાનની વચ્ચે દફન કરવું

**સવાલ (૧૨૦૯) :** જો મૃત બાળક પેદા થાય, તો તેને કબ્રસ્તાનમાં દફન કરી શકાય છે કે નહીં ? અથવા કબ્રસ્તાનના બહારના ભાગમાં દફન કરવામાં આવશે. જો કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે તો તેમાં કોઈ વાંધો નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો બાળક મૃત પેદા થાય, તો નામ રાખવામાં આવે અને ગુસલ આપીને, એક કપડાંમાં લપેટીને દફન કરી દેવામાં આવે. બહેતર એ છે કે કબ્રસ્તાનના કોઈ ખૂણા માં ખાડો ખોદીને દફન કરી દે. (હિદાયહ ફી શર્હિ બિદાયહ : ૧ / ૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કબ્રસ્તાનમાં પહેલાથી કબર ખોદીને રાખવી

**સવાલ(૧૨૧૦) :** એક આલિમનું કહેવું છે કે કબ્રસ્તાનમાં પહેલાથી કબર ખોદીને રાખવી મના છે. જયારે કે અમે આઠ કબરો ખોદીને તૈયાર રાખી છે. તો આ વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કબ્રસ્તાન મોટું હોય અને વખત પર કબર ખોદનારા ન મળતા હોય, તો સહુલત અને આસાની માટે, તેમજ એ મકસદથી કે મોતનો ખ્યાલ રહે અને તૌબાની તવફીક મળે, પહેલાથી કબર ખોદીને તૈયાર રાખવી જાઈઝ છે, કબર ખોદયા પછી જરૂરતને કારણે, કોઈ બીજા મુસલમાનને દફન કરવામાં આવે, તો તેમાં ઝઘડો કરવો જાઈઝ નથી. હા, તે મય્યિતના માલમાંથી તેના વારસદારો પાસેથી કબર ખોદવાની મજુરી વસુલ કરવામાં આવશે.

જો કબ્રસ્તાન નાનું હોય, તો પહેલાથી કબર ખોદી અને જગ્યા નક્કી કરી લેવી મકરૂહ છે. હાં, જો કબ્રસ્તાન પોતાની માલિકીનું હોય, તેને આમ મુસલમાનો માટે વકફ ન કર્યું હોય, તો શરીઅતની દ્રષ્ટિએ તેમાં કોઈ વાંધો નથી. જાઈઝ છે. (તહતાવી

: ૬૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કબ્રસ્તાનમાં અધર્મી (ગેર મઝહબ) અને વિદેશીઓને દફનાવવાનો હુકમ

**સવાલ (૧૨૧૧) :** અહીંયા મધ્ય અમેરિકામાં લેબનોન, જોર્ડન, પેલેસ્ટાઈન વગેરેમાં આરબો વેપાર અર્થે આવીને વસેલા છે. તેમાંથી ઘણાં ખ્રિસ્તી સ્ત્રીઓથી નિકાહ કરી લે છે અને આ નિકાહ તેમના ચર્ચમાં કરે છે, પોતાની અવલાદના નામ પણ ખ્રિસ્તી તરીકા પર રાખે છે અને તેમની રહેણી કરણી લગભગ ખ્રિસ્તીઓ જેવી હોય છે. તેમની અવલાદ ઈસ્લામી તાલીમાતથી અને તેઓ જાતે પણ ઈસ્લામી નિશાનીઓથી ઘણાં દૂર રહે છે. અહીંયા મધ્ય અમેરિકાના પનામા શહેરમાં ભારતીઓ ખાસ કરીને ગુજરાતી મુસલમાનો વસે છે. તેમની પોતાની અલગ સોસાયટી છે. તેમાં નમાઝ માટે મોટો હોલ અને મસ્જિદો છે. અને તેમનું પોતાનું ૬૫ કબરો જેટલું એક નાનું કબ્રસ્તાન પણ છે. તે કબ્રસ્તાનની જમીન તેમને ખ્રિસ્તીઓ પાસેથી ખરીદી છે. હવે સવાલ એ છે કે વર્ણન કરેલ આરબોમાંથી જો કોઈનું મૃત્યુ થાય છે, તો તેઓ ભારતીય મુસ્લિમો પાસે મય્યિતને દફન કરવા માટે કબરની જમીન લેવા માટે આવે છે અને મોં માંગી કિંમત આપવા માટે તૈયાર થાય છે. તો આવી હાલતમાં તેમને કબરની જમીન કિંમત પર આપવી અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવા અને તેમના અથવા તેમની અવલાદ પાછળ નમાઝે જનાઝા પઢવી શરીઅતમાં જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે જમીન ભારતીય મુસ્લિમોએ કબ્રસ્તાન માટે રાખી છે. તે તેમની માલિકીની છે અને સોસાયટીના જે લોકોને વ્યવસ્થાપક બનાવ્યા છે, તેમના માટે જાઈઝ નથી કે તે જમીન કોઈ અન્યને આપે. કારણ કે વ્યવસ્થાપક જાતે તેના માલિક નથી, બલકે તેમની હેસિયત માત્ર વકીલની છે. પોતાની ફરજની વિરુદ્ધ કરવું, તેમના માટે જાઈઝ નથી.

લેબનોન, જોર્ડન, પેલેસ્ટાઈન વગેરેથી આવનારા આરબો માત્ર મુસલમાનો ના ઘરે પેદા થવાથી અને મુસલમાનો જેવા નામો રાખવાથી, મુસલમાન નહીં ગણાય, જયાં સુધી તેમના અકાઈદ ઈસ્લામ પ્રમાણે ન હોય. એવી રીતે તેમની

અવલાદ પણ જયાં સુધી વહદાનિયત અને રસૂલુલ્લાહ (સલ.) પર ઈમાન લાવનારી ન હોય, મુસલમાનોમાં સમાવેશ થશે નહીં. (બુખારી : ૧ / ૬, હદીસ નં. ૮)

અને તેમના નિકાહ ખ્રિસ્તી સ્ત્રીઓ સાથે જો કે તે સ્ત્રીઓ ખરેખર ધર્મની દ્રષ્ટિએ ખ્રિસ્તી હોય,તો બે ખ્રિસ્તી ગવાહોની હાજરીમાં દુરુસ્ત છે.

(ફત્હુલ કદીર : ૩ / ૨૨૮)

અલબત્ત જો સ્ત્રી નામ માત્રની ખ્રિસ્તી હોય અને તે પોતાના અસલ ધર્મ પર કાયમ ન હોય, એટલે આસ્માની કિતાબ "ઈન્જીલ" અને પયગમ્બર "હઝરત ઈસા અલ." પર ઈમાન ન રાખતી હોય, તો તે ખ્રિસ્તી કહેવાને લાયક નથી અને તેની સાથે મુસલમાનના નિકાહ જાઈઝ નથી. શરીઅતે જે ખ્રિસ્તી સ્ત્રી સાથે નિકાહની ઈજાઝત આપી છે. તેનું સહીહ અર્થમાં ખ્રિસ્તી હોવું જરૂરી છે. (તફસીરે મઝહરી : ૩ / ૩૪, સૂરએ માઈદહ) જો એવું નથી, તો તે સ્ત્રીને અને તેના બાળકોને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવાનો કોઈ સવાલ જ પેદા થતો નથી.

હવે નિકાહ પછી તે (આરબ) પણ તે સ્ત્રી સાથે ચર્ચ જતો હોય અને ખ્રિસ્તીઓના તરીકા પ્રમાણે ઈબાદત કરતો હોય, તો તે ઈમાનથી નીકળી જશે અને મુર્તદ શુમાર થશે ને મુર્તદને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવો જાઈઝ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૭૬)

અને જો તે મુસલમાન પણ હોય, પરંતુ "ભારતીય મુસ્લિમ સોસાયટી" પોતાના કાયદા – કાનૂન પ્રમાણે અમલ કરે અને અરબ મુસ્લિમોને (ગુંજાઈશ ન હોવાને કારણે) ઈજાઝત ન આપે, તો પણ જાઈઝ છે. તેનું એક ઉદાહરણ એ છે કે મહોલ્લાની મસ્જિદ મહોલ્લાવાળાઓ માટે તંગ પડે તો ફુકહાએ લખ્યું છે કે "જાઈઝ છે કે બીજા મહોલ્લાવાળાઓને તેમાં આવવાની મનાઈ કરી દે."(બહુર્રાઈક : ૮ /૪૦૨) માટે જયારે ભારતીય મુસ્લિમોનું કબ્રસ્તાન માત્ર ૬૦ –૬૫ કબરોની ગુંજાઈશ રાખે છે, તો જો બધાને ઈજાઝત આપવામાં આવશે, તો ટુંકા ગાળામાં કબ્રસ્તાન અપૂરતુ થઈ જશે અને બીજી જગ્યા લેવામાં તકલીફ થશે, એટલે મનાઈ કરવામાં કોઈ વાંધો નથી. બલકે જો કબ્રસ્તાનમાં ગુંજાઈશ પણ હોય, પરંતુ તે અરબોના અકાઈદની તપાસમાં મુશ્કેલી નડતી હોય, તો તેને કારણે પણ મનાઈ કરવાની ગુંજાઈશ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) લહદી – બગલી કબર અફઝલ છે

**સવાલ (૧૨૧૨) :** મોટા ભાગના વિસ્તારોમાં સંદુક પ્રકારની કબરો બનાવવામાં આવતી નથી. બલકે કબર ખોદીને એક તરફ મય્યિતના શરીર બરાબર ખોદવામાં આવે છે. પછી તેમાં મય્યિત મુકવામાં આવે છે. અને લાકડા અથવા વાંસના ટુકડા રાખીને માટીથી બંધ કરવામાં આવે છે. થોડા દિવસોમાં વાંસ અને લાકડા સડી જાય છે. તેને કારણે કબર બેસી જાય છે અને ખાડો પડી જાય છે. સવાલ એ છે કે આવી કબરો બનાવવી કેવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મજબુરી વગર સંદુક પ્રકારની બનાવવાની જરૂરત નથી, કબરની એક તરફ ખોદીને જે કબર બનાવવામાં આવે છે, તેને લહદી – બગલી કબર કહે છે અને એ જ અફઝલ છે. (અબૂદાવૂદ : ૨ / ૪૫૮, હદીસ નં. ૩૨૦૮)

કબર બેસી જવાની સુરતમાં તેને ખોલવાની જરૂરત નથી. હા, જો કબર એવી રીતે બેસી જાય કે મય્યિત દેખાવા લાગે અથવા તેના અંગોને જાનવરોથી નુકસાન પહોંચવાનો ખતરો હોય, તો ખોદીને માટી નાંખવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) જો કબર બેસી જાય, તો તેની ઉપર બીજી વખતે માટી નાંખવી જાઈઝ છે

**સવાલ (૧૨૧૩) :** એક વ્યકિતને દફન કરવામાં આવ્યો, ત્યાર પછી ખૂબ વરસાદ પડયો, તેને કારણે કબર બેસી ગઈ, તો તેની ઉપર નવી માટી નાંખી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબર બેસી જાય, તો તેની ઉપર વધારાની માટી નાંખવી જાઈઝ છે. જેથી લોકોને ખબર પડે કે આ કબર છે. (મરાકિયુલ ફલાહ : ૨૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કબરને બીજી વખતે ઉપયોગમાં લેવા કેટલી મુદ્દત પછી ખોલી શકાય ?

**સવાલ (૧૨૧૪) :** પુરુષ અને સ્ત્રીની કબર બીજી વખતે ઉપયોગમાં લેવા કેટલી

મુદ્દત પછી ખોલી શકાય છે ? આબોહવા પ્રમાણે ગુજરાતમાં કેટલી મુદ્દત પછી ખોલી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આબોહવા પર આધાર રાખે છે. ઓછામાં ઓછા છ મહિના પસાર થઈ જાય અને સંતોષ થઈ જાય કે મય્યિતના અવયવો માટીમાં ભળી ગયા હશે. તો જુની કબરને ખોદીને બીજા મુર્દાને દફન કરી શકાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) એક કબરમાં બીજી મય્યિતને દફન કરવાની મુદ્દત

**સવાલ (૧૨૧૫) :** ઝૈદ નામના વ્યકિતની પત્નીનું ચાળીસ વર્ષ પહેલા મૃત્યુ થયું હતું, હવે ઝૈદનું મૃત્યું થયું છે તો શું તેને તેની પત્નીની કબરમાં દફન કરી શકાય છે ? જો ઝૈદ સિવાય કોઈ બીજા ગેર મહરમની મય્યિત હોય, તો તેને તે કબરમાં દફન કરી શકાય છે કે નહીં ? સવાલનો હેતુ એ છે કે શું એક કબરમાં બીજી વખતે તેને દફન કરી શકાય, જે ગેર મહરમ હોય, અથવા કોઈને પણ દફન કરી શકાય છે ? કોઈ કબરમાં કેટલી મુદ્દત પછી બીજી મય્યિતને દફન કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કબરમાં પહેલા મુર્દાનું શરીર માટીમાં ભળી જાય અને માટી બની જાય, તો ત્યાર પછી બીજા મુર્દાને તેમાં દફન કરી શકાય છે. તેમાં કોઈ ખાસ મુદ્દત નક્કી નથી, જો જમીનમાં ક્ષારીય પદાર્થોનું પ્રમાણ વધુ હોય (એટલે ખારાશ) તો લાશ થોડી મુદતમાં માટી બની જાય છે. નહીં તો સમય લાગે છે. ૪૦ વર્ષ તો ઘણી લાંબી મુદ્દત છે. માટે આટલી લાંબી મુદ્દત પછી પતિને એ કબરમાં દફન કરવામાં કોઈ વાંધો નથી. લાશ માટી બની ગયા પછી મહરમ અને ગેર મહરમને દફન કરવામાં કોઈ ફરક નથી. બંનેનો હુકમ સરખો છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) અવલિયાના શરીરને પણ કબરની માટી નથી ખાતી

**સવાલ (૧૨૧૬) :** જેવી રીતે અંબિયા અને શુહદાના શરીરને કબરની માટી નથી ખાતી ; તો શું આ ફઝીલત અવલિયા માટે પણ સાબિત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શહાદતનો અસલ દરજ્જો તો એ જ છે કે અલ્લાહના રસ્તામાં પોતાની જાન કુરબાન કરી દે અને એવા શહીદના શરીરને કબરની માટી નથી ખાતી. (ઈબ્ને માજહ : ૭૬, હદીસ નં. ૧૦૮૫) જો કે બીજા શહીદો માટે પણ આ ફઝીલત સાબિત થઈ શકે છે.

તેમજ તે ઉલમાએ કિરામ જે જિંદગી ભર દીનની મહેનતમાં અને અલ્લાહના ઝિક્રમાં મશગુલ રહે. તેમના અને બીજા અવલિયાના એવા વાકિયાત છે, તેનાથી સાબિત થાય છે કે જે પણ ઈલ્મો ઝિક્રને કારણે ઉચ્ચ દરજ્જા સુધી પહોંચી જાય છે, તેમને પણ આ ફઝીલત હાસિલ થાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) મય્યિતને દફન કરવા માટે તેના વતન લઈ જવી

**સવાલ (૧૨૧૭) :** જો કોઈ વ્યકિતએ દફન માટે કોઈ વસીય્યત ન કરી હોય અને તેનું વતનથી દૂર મૃત્યુ થયું હોય તો દફન માટે તેને પોતાના વતન લઈ જઈ શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નજીક હોય તો વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯)જો મરણ પામનાર વ્યકિત સપનામાં આવીને કહે કે મને બીજી કબરમાં સ્થળાંતર કરી દો.

**સવાલ (૧૨૧૮) :** મારા ભાઈનું થોડી મુદ્દત પહેલા મૃત્યુ થઈ ગયું છે. હવે મને સતત ત્રણ – ચાર દિવસથી સપનામાં મરહૂમ ભાઈ આવીને કહે છે કે મારાથી પહેલા આ કબરમાં કેટલાક એવા મુર્દા દફન છે. જેને કારણે મને તકલીફ થઈ રહી છે, માટે મને બીજી જગ્યાએ સ્થળાંતર કરી દો. તો શું શરીઅતમાં તેની ગુંજાઈશ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં કબરને ખોદવી અને મય્યિતને બીજી જગ્યાએ સ્થળાંતર કરવું જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૮)

મરહુમ ભાઈ તરફથી માલી સદકો કરીને ઈસાલે સવાબ કરવામાં આવે. જો તેમની ઉપર કોઈનો હક બાકી હોય, તો તે અદા કરવામાં આવે. ઈન્શાઅલ્લાહ આ પ્રકારના સપના આવવાનું બંધ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) કબર પર ફૂલ અને વૃક્ષની ડાળીઓ નાંખવી

**સવાલ (૧૨૧૯) :** કબ્રસ્તાનમાં કબર પર ફૂલ, લીમડાની ડાળીઓ, પાંદડા વગેરે નાંખવામાં આવે છે. તેનો મકસદ એ હોય છે કે જયાં સુધી આ ચીજો તાજી રહેશે, ત્યાં સુધી કબરમાં મય્યિતને અઝાબ નહીં થાય. શું આવું કરવું સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મય્યિત કાફિર હોય, તો તેની ઉપર અઝાબ આવવામાં કોઈ વસ્તુ રોકી શકતી નથી. મય્યિત મુસલમાન ગુનેહગાર હોય અને અઝાબનો હકદાર હોય, તો કબ્રસ્તાનના લીલા વૃક્ષ અને તેની ડાળીઓ, અઝાબને રોકી શકતી નથી. લીલુ ઘાસ અને વૃક્ષોના ઝિક્રથી મય્યિતને થોડી રાહત મળી શકે છે. મય્યિત નેક હોય તો ઝિક્રથી તેને રાહત અને ખુશી મેહસૂસ થાય છે. ગુનેહગાર હોય અને અઝાબ થાય, તો જેવી રીતે સળગેલા વ્યકિતને ઠંડક મેહસૂસ થાય છે એવી રીતે મય્યિતને સુકૂન મળે છે. પરંતુ જલન ઓછી થતી નથી, હા, કોઈ વ્યકિતની દુઆ અને ઈસાલે સવાબથી અલ્લાહ તઆલા તેને દૂર કરી શકે છે. હદીસ શરીફમાં છે કે બે વ્યકિતઓ ને કબરમાં અઝાબ થઈ રહયો હતો, તો આપ (સલ.) એ એક વૃક્ષની બે ડાળીઓને લઈને તેમની ઉપર લગાવી દીધી અને ફરમાવ્યું કે આ ડાળીઓ સુકી થતા પહેલા તેમની ઉપરથી અઝાબ હલકો થઈ જશે. (બુખારી : ૧ / ૧૪૮, હદીસ નં. ૧૩૭૮)

તેમનો અઝાબ, નબીએ કરીમ (સલ.) ના મુબારક હાથની બરકતથી અને આપ (સલ.) ની તમન્ના અને બખ્શિશની દુઆથી દૂર થયો. ડાળી આપ (સલ.) ના મુબારક હાથથી વધારે બરકતવંતી ન હતી. આપ (સલ.) બખ્શિસની તમન્ના કરે અને ડાળી સુકી થતા જ અઝાબ  હલકો થાય, તો પછી આપ (સલ.) ની તમન્નાની શી કદર ? માટે હદીસ શરીફનો મતલબ એ થશે કે આપ (સલ.) ના હાથની બરકતથી અને તમન્નાથી અઝાબ દૂર થશે અને વાર નહીં લાગે. ડાળી સુકાતા પહેલા પહેલા અઝાબથી મુકિત મળી જશે. માટે ફુલની ચાદર અને લીલા પાંદડા નાંખવામાં કોઈ ફાયદો નથી. હાં, કોઈ લીલો છોડ વાવી દે, તો ઉપરોકત તફસીલ પ્રમાણે થોડી રાહતનું કારણ બનશે. (નવવી : ૧ / ૧૪૧, હદીસ નં. ૧૧૧–૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) કબરો ઉપર વૃક્ષની ડાળી લગાવવી કેવું છે ?

**સવાલ (૧૨૨૦) :** બાળકોની કબર પર માટી નાંખ્યા પછી, લીલી ડાળી લગાવવી,

એ નિય્યતથી કે જયાં સુધી તે લીલી રહેશે, ઝિક્ર કરતી રહેશે, કેવું છે ? તેમજ કબર પર ફુલ નાંખવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબર પર લીલી ડાળી એ નિય્યતથી લગાવવી જાઈઝ છે કે તે જયાં સુધી લીલી રહેશે, ઝિક્ર કરતી રહેશે. કબર પર ડાળી લગાવવી આપ (સલ.) થી સાબિત છે. અલબત્ત ફૂલ નાંખવા સાબિત નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કબર પર ફૂલ નાંખવા અને ધુણી આપવી

**સવાલ (૧૨૨૧) :** કબરને બંધ કર્યા પછી, તેની ઉપર ફૂલ નાખવા અને ધુણી આપવી જોઈએ કે નહીં ? જો નાંખવામાં આવે તો તેમાં કોઈ ખરાબી તો નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ધુણી આપવી જાઈઝ નથી. (ફત્હુલ કદીર : ૨ / ૧૦૮)

ફૂલ (લીલી ડાળી) ની ગુંજાઈશ છે. બહેતર નથી. (ફયઝુલબારી : ૨ / ૪૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ખાસ કબ્રસ્તાનમાં બીજાને દફનનો હક આપવો અને કબ્રસ્તાનને સપાટ કરવું

**સવાલ (૧૨૨૨) :** (૧) અમારે ત્યાં કાઝીવાડ, વલસાડમાં એક ખુલ્લી જમીન છે. તેનો વપરાશ રજીસ્ટર B /૩૩૩, તારીખ ૨૪ – ૧ – ૭૯ પ્રમાણે થાય છે. આ કબ્રસ્તાન માત્ર અમુક કબિલાઓના વારસદારો માટે છે. પરંતુ અમારી "કાઝી સુન્ની જમાત" એ એકમત થઈને કેટલાક બીજા લોકોને આ કબ્રસ્તાનમાં દફન કરવાનો હક આપ્યો છે. સવાલ એ છે કે હવે પછી જો કોઈ કબ્રસ્તાન વિરુદ્ધ કોઈ કાર્યવાહી કરે અને એ વાત સાબિત થઈ જાય, તો એવા વ્યકિતને દફનના હકથી વંચિત કરી શકાય છે ?

(૨) કબ્રસ્તાનની હાલત ન કહેવાય એવી છે. હવે અમે તેની આજુબાજુ પાકી દિવાલ બનાવવા માંગીએ છીએ. કેટલાક ભાગોમાં માટી બેસી જવાથી જમીન ખાડા – ટેકરા વાળી બની ગઈ છે. એટલે જમીન સપાટ કરવી જરૂરી છે, કબ્રસ્તાનમાં કેટલીક પાકી કબરો પણ છે. જે ઘણી જુની છે, તો તેને શહીદ કર્યા પછી જમીનને

સપાટ કરીને સરખી કરી શકીએ છે ? બહારથી નવી માટી લાવીને આખા કબ્રસ્તાનમાં નાંખી શકાય છે કે નહીં ?

(૩) કબ્રસ્તાન અને અમારી જમાતના તાબા હેઠળ તાલીમુદ્દીન મદ્રસાની જમીન ખરીદવા અથવા તેનું બાંધકામ કરવા માટે કઈ રકમ વાપરી શકાય છે ?

(૪) હરામની કમાઈ કોઈ રાજીખુશીથી આપે, તો શું તે વાપરવી જોઈએ ? અથવા તેને જાઈઝ કરવા માટે કોઈ હિલો – હવાલો કરવો પડશે ? મહેરબાની કરીને જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઈસ્લામ એકતા, સમાનતા અને સિલા રહમીની તાલીમ આપે છે.

(મિરકાતુલ મફાતિહ : ૮ /૩૧૨૯, હદીસ નં. ૪૯૯૫)

જહાલત અને સામાજિક ખરાબીને કારણે લડાઈ – ઝઘડા તો થતા રહેશે. જો આપ કબ્રસ્તાનમાંથી  તેમના હકો ખતમ કરશો, તો ફિતના – ફસાદ ફેલાશે અને આપને કોર્ટ કચેરીઓના ધક્કા ખાવા પડશે, એટલે દરગુજર કરવું બહેતર છે અને આ પ્રકારની કાર્યવાહીથી દૂર રહેવું જ અકલમંદીની નિશાની છે.

(શુઅબુલ ઈમાન : ૧૦ / ૪૧૭, હદીસ નં. ૭૭૨૫,૭૭૨૭)

હાં, જો કોઈ એવું કામ કરે, જેનાથી વકફની મિલકત બરબાદ થઈ રહી હોય, તો મુતવલ્લી સાહેબોને તેમના દફનના હકને ખતમ કરવાની ઈજાઝત છે. શરત એ છે કે આપની અંદર કાનૂની કાર્યવાહીને પહોંચી વળવાની શકિત હોય.

(તિરમિઝી : ૧ / ૨૫૧, હદીસ નં. ૧૩૫૨)

(૨) કબ્રસ્તાનની જમીનને સરખી કરવી અને ખાડા ટેકરાને સપાટ કરવા સવાબનું કામ છે અને મુતવલ્લીઓની જવાબદારી છે કે પાકી કબરોને શહીદ કરીને કબ્રસ્તાનની જમીનને સરખી કરે. અલબત્ત કામ કરતી વખતે કબરો પર ચાલવું મય્યિતની બેઅદબીનું કારણ છે. (મુસ્લિમઃ ૧ / ૩૧૨, હદીસ નં. ૯૪–૯૭૦) રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે કે જેવી રીતે જીવતા લોકોને તકલીફ થાય છે, એવી રીતે મુર્દાઓને પણ તકલીફ થાય છે. માટે કબરની ઉપર માનવીનું ચાલવું અથવા મશીનો અને ગાડીઓનું ચલાવવું મકરૂહે તહરીમી છે. માટે પહેલા મશીનોથી માટી નાંખવામાં આવે. ત્યાર પછી મજુરો દ્વારા ખાડા બરાબર કરાવે. બહારથી માટી લાવીને કબ્રસ્તાનની જમીનને સપાટ કરવામાં કોઈ વાંધો નથી. શરત એ છે કે

મય્યિતનો એહતિરામ બાકી રહે. (મુસ્લિમ : ૧ / ૩૧૨, હદીસ નં. ૯૬ – ૯૭૧)

(૩) આજના જમાનામાં નવું બાંધકામ કરવું, દિવાલ બનાવવી વગેરે જેનાથી કબ્રસ્તાનની હિફાઝત થાય, ખૂબ જ જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૭)

(૪) શરીઅતની દ્રષ્ટિએ જે રૂપિયા હલાલના હોય, તેને વાપરવા જાઈઝ છે. હરામ એટલે કોઈને ધોકો આપીને અથવા જુઠ્ઠ બોલીને સામાન વેચ્યો, અથવા ઉત્તમ પ્રકારનો માલ બતાવીને સામાન્ય માલ આપવો વગેરેના રૂપિયા વાપરવા જાઈઝ નથી. (મુસ્લિમ : ૧ / ૭૦, હદીસ નં. ૧૦૨) જો વ્યાજના રૂપિયા છે, તો સવાબની નિય્યત વગર જનકલ્યાણના કાર્યોમાં વાપરવા જાઈઝ છે. સરકારી કાનૂનની વિરુદ્ધ કરવું અને ટેકસની ચોરી કરવી સરકારી ચોરી છે. ઈજ્જત પાયમાલ થવાનો ખતરો છે. માટે તેનાથી બચવું જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) શું મોટા કબ્રસ્તાનમાં દફન કરવાની વધુ ફઝીલત છે?

**સવાલ (૧૨૨૩) :** મય્યિતને વસ્તીના મોટા કબ્રસ્તાનમાં દફન કરવાને બદલે એક ખાનદાનના ખાસ નાના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે, જેમાં ૩૦ કબરો છે, તો દફનની ફઝીલતમાં તેને કારણે કોઈ ફરક પડશે ? શું મોટા કબ્રસ્તાનમાં દફન કરવાની વધુ ફઝીલત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાના કબ્રસ્તાનમાં પણ દફન જાઈઝ છે, પરંતુ મય્યિતને એવી જગ્યાએ દફન કરવું જયાં નેક લોકોની કબરો હોય, અફઝલ છે. જો નાના કબ્રસ્તાનમાં નેક લોકો દફન છે, તો ત્યાં દફન કરવા બહેતર છે. (ફતાવા આલમગીરી : ૧ / ૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨૫) બહારથી માટી લાવીને કબર પર નાંખવી જેથી કબર તાજી લાગે

**સવાલ (૧૨૨૪) :** એક વ્યકિતનું મૃત્યુ થયે બે–ત્રણ વર્ષ થઈ ગયા, અમે તેની કબરને ઠીક કરવા માટે કબ્રસ્તાનના બહારથી માટી લાવીને નાંખ્યા કરતા હતા, તેનાથી એવું લાગે કે કબર તાજી છે. શું આ રીતે કરવું દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબ્રસ્તાનના બહારથી માટી લાવીને કબર પર નાંખવી, તેનાથી રિશ્તેદારોને યાદ રહે અને તેમની નજીક બીજા રિશ્તેદારોને દફન કરી શકાય, જાઈઝ છે.

(ફતાવા આલમગીરી : ૧ / ૧૬૬)

અલબત્ત કબર એક વેંતથી વધુ ઊંચી કરવામાં ન આવે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) કબરની બધી માટી નાંખવી જરૂરી છે ? કબરની ઊંચાઈ કેટલી હોવી જોઈએ ?

**સવાલ (૧૨૨૫) :** કબરમાંથી જે માટી કાઢવામાં આવે છે, તે બધી કબર પર નાંખવી જરૂરી છે ? શરઈ દ્રષ્ટિએ કબરની ઊંચાઈ કેટલી હોવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બધી માટી નાંખવી જરૂરી નથી. એક વેંત અથવા તેનાથી થોડી વધારે જમીનથી ઊંચી હોવી જોઈએ. (તહતાવી : ૩૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) કબર પર પાણી છાંટવું

**સવાલ (૧૨૨૬) :** કબરને બંધ કર્યા પછી તેની ઉપર પાણી છાંટવાનું કારણ શું છે ? જો પાણી ન નાંખવામાં આવે તો કોઈ વાંધો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાણી છાંટવું મુસ્તહબ છે, મકસદ એ છે કે કબરની માટી ચોટી જાય, તેમજ પાણી રહેમત છે. તેમાં નેક ફાલી છે. અલ્લાહ તઆલા મય્યિત ઉપર રહેમતની વર્ષા કરે છે. (મુસ્નદે ઈમામ શાફઈ : ૧ / ૨૧૫, હદીસ નં. ૫૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) મય્યિતની કબરની લંબાઈ અને પહોળાઈનું કોઈ માપ નક્કી છે ?

**સવાલ (૧૨૨૭) :** મય્યિતની કબરની લંબાઈ અને પહોળાઈ માટે કોઈ માપ નક્કી છે કે નહીં ? જો માપ નક્કી ન હોય, તો મય્યિતને કબરમાં સુવડાવ્યા પછી (દિવાલ થી) લંબાઈમાં ઓછામાં ઓછું કેટલું અંતર રાખવું જોઈએ ? અને પહોળાઈ માં

કેટલું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબરની લંબાઈ અને પહોળાઈની કોઈ હદ નક્કી નથી. મય્યિતની લંબાઈ અને પહોળાઈ પ્રમાણે કબર ખોદવામાં આવે. દરેક વ્યકિતના કદ પ્રમાણે હોવી જોઈએ. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) મય્યિતની લાકડાની પેટીમાં લોખંડની ખીલીઓ લગાવવી

**સવાલ (૧૨૨૮) :** અમારે ત્યાં સેન્ટ ફેનિસ – ફ્રાન્સમાં મય્યિતને એક લાકડાની પેટીમાં દફન કરવામાં આવે છે. પેટીની ચારે બાજુ લાકડાના પાટિયા હોય છે અને વચ્ચે ખાલી હોય છે. મુર્દાને દફન કરવામાં આવે, તો તેનું શરીર જમીનથી અડી જાય છે અને પેટી રાખવાનું કારણ એ છે કે અમારે ત્યાં કબ્રસ્તાનના કેટલાક ભાગોમાં રેતી હોય છે. બીજી વાત એ છે કે પેટી બનાવવા માટે તેમાં ખીલીઓ વપરાય છે. અને મેં સાંભળ્યું છે કે ખીલીઓ અંદર બાજુએ હોય છે, તો તેમાં વાંધો છે. માટે ખીલીઓ વિશે શું મસ્અલો છે ? અને શું વગર ખીલીએ મય્યિત માટે પેટી બનાવી શકાય છે ? આ વિશે માર્ગદર્શન આપશો કે ખીલીઓથી કોઈ ખામી આવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જમીનમાં ભેજ હોય કે પાણી, અથવા આપના લખાણ પ્રમાણે રેતી હોય, અથવા હુકુમત તરફથી કાનૂન પ્રમાણે પેટી દફન કરવું જરૂરી હોય તો જાઈઝ છે કે લાશ જમીન પર મુકીને પેટી ઉપરથી મુકી દે. ફતાવા આલમગીરીમાં લખ્યું છે કે લોખંડની પેટી બનાવવામાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬૬)

બહરુર્રાઈક શર્હે કન્ઝમાં પણ લખ્યું છે કે મય્યિત માટે લોખંડની પેટી મુકવી જાઈઝ છે. (બહરુર્રાઈક : ૨ / ૨૦૯)

બીજી ફિકહની કિતાબોમાં પણ લોખંડ અને લાકડાની પેટી રાખવી જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૧/ ૩૧૮)

અને સ્ત્રીઓ માટે તો કોઈ મજબૂરી વગર પણ પેટી મુકવી બહેતર લખ્યું છે. કારણ કે તેને કારણે કબરમાં ઉતારતી વખતે હાથ નહીં લાગે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૩૫)

મજમઉલ અન્હુર : ૧ / ૧૮૬ પર લખ્યું છે કે જરૂરત વખતે પેટી મુકવી જાઈઝ છે. માટે જો કોઈ લોખંડની ખીલીઓ વાપરે, તો તેમાં કોઈ વાંધો નથી. જો મય્યિતને પેટીમાં મુકીને દફન કરવામાં આવે તો બહેતર એ છે કે તેની આજુબાજુ રેતી, માટી વગેરે નાંખી દેવામાં આવે. (મજમઉલ અન્હુર : ૧ / ૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) મય્યિતને પેટીમાં મુકયા વગર દફન કરવું

**સવાલ (૧૨૨૯) :** મય્યિતને પેટીમાં મુકયા વગર દફન કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.), સહાબા (રદિ.) અને તમામ અવલિયા (રહ.) ને પેટીમાં મુકયા વગર દફન કરવામાં આવ્યા છે. એટલે સુન્નત તરીકો પેટીમાં મુકયા વગર દફન કરવું છે. (અબૂદાવૂદ : ૨ / ૪૫૮, હદીસ નં. ૩૨૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي هريرة ،قال :جاء رجل الى رسول الله صلى الله عليه وسلم، فقال :
يا رسول الله، أرأيت إن جاء رجل أخذ مالى ؟ قال :فلا تعطه مالك، قال :
أرأيت إن قاتلنى ؟ قال : قاتله، قال : أرأيت إن قتلنى ؟ قال : فأنت
شهيد،قال : أرأيت إن قتلته؟ قال : هو فى النار

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે એક વ્યકિતએ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવીને સવાલ કર્યો કે એક વ્યકિત મારો માલ લુટવા માંગે છે હું શું કરું ? તો રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે માલ ન આપવો. તેમણે સવાલ કર્યો કે જો માલ ન આપવાને કારણે તે મારી સાથે લડાઈ – ઝઘડો કરે અને મને જાનથી મારી નાંખવાનો ઈરાદો કરે તો, તો હું શું કરું ? તો રસૂલુલ્લાહ (સલ.) એ જવાબ આપ્યો કે તેનો મુકાબલો કરો. તે વ્યકિતએ સવાલ કર્યો કે જો તે વ્યકિતએ મને કતલ કરી દીધો, તો શું હુકમ છે? રસૂલુલ્લાહ (સલ.) એ જવાબ આપ્યો કે એવી હાલતમાં તમે જન્નતમાં જશો. તેમણે ફરી સવાલ કર્યો કે જો હું તેને કતલ કરી દઉં તો ? રસૂલુલ્લાહ (સલ.) એ જવાબ આપ્યો કે (તે ડાકુ, જાલિમ, લુટારો) જહન્નમમાં જશો.

(મુસ્લિમ : ૧ / ૮૧, હદીસ નં. ૨૨૫ – ૧૪૦)

# શહીદનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# શહીદનું બયાન

## (૧)શું ગાડીઓમાં અકસ્માતમાં મૃત્યુ પામનારા શહીદ છે?

**સવાલ (૧૨૩૦) :** હમણાં મુંબઈમાં હવાઈ જહાઝની દુર્ઘટના બની હતી, તેમાં કેટલાક મુસલમાનો પણ હતા, તો શું એ લોકો શહીદ કહેવાશે ? એવી રીતે બસો અને ગાડીઓના અકસ્માતમાં મૃત્યુ પામનારા પણ શહીદ કહેવાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શહીદોના અલગ અલગ પ્રકાર છે. અલ્લામા સુયુતી (રહ.) એ એવા લોકોની સંખ્યા, જેમણે કયામતના દિવસે શહાદતનો મરતબો મળશે, ત્રીસ બતાવી છે. કેટલાક ઉલમાએ કિરામે તેમની સંખ્યા પચાસ બતાવી છે. તેમાં એક એ પણ છે જે અકસ્માત અથવા દુર્ઘટનામાં મૃત્યુ પામે. તેને શહાદતનો મરતબો પ્રાપ્ત થશે. એટલે જે લોકો ગાડી, બસ અને હવાઈ જહાજમાં અકસ્માતમાં મરણ પામે છે. તેમને પણ શહાદતનો સવાબ મળશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કોમી ફસાદાત–હુલ્લડોમાં મૃત્યુ પામનાર મુસલમાનો શહીદ છે

**સવાલ (૧૨૩૧) :** શું કોઈ ફસાદાત – હુલ્લડોમાં મરણ પામનારા અથવા બંદુકની ગોળીથી પોતાની જાન ગુમાવનારા મુસલમાન "શહીદ" કહેવાશે ? વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે મુસલમાન પોતાની જાન – માલ બચાવવા માટે, મસ્જિદ અને મદ્રસાની હિફાઝત માટે લડે અથવા પોતાના ઘરની લોબી (BALCONI)માં બેઠો હોય અને કોઈ જાલિમ ગોળી મારી દે, તેને કારણે તેનું મૃત્યુ થઈ જાય, તો તે શહીદ છે. કયામતના દિવસે તેને શહીદનો દરજ્જો મળશે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે એક વ્યકિતએ રસૂલુલ્લાહ (સલ.) પાસે આવીને સવાલ કર્યો કે એક વ્યકિત મારો માલ લુટવા માંગે છે હું શું કરું ? તો રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે

માલ ન આપવો. તેમણે સવાલ કર્યો કે જો માલ ન આપવાને કારણે તે મારી સાથે લડાઈ – ઝઘડો કરે અને મને જાનથી મારી નાંખવાનો ઈરાદો કરે તો, તો હું શું કરું ? તો રસૂલુલ્લાહ (સલ.) એ જવાબ આપ્યો કે તેનો મુકાબલો કરો. તે વ્યકિતએ સવાલ કર્યો કે જો તે વ્યકિતએ મને કતલ કરી દીધો, તો શું હુકમ છે ? રસૂલુલ્લાહ (સલ.) એ જવાબ આપ્યો કે એવી હાલતમાં તમે જન્નતમાં જશો. તેમણે ફરી સવાલ કર્યો કે જો હું તેને કતલ કરી દઉં તો ? રસૂલુલ્લાહ (સલ.) એ જવાબ આપ્યો કે (તે ડાકુ, જાલિમ, લુટારો) જહન્નમમાં જશે. (મુસ્લિમ : ૧ / ૮૧, હદીસ નં. ૨૨૫ – ૧૪૦)

ઉપરોકત હદીસથી નીચેની વાતો સાબિત થાય છે.

(૧) કોઈને નાહક માલ ન આપે અને માલની હિફાઝત માટે લડાઈ ઝઘડો કરવો પડે, તો પાછો ન હટે, ભલે તેમાં જાન જવાનો ખતરો હોય. કારણ કે ઈમાનની સાથે જાન, માલ, ઈજ્જત અને આબરૂની હિફાઝત કરવી જરૂરી છે અને તેની ઉપર પણ સવાબ મળશે.

(૨) માલની હિફાઝત કરતા કોઈ મુસલમાન કતલ થઈ જાય તો શહીદ થશે.

(૩) ઈમામ નવવી (રહ.) અને બીજા ઉલમા લખે છે કે શહાદતનો મરતબો આખિરતમાં મળશે. એટલા માટે દુનિયામાં તેની ઉપર શહીદના હુકમો લાગું પડશે નહીં, તેને ગુસલ આપીને કફન પહેરાવવામાં આવે.

ટુંકમાં રમખાણોમાં મૃત્યું પામનારો અથવા કોઈની બંદુકની ગોળીથી નાહક મૃત્યુ પામનારા મુસલમાનને આખિરતમાં ઈન્શાઅલ્લાહ શહાદતનો દરજ્જો મળશે. (નવવી : ૨ / ૧૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن سائب بن يزيد، أن عثمان بن عفان رضى الله عنه، كان يقول هذا شهر زكاتكم، فمن كان عليه دين، فليؤددينه حتى تحصل أموالكم، فتؤدوا منها الزكاة۔ قال محمد :وبهذا نأخذ، من كان عليه دين وله مال فليدفع دينه من ماله، فإن بقى بعد ذلك ماتجب فيه الزكاة ففيه زكاة، وتلك مائتا درهم، أو عشرون مثقالا ذهبا فصاعدا، وإن الذى بقى أقل من ذلك، بعد مايدفع من ماله الدين فليست فيه الزكاة، وهو قول أبي حنيفة رحمه الله۔

**તર્જુમો :** હઝરત સાઈબ બિન યઝીદ, હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.) થી રિવાયત કરે છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે આ તમારા ઝકાતનો મહિનો છે. માટે જે વ્યકિત પર કરજ હોય તે પોતાનું કરજ અદા કરે અહીંયા સુધી કે તમારો માલ પ્રાપ્ત થઈ જાય, તો તેમાંથી ઝકાત અદા કરો. ઈમામ મુહમ્મદ (રહ.) ફરમાવે છે અમારો તેની ઉપર અમલ છે કે જેની ઉપર કરજ હોય અને તેની પાસે બીજો માલ હોય તો તેને પોતાના માલમાંથી કરજ અદા કરી દેવું જોઈએ. માટે જો કરજ અદા કર્યા પછી જો એટલો માલ બાકી રહે કે તેમાં ઝકાત વાજિબ થઈ શકે છે, તો તેમાં ઝકાત વાજિબ થશે અને તે ૨૦૦ દિરહમ અથવા ૨૦ મિષકાલ (૨૦ સોનાના સિક્કા જે અરબમાં પ્રચલિત છે.) અથવા તેનાથી વધારે સોનાનો નિસાબ હોય. જો તેમાંથી કરજ અદા કર્યા પછી તેની પાસે નિસાબ જેટલો માલ રહેતો નથી, તો તેની ઉપર ઝકાત વાજિબ નથી. અને આ હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) નું કથન છે.

(મુઅત્તા ઈમામ માલિક : ૧ / ૧૧૪, હદીસ નં. ૩૨૩)

# ઝકાત વાજિબ હોવાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# ઝકાત વાજિબ હોવાનું બયાન

## (૧) ઝકાત કોની ઉપર ફર્ઝ થાય છે અને કઈ ચીજો પર ફર્ઝ થાય છે ?

**સવાલ (૧૨૩૨) :** ઝકાત કઈ વ્યકિત પર ફર્ઝ થાય છે અને કઈ ચીજો પર ફર્ઝ થાય છે ? જો કોઈ વ્યકિતએ પોતાની અવલાદના ભવિષ્યનો વિચાર કરીને સોનાના ઝેવરો – ઘરેણા તેમના માટે બનાવી લીધા છે, તો એ ઝેવરાત – ઘરેણા પર ઝકાત વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વ્યકિત પાસે પોતાની અસલી હાજતથી વધારે અને કરજથી મુકત, નિસાબ જેટલો માલ હોય તો ઝકાત ફર્ઝ થશે. (હિદાયહ : ૧ / ૧૮૫)

ખાવા – પીવાનો સામાન, પહેરવાના કપડાં, વ્યવસાયના સાધનો, સફર – માટે સવારી અને રહેવા માટેનું ઘર વગેરેનો અસલી હાજતમાં સમાવેશ થાય છે. તેમની ઉપર ઝકાત વાજિબ થશે નહીં. (હિદાયહ : ૧ / ૯૬) તે સિવાય જે વધારાનો માલ હોય અથવા રોકડ હોય, જેની કિમત સાડા સાત તોલા સોનું અથવા સાડા બાવન તોલા ચાંદીની કિમત બરાબર થઈ જાય, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬)

જો કોઈની પાસે ઝેવરાત – ઘરેણા વગેરે એટલા પ્રમાણમાં હોય, તો તેમાં પણ ઝકાત વાજિબ થશે. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૧૫૪–૧૫૮)

અથવા સોનું અને ચાંદી ભેગું કરીને બંનેમાંથી કોઈ એક નિસાબની કિંમતને પહોંચી જાય, તો તેની ઉપર પણ ઝકાત વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) એવી રીતે વેપારનો માલ એટલો હોય, જે નિસાબ સુધી પહોંચી જાય, તો તેમાં પણ ઝકાત વાજિબ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬) શરત એ છે કે તેની ઉપર એટલું કરજ ન હોય કે જે નિસાબથી ઘટી જાય. જો વર્ણન કરેલ માલનો માલિક એટલો કરજદાર હોય કે કરજ આપ્યા પછી તેની પાસે નિસાબ જેટલો માલ રહેતો નથી, તો તેની ઉપર ઝકાત વાજિબ નથી.

(મુઅત્તા ઈમામ મુહમ્મદ : ૧ / ૧૧૪, હદીસ નં. ૩૨૩)

ઝકાત વાજિબ થવા માટે એ પણ શરત છે કે ઝકાતના માલ પર એક વર્ષ પૂર્ણ થવું જરૂરી છે. માટે માલનો માલિક બન્યા પછી જયાં સુધી વર્ષ પૂર્ણ ન થાય, ઝકાત વાજિબ થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩)

સોના – ચાંદીના ઝેવર – ઘરેણા , અસલી જરૂરતમાં દાખલ નથી. માટે એ ઝેવરો – ઘરેણાનો માલિક બન્યા પછી જયારે વર્ષ પૂર્ણ થશે, તો તેમાં પણ ઝકાત વાજિબ થશે. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૨૭૭) ભલે તે ઝેવરો પોતાની અવલાદ માટે જમા કર્યા હોય. અથવા તેમની શાદી કરાવવા માટે જમા કર્યા હોય, અહીંયા સુધી કે તે ઘરેણા જે સ્ત્રીઓ ઘરમાં પહેરે છે, તેમાં પણ ઝકાત વાજિબ થશે. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૨૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જે વ્યકિત પાસે માત્ર છ તોલા સોનું હોય તેની ઉપર ઝકાત ફર્ઝ નથી.

**સવાલ (૧૨૩૩) :** એક વ્યકિત પાસે દસ તોલા સોનું હતું, તેમાંથી બે તોલાની માલિક તેની પત્નીને બનાવી દીધી અને બે તોલાનો પોતાના પુત્રોને માલિક બનાવી દીધા, તો તેની ઉપર ઝકાત ફર્ઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં જો સોના સિવાય કોઈ બીજો માલ અથવા રોકડ રૂપિયા તેની પાસે નથી, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે નહીં. (અબૂદાવૂદ : ૨૨૧, હદીસ નં. ૧૫૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩)જેમાં ગરીબોનો ફાયદો હોય, તે નિસાબનો હિસાબ થશે

**સવાલ (૧૨૩૪) :** એક વ્યકિત પાસે સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનું છે અથવા બંને વસ્તુઓ છે, તો તેની ઝકાત કેવી રીતે આપવામાં આવે ? અને આવતા વર્ષે એ સોના – ચાંદી ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં. જો સાડા બાવન તોલા ચાંદી વેચવામાં આવે તો તેની કિમત ૨૫૦૦ રૂપિયા થાય છે. એવી રીતે સાડા સાત તોલા સોનું ૧૬૦૦ રૂપિયાનું થાય છે, તો તેની ઝકાત કેવી રીતે અદા કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સોનું અથવા ચાંદી જ ઝકાતમાં આપવું વાજિબ નથી. (ફતાવા હિન્દય્યહ : ૧ /

૧૮૧) જે દિવસે વર્ષ પુરુ થઈ ગયું, તે સમયે સોના – ચાંદીની જે કિમત હતી દા.ત. ૧૫૦૦ અથવા ૧૬૦૦ તેનો ચાળીસમો ભાગ ઝકાતમાં આપવામાં આવે. જો સોના – ચાંદી નો ચાળીસમો ભાગ આપવામાં આવે અને તેને કારણે આવતા વર્ષે ચાંદી નિસાબથી ઓછી થઈ જશે તો ચાંદીના જેટલા તોલા હશે તે અને જેટલું સોનું હોય, તેની કિંમત લગાવીને ચાંદીના તોલા બનાવીશું અને બધું નિસાબને પહોંચશે, તો તેની પણ ઝકાત અદા કરવી પડશે. દા.ત. ચાર તોલા ચાંદી અને બે તોલા સોનું હોય અને બે તોલા સોનાની કિંમત ૫૦ તોલા ચાંદી બરાબર હોય તો પણ ઝકાત આપવી પડશે. કારણ કે એવી સુરતમાં તે ૫૪ તોલા ચાંદીનો માલિક છે.

સોના ચાંદી બંનેમાંથી કોઈ નિસાબને ન પહોંચે, તો ગરીબોનો જેમાં ફાયદો હોય, તેનાથી ગણવામાં આવશે. સોનું મોંઘું છે. તેથી સોનાને ચાંદીમાં બદલવામાં આવશે, એટલે સોનાની કિંમત લગાવીને ચાંદીથી બદલીને ઝકાત વાજિબ થાય, તો વાજિબ ઝકાતનો હુકમ લગાવવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) વપરાતી રિક્ષા પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૩૫) :** એક વ્યકિત પોતાની પાસે જમા રકમની ઝકાત આપતો હતો. હવે તે રકમથી તેને રિક્ષા ખરીદી લીધી. સવાલ એ છે કે હવે એ રિક્ષાની ઝકાત આપવી પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો રિક્ષા ભાડા માટે છે, એટલે તેને જાતે ચલાવી રહયો છે અથવા ભાડેથી આપેલી છે, તો તેનું જે ભાડુ જમા થશે. તેની ઉપર શરત પ્રમાણે ઝકાત આપવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) અવલાદને હદિયો કરેલા ઘરેણાં પર ઝકાત

**સવાલ (૧૨૩૬) :** એક ઓરતે પોતાના ઘરેણાં પોતાની અવલાદને હદિયા રૂપે આપી દીધા. એક છોકરો જે પરણિત છે. તે પોતાના હિસ્સામાં આવેલા ઘરેણાની ઝકાત આપે છે, પરંતુ બીજો એક છોકરો અને એક છોકરી જે બાલિગ તો છે, પરંતુ હજુ તેમના લગ્ન થયા નથી. પોતાના હિસ્સાની ઝકાત આપતા નથી. શું તેમના હિસ્સામાં આવેલા ઘરેણા પર ઝકાત વાજિબ થશે કે નહીં ? છોકરાના હિસ્સામાં સવા છ તોલા સોનું અને છોકરીના હિસ્સામાં ચાર તોલા સોનું આવ્યું છે. તો જયારે તે

બંનેના ભાગમાં આવેલા ઘરેણાં નિસાબને પહોંચતા નથી, તો ઝકાત તેમની ઉપર વાજિબ થશે ? અથવા એ બંનેના ઘરેણા ભેગા કરીને કુલ સવા દસ તોલાની ઝકાત તેમની માતા પર વાજિબ થશે ? તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સોનાનો નિસાબ સાડા સાત તોલા સોનું છે. (મુઅત્તા માલિક : ૧ / ૧૧૪, હદીસ નં. ૩૨૩) જો માતાએ પોતાની અવલાદને સોનાની માલિક બનાવીને તેનો કબ્જો પણ આપી દીધો છે, તો માતા પર હવે એ સોનાની ઝકાત વાજિબ થશે નહીં.

(ફતાવા હિન્દિય્યહ : ૪ / ૩૭૭)

હવે જે છોકરાને સવા છ તોલા અને છોકરીને ૪ તોલા સોનું આપ્યું છે, તેમની હાલત જોવામાં આવશે કે તેમની પાસે શરૂ અને અંતે એ સોનાની સાથે (અસલી જરૂરત સિવાય) કંઈક રકમ પણ હોય, તો તેને ચાંદીના નિસાબમાં બદલવામાં આવશે અને તેની કિંમત સાડા બાવન તોલા ચાંદી બરાબર થઈ જાય તો ઝકાત વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૦૩)

અને જો માતાએ અવલાદને હજુ તે સોનાનો કબ્જો આપ્યો નથી, તો જો કે કુલ સોનું ભેગુ કરીને સવા દસ તોલા તેની પાસે થઈ જાય છે અને નિસાબ પુરો થઈ જાય છે એટલે ઝકાત વાજિબ થશે, તેમાં જો કરજ હોય તો તે બાદ કરીને હિસાબ કરવામાં આવશે. (હિદાયહ : ૧ / ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) અવલાદને હદિયો કરેલા ઘરેણાંની ઝકાત કોના ઉપર વાજિબ થશે ?

**સવાલ (૧૨૩૭) :** પિતા પાસે ૨૫ તોલા સોનું હતું, તેમાંથી પોતાના મોટા છોકરાને શાદીમાં નવ તોલા સોનું આપ્યું, પછી બીજા છોકરાને છ તોલા ત્રીજા છોકરાને પાંચ તોલા આપ્યું અને તે બધા તેની ઉપર રાજી છે, મોટો છોકરો અને છોકરી જે વિદેશમાં છે, તેમનો હિસ્સો હજુ પિતા પાસે જ છે. તો એવી હાલતમાં સોનાની ઝકાત પિતા પર વાજિબ થશે ? જો ઝકાત પિતાના ઝિમ્મે છે તો એ પણ યાદ રહે કે તેમની ઉપર દસથી બાર હજારનું કરજ પણ છે. જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદિયો અને બખ્શિશ સહીહ હોવા માટે કબ્જો આપવો જરૂરી છે. અવલાદ

બાલિગ સમજદાર છે, માટે જે છોકરો અને છોકરી વિદેશમાં છે, તેમને અથવા તેમના વકીલને જયાં સુધી માલિકીનો હક આપવામાં નહીં આવે, ત્યાં સુધી હદિયો સહીહ થશે નહીં. અને જયારે હદિયો સહીહ નહીં થાય, તો તે સોનાનો માલિક પિતા જ રહેશે અને એ સોનાની ઝકાત પિતા પર વાજિબ થશે.

માટે વર્ષ પુરુ થવા પર એ સોનાની કિંમત લગાવો અને જે કરજ છે તે બાદ કરો, ત્યાર પછી જો નિસાબ બાકી રહેશે, તો બાકી રકમમાં ચાળીસમો હિસ્સો કાઢવો વાજિબ થશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૬૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) નાબાલિગ અવલાદને ઝેવર – ઘરેણાં હદિયો કરવા પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૩૮) :** એક સ્ત્રીએ હજમાં જતા પહેલા પોતાની પાસેના હાજર ૨૧ તોલા સોનામાંથી પાંચ તોલા રાખી બાકી સોનું એ મકસદથી કે જિંદગીનો કોઈ ભરોસો નથી તેમજ તેની ઝકાત આપવી પડે એટલે પોતાની ત્રણ નાબાલિગ છોકરીઓને હદિયો કરી દીધો અને પોતાના રિશ્તેદારોની સામે તેની વસીય્યત કરી અને તેની ઉપર તેમને ગવાહ બનાવ્યા. સવાલ એ છે કે તે સ્ત્રી પોતાની છોકરીઓને હદિયો કરેલા ઘરેણાં જાતે પહેરી શકે છે કે નહીં ? અથવા છોકરીઓથી ઈજાઝત લેવી જરૂરી છે ? તેમજ આ રીતે નાબાલિગને હદિયો કરી દેવો ઝકાતથી બચવાની યુકિત – પ્લાન નથી ? આ વિશે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જયારે ઘરેણાં છોકરીઓને હદિયો કરી દીધા છે અને તેની ઉપર ગવાહ બનાવ્યા છે, તો આ હદિયો સહીહ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૬૯૦) પછી તેનો આધાર નિય્યત પર છે. જો હદિયાથી છોકરીઓ સાથે હમદર્દીની નિય્યત છે તો તેની ઉપર સવાબ મળશે. (બુખારી : ૧ / ૨, હદીસ નં. ૧) અને જો માત્ર ઝકાતથી બચવાની નિય્યત છે તો કોઈ સવાબ નહીં મળે. (ફતાવા હિન્દિય્યહ : ૬ /૩૯૧)

અને જયારે હદિયો સહીહ છે, તો હવે એ નાબાલિગના ઘરેણાં વાપરવા જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨/૩૦૮) તેઓ ઈજાઝત આપે, તો પણ જાઈઝ નથી, કારણ કે કોઈ પણ એહસાનના મામલામાં નાબાલિગની ઈજાઝત દુરુસ્ત નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૬/૧૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જેની પાસે માત્ર પાંચ તોલા સોનું હોય, તેની ઉપર ઝકાત વાજિબ નથી

**સવાલ (૧૨૩૯) :** એક સ્ત્રી પાસે માત્ર પાંચ તોલા સોનું છે, ચાંદી, રોકડ રકમ અને જમીન વગેરે કંઈ પણ નથી, તો એ સ્ત્રી પર ઝકાત વાજિબ થશે કે નહીં ? બીજી સુરત એ છે કે એ સ્ત્રી જો પોતાના નાબાલિગ છોકરાને સંપૂર્ણ (પાંચ તોલા) સોનું હદિયો કરી દે, તો તે માલદાર કહેવાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સોનું જો સાડા સાત તોલા હશે તો ઝકાત વાજિબ થશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૯૫)

એ સ્ત્રી પાસે પાંચ તોલા સોનું છે, જો રોકડ પાંચ, દસ, પંદર રૂપિયા પણ છે. (જે સામાન્ય રીતે હોય છે જ) તો (એ રોકડ રકમને કારણે) એક તોલા ચાંદીની માલિક બની ગઈ. હવે તેની પાસે સોનું અને ચાંદી બંને ભેગું થયું, ગરીબનો ફાયદો તેમાં છે કે એ પાંચ તોલા સોનાને ચાંદીના નિસાબમાં રૂપાંતર કરે અને જુએ કે જો એ એક તોલા ચાંદી સાથે કુલ સાડા બાવન તોલા ચાંદી થઈ જાય છે, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૦૩) અને જો તેની પાસે માત્ર સોનું જ છે, રોકડ રકમ બિલ્કુલ નથી અથવા રકમ તો હતી, પરંતુ હમણાં તેને પોતાની પાસે રાખી નથી. જે પણ (રકમ) તેની પાસે આવતી હતી, તે તરત જ ખર્ચ કરી નાંખતી હતી. સદકો ખૈરાત કરી દેતી હતી, તો તેની ઉપર ઝકાત ફર્ઝ થશે નહીં.

નાનો છોકરો કે મોટો, માત્ર પાંચ તોલા સોનું હોવાને કારણે તેની ઉપર ઝકાત વાજિબ થતી નથી. કારણ કે ઝકાત વાજિબ થવા માટે તેની પાસે નિસાબ નથી. (અબૂદાવુદ : ૧/ ૨૨૧, હદીસ નં. ૧૫૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

અલબત્ત જેની પાસે ચાર – પાંચ તોલા હશે, તેને સવાલ કરવો જાઈઝ નથી. એ રીતે (જાણવા છતાં) એ વ્યકિતને ઝકાત આપવી જાઈઝ નહીં થાય. (મુસ્લિમ : ૧ / ૩૩૪, હદીસ નં.૧૦૯–૧૦૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) શાદીમાં વહુને આપવામાં આવેલા ઘરેણાં, જે વર્ષો સુધી સાસુના કબજામાં હતા, તેની ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૪૦) :** શાદીના મોકા પર જે મને ઘરેણાં આપવામાં આવ્યા હતા. તે

આજ સુધી મારા સાસુના કબજામાં હતા. હમણાં તેમની તબીયત ખરાબ છે. તેને કારણે બકરી ઈદ પછી તેમણે તે ઘરેણાં મને સોંપ્યા છે. સવાલ એ છે કે એ ઘરેણાંની અગાઉના વર્ષોની ઝકાત મારા જિમ્મે આવશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપણે ત્યાં સાસરીયા પક્ષ તરફથી ઘરેણાં માત્ર વાપરવા માટે આપવાનો રિવાજ છે, તેમાં વહુને માલિક બનાવવામાં આવતી નથી, માટે પાછલા વર્ષોની ઝકાત તમારા જિમ્મે નથી.

અલબત્ત શાદી વખતે જો એ વાતની ચોખવટ કરવામાં આવી હોય કે એ તમને હદિયા રૂપે આપવામાં આવ્યા છે અને તે નિસાબ જેટલા છે, તો તેની ઝકાત આપના ઝિમ્મે છે, જયારે કે તમને કબજો આપવમાં આવ્યો હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) શાદીના પ્રસંગે છોકરીને આપવામાં આવતા સોનાનો હુકમ

**સવાલ (૧૨૪૧) :** શાદીના પ્રસંગે છોકરા તરફથી છોકરીને સાત તોલા સોનું આપવામાં આવે છે અને છોકરી પોતાના માતા – પિતાના ઘરેથી પાંચ તોલા સોનું લઈને આવે છે, કુલ બાર તોલા સોનું છે. હવે સવાલ એ છે કે આ સમગ્ર સોનાનો માલિક કોણ કહેવાશે ? અને આ બધા સોનાની ઝકાત વિશે શું હુકમ છે ? જો સાસરીયા પક્ષ તરફથી આપવામાં આવેલ સાત તોલા સોનાનો માલિક પતિ છે, તો પછી બંનેમાંથી દરેક પાસે સાડા સાત તોલા સોના કરતા ઓછું રહેશે. તો આ સ્થિતિમાં શું ઝકાત ફર્ઝ થશે ?

સામાન્ય રીતે એ જ રિવાજ છે કે શાદી પ્રસંગે છોકરીને જે સોનું આપવામાં આવે છે તે માત્ર પહેરવા માટે હોય છે. એટલે જો પતિ ઈચ્છે તો તે વેચી પણ શકે છે અને જો ખુદા ન કરે ઓરતને તલાક થઈ ગઈ તો દહેજમાં આપવામાં આવેલી બધી વસ્તુઓ પતિને પરત આપવી પડે છે. માટે આ સુરતમાં ઝકાતનો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ તરફથી ઘરેણાં – સોનું માત્ર પહેરવા માટે જ આપવામાં આવે છે. સ્ત્રીને માલિક બનાવવામાં આવતી નથી. માટે માલિક પોતે પતિ અથવા તેના પિતા, જે સ્ત્રીના સસરા કહેવાય છે. આ સ્થિતિમાં જે પણ માલિક હોય, જો તે ઘરેણાં

સહિત નિસાબનો માલિક હોય, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે.

(હિદાયહ : ૧ / ૧૮૫)

છોકરીના પિતાએ છોકરીને જે ઘરેણાં આપ્યા છે, તેનો હુકમ પિતાની નિય્યત પર છે. જો પિતાએ માત્ર પહેરવા માટે આપ્યા છે, તો ઝકાત પિતા પર વાજિબ થશે અને જો માલિક બનાવી દીધી છે, તો તે છોકરી પર વાજિબ થશે અને જો પિતા સિવાય કોઈ બીજાએ છોકરીને બખ્શિશ કરી છે, તો તેની માલિક છોકરી રહેશે.

ટુંકમાં ઝકાતનો હુકમ આપનાર અને લેનાર બંનેની નિય્યત પર આધાર રાખે છે. અલબત્ત નિય્યત વગર આપણે ત્યાં જે લેવડ –દેવડનો રિવાજ છે, તેની માલિક સ્ત્રી નહીં થાય, કારણ કે તે માત્ર વાપરવા માટે જ આપવામાં આવે છે. (કવાઈદુલ ફિકહ : ૭૧, નિયમ નં. ૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) બક્ષિશ કરનારે કબ્જો ન આપ્યો, તો તેની ઉપર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૪૨) :** થોડી રકમ મારી પાસે જમા છે, તે મેં મારા છોકરાને હદિયો કરી દીધી છે. તેનાથી છોકરાનું કરજ અદા કરવાનું છે. પરંતુ હુકૂમતના કાયદા પ્રમાણે રકમ મારી પાસે છે. છોકરાને હમણાં હું આપી શકતો નથી, તે રકમ પર વર્ષ પસાર થઈ ગયું છે. તો તેની ઝકાત મને આપવી પડશે કે નહીં ? છોકરાનું જે કરજ છે તે હમણાં ભરી શકાતુ નથી. કારણ કે એ રકમ હમણાં કાનૂનની દ્રષ્ટિએ મારી પાસે હિસાબમાં રહેવી જરૂરી છે. જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદિયો સહીહ થવા માટે તેની ઉપર (જેને હદિયો આપવામાં આવે છે, તેનો) કબજો જરૂરી છે. જયાં સુધી આપ કબજો આપશો નહીં, તે રકમ તમારી જ ગણવામાં આવશે. તેની ઉપર વર્ષ પુરુ થતા તેની ઝકાત તમારી ઉપર વાજિબ થશે. જો તે રકમ પર વર્ષ પુરુ થતા પહેલા છોકરાનું કરજ અદા કરી દો, તો ઝકાત વાજિબ થશે નહીં, જો વર્ષ પુરુ થયાં પછી આપ કરજ અદા કરશો, તો તેની ઝકાત આપની ઉપર વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૪ / ૩૭૭)

છોકરાનું કરજ આપ જો તે રકમથી અદા કરી શકતા નથી, તો આપ એવું કરી શકો છો કે કોઈની પાસેથી કરજ લઈને છોકરાનું કરજ અદા કરી દો, પછી બાદમાં

તમારું કરજ અદા કરી દો. જયારે આપની ઉપર કરજ હશે, તો તમારી ઉપર ઝકાત વાજિબ થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮, હિદાયહ : ૧ / ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) અડધો તોલો સોનું અને પાંચસો રૂપિયા હોય, તો ઝકાત વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૨૪૩) :** એક વ્યકિત પાસે અડધો તોલો સોનું છે અને રોકડા પાંચસો રૂપિયા છે અને કોઈ પણ પ્રકારનું કરજ નથી, તેની ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હમણાં અડધા તોલા સોનાની ચાંદી પચાસ તોલા આવે છે અને પાંચસો રૂપિયાની ચાંદી ત્રીસ તોલા આવે છે, તો કુલ એંસી તોલા ચાંદી થઈ ગઈ. (જે ચાંદીના નિસાબથી પણ વધારે થઈ ગઈ.) માટે ઝકાત ફર્ઝ થઈ જશે. ઝકાત ફર્ઝ થવા માટે નિસાબ સાડા સાત તોલા સોનું અથવા સાડા બાવન તોલા ચાંદી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૮, ૧૭૯)

જો સોનું અને ચાંદી બંને હોય તો કિંમત લગાવીને કોઈ એકનો નિસાબ પુરો થઈ જાય, તો ઝકાત ફર્ઝ થઈ જાય છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) અડધો તોલો સોનું અને થોડી ચાંદી હોય, તો ઝકાત વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૨૪૪) :** એક વ્યકિતની પાસે અડધો તોલો સોનું છે અને પાંચ છ આના ચાંદી છે. તો તેની ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અડધો તોલો સોનાની કિંમત આજના હિસાબથી સાતસો રૂપિયા થાય છે, સાત સો રૂપિયાની ચાંદી (૧૬ રૂપિયા તોલાના હિસાબથી) ૪૩ અથવા ૪૪ તોલા થશે. ત્યાર પછી પાંચ – છ આના ચાંદી મેળવવામાં આવે, તો પણ નિસાબ પુરો થશે નહીં. માટે સવાલની સુરતમાં જો તે સિવાય અસલી હાજતથી વધારે કોઈ વસ્તુ ન હોય, તો ઝકાત વાજિબ થશે નહીં. (હિદાયહ : ૧ / ૧૮૫) હા, જો સાડા બાવન

તોલા ચાંદી જેટલો માલ (જરૂરતથી વધારે) થઈ જાય, તો વર્ષ પુરુ થતા ઝકાત ફર્ઝ થશે. (ફતાવા તાતારખાનિયહ : ૨ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) વ્યાજ અથવા ઝકાતની રકમને બીજી રકમ સાથે ભેગી કરી દેવી

**સવાલ (૧૨૪૫) :**

(૧) બેંકમાં મુકેલી રકમનું વ્યાજ, જો હલાલ રકમ સાથે ભેગું થઈ જાય તો કોઈ વાંધો છે કે નહીં ?

(૨) એવી રીતે ઝકાત અને કુરબાનીની રકમ બીજી રકમ સાથે ભેગી થઈ જાય, તો શરઈ દ્રષ્ટિએ તેમાં કોઈ વાંધો છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૩૬૪)

અલબત્ત જયારે ગરીબોને આપે, તો ઝકાતની નિય્યત કરવી જરૂરી છે. ભેગી રકમ ઝકાતની નિય્યત વગર આપવાથી ઝકાત અદા થશે નહીં. (મરાકિયુલ ફલાહ : ૭૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ઝકાતમાં કરજને બાદ કરવામાં આવે

**સવાલ (૧૨૪૬) :** ઝકાત જે ફર્ઝ છે, તેમાં કરજને બાદ કરવામાં આવશે કે નહીં ? દા.ત. પાંચ હજાર રૂપિયા છે અને ત્રણ હજારનું કરજ હોય, તો પાંચ હજારની ઝકાત કાઢવી પડશે કે કરજ બાદ કરીને માત્ર બે હજારની ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત વાજિબ થવા માટે એ પણ શરત છે કે માલ કરજ મુકત હોય. માટે સવાલની સુરતમાં પાંચ હજાર રૂપિયામાંથી ત્રણ હજાર રૂપિયા બાદ કરીને બાકી રકમ (એટલે બે હજાર) જો સાડા બાવન તોલા ચાંદીની કિંમતને પહોંચી જાય છે, તો માત્ર તેમાં ઝકાત વાજિબ થશે. પુરી રકમ પાંચ હજાર પર ઝકાત વાજિબ થશે નહીં. (હિદાયહ : ૧ / ૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ભાડે આપેલા મકાન અને નવા બાંધકામ થઈ રહેલા મકાનની ઝકાત

**સવાલ (૧૨૪૭) :** અમારુ એક જુનું મકાન છે. તે ભાડે આપેલું છે. તેના ભાડાની

રકમ કેટલીક જમા છે. તો તેની ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં ? એવી રીતે એક નવા મકાનનું બાંધકામ થઈ રહયું છે, જે પૂર્ણ થવાની તૈયારીમાં છે. તેમાં એક દુકાન પણ બનાવવામાં આવી છે, તો તે મકાન પર ઝકાત લાગશે કે નહીં ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત સોનું, ચાંદી, કરન્સી, વેપારનો માલ અને ગૌચરમાં ચરનારા પશુઓ પર વાજિબ થાય છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬)

સોનામાં સાડા સાત તોલા સોનું અને ચાંદીમાં સાડા બાવન તોલા ચાંદી ઝકાતનો નિસાબ છે. જો કોઈની પાસે દોઢ તોલો સોનું હોય અને બે તોલા ચાંદી હોય, પરંતુ બંનેની કિંમત સાડા બાવન તોલા ચાંદીની કિંમતને પહોંચી જાય, તો એ સુરતમાં પણ ઝકાત વાજિબ થશે. (ફતાવા તાતારખાનિયહ : ૩ /૧૫૪–૧૫૮)

જે મકાન અથવા જમીન વેપાર માટે હોય, તેની કિંમત સોના અથવા ચાંદી જેટલી થઈ જાય, તો તેમાં ઝકાત વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯)

અલબત્ત પોતાનું રહેવાનું મકાન હોય અથવા ભાડેથી આપ્યું હોય, તેમાં ઝકાત વાજિબ થશે નહીં, ભલે મકાન નવું હોય કે જુનું. (બહરુર્રાઈક : ૨ / ૨૨૨) જે લોકો મકાન અથવા બંગલાઓનું બાંધકામ વેપારની નિય્યતથી કરે છે તેમાં વેપારની નિય્યત હોય છે, એટલે ઝકાત ફર્ઝ થશે.

ભાડે આપેલા મકાનનું ભાડુ જમા હોય (જેમકે સવાલમાં લખ્યું છે) અને તે જમા રકમ અને વેપાર વગેરેનો માલ મેળવીને નિસાબ થઈ જાય, તો તેની ઉપર ઝકાત ફર્ઝ થશે. (હિદાયહ : ૧ / ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) વેપારની નિય્યતથી ખરીદેલી જમીન પર ઝકાત

**સવાલ (૧૨૪૮) :** બકરે એક જમીન ૨૦ હજાર રૂપિયામાં એ નિય્યતે ખરીદી કે ત્રણ અથવા ચાર વર્ષ પછી જયારે પણ તેની કિંમત વધશે, નફા સાથે વેચી નાંખીશ. તો આ જમીન વેચાય ત્યાં સુધીના બધા વર્ષોની ઝકાત તેની ઉપર વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક તે વસ્તુ જે વેપારની નિય્યત – હેતુથી ખરીદવામાં આવી હોય, તેની ઉપર ઝકાત વાજિબ થશે. માટે જમીન, મકાન, ગાડી જેવી વસ્તુઓ જો વેપારની

નિય્યતથી ખરીદવામાં આવે, તો તેમાં દર વર્ષે ઝકાત વાજિબ થશે. એટલે સવાલની સુરતમાં બકર માટે જરૂરી છે કે તે અગાઉના વર્ષોની પણ ઝકાત અદા કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) સોના સાથે કંઈક રકમ હોય, તો ચાંદીનો નિસાબ કેમ ગણવામાં આવે છે ?

## (૧૯) ત્રણ – ચાર તોલા સોના સાથે ઘરમાં જરૂરી ખર્ચની રકમ હોય, તો ઝકાત વાજિબ થશે ?

**સવાલ (૧૨૪૯–૧૨૫૦)** : સલામ મસ્નૂન બાદ અરજ કે નીચેના સવાલોના જવાબો આપી મહેરબાની કરશો.

(૧) એક વ્યકિતની પાસે નિસાબથી ઓછું, માત્ર ચાર – પાંચ તોલા સોનું છે અને સાથે ૧૦૦ – ૨૦૦ રૂપિયા જમા છે, તો શું આ વ્યકિત નિસાબનો માલિક ગણાશે ? અને તેની ઉપર ઝકાત વાજિબ થશે ? યાદ રહે કે સોનાની કિંમત વધારે હોવાથી ચાંદીનો નિસાબ પુરો થઈ જાય છે. પરંતુ વાજિબ થવાની સુરતમાં સવાલ થાય છે કે નોટની ગણતરી ચાંદીમાં કેમ કરવામાં આવે છે, સોનામાં થવી જોઈએ. એટલા માટે કે નોટ સોનાનો હિસ્સો છે. ત્યારે તો સોનાનો નિસાબ પુરો નહીં થાય અને ઝકાત વાજિબ થશે નહીં.

નોટની હાલમાં શરઈ હેસિયત શું છે ? તે સ્પષ્ટ કરશો.

(૨) એવી રીતે એક નોકરી કરનાર વ્યકિત નિસાબથી ઓછું ત્રણ – ચાર તોલા સોનાનો પહેલી મુહર્રમે માલિક બન્યો અને તે જ દિવસે પાંચસો રૂપિયા પગારના આવ્યા. જે ઘર વપરાશ માટે છે અને મહિનામાં ખતમ થઈ જશે અને સોનું તેની પાસે જમા રહેશે અને પગાર દર મહિને મળતો રહેશે અને વપરાતો રહેશે અને આવતા વર્ષે પહેલી મુહર્રમે જયારે પગાર મળશે અને વર્ષ ખતમ થશે. તે વખતે બંનેનો નિસાબ પૂર્ણ થશે. સવાલ એ છે કે એ સુરતમાં તેની ઉપર ઝકાત વાજિબ થશે? અને જે રૂપિયા ઘર વપરાશ માટે છે, તેનો સમાવેશ પણ નિસાબમાં કરવામાં આવશે અથવા અસલી જરૂરીયાતમાં ગણાશે ? તહતાવી અલા મરાકિયુલ ફલાહ અને શામીની ઈબારતો અલગ અલગ માલૂમ પડે છે.

બંને કિતાબોની ઈબારતો નીચે પ્રમાણે છે.

(قوله وفسره ابن ملك) أی فسر المشغول بالحاجة الاصلية--- فإذا كان معه دراهم أمسكها بنية صرفها الی حاجته الاصلية لاتجب الزكاة فيها اذا حال الحول ، وهی عنده لكن اعترضه فی البحر بقوله ويخالفه فی المعراج فی فصل زكاة العروض أن الزكاة تجب فی النقد كيفما أمسكه للنمائ او للنفقة، وكذا فی البدائع فی بحث النماء التقديری---اه

(દુર્રુલ મુખ્તાર : ૨ / ૭)

وقوله وكالنفقة لازكاة فيها ولوحال عليها الحول قال فيه وهو مخالف لما فی المعراج والبدائع أن الزكاة تجب فی النقد كيف أمسكه للنفقة أو للنمائ---اه

(તહતાવી અલા મારાકિઉલ ફલાહ : ૩૯૯)

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

નોટ એક આધાર છે, ગ્રાહકોને વચન આપવામાં આવે છે કે તેની ઉપર જે રકમ લખેલી છે. તેનો બદલો તમને પ્રાપ્ત થશે. તે નોટથી સોનું અને ચાંદી બંને ખરીદી શકાય છે. માટે રૂપિયા સો – બસો જે પણ હોય, તેનાથી ચાંદીનો હિસાબ લગાવવામાં આવશે અને ફુકહાએ લખ્યું છે કે સોના – ચાંદીનો નિસાબ પૂર્ણ ન થાય તો "ગરીબોના નફા" ને ધ્યાનમાં રાખીને, જે નિસાબને પહોંચી જાય, ઝકાત વાજિબ થશે. માટે સવાલની સુરતમાં (પાંચ તોલા સોનું અને સો – બસો રૂપિયા) માં ચાંદીનો નિસાબ થઈ જાય છે. એટલે ઝકાત ફર્ઝ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯)

(૨) આ મસ્અલામાં જોવા મળતી શંકાને દૂર કરવા અલ્લામા શામી (રહ.) એ પોતાની ઈબારત "فالألی التوفيق بحمل ما فی البدائع وغيرها، علی--- الخ" જે સરખાવી છે, તે અમલપાત્ર હોવી જોઈએ. તેનો ખુલાસો એ છે કે દા.ત. પહેલી મુહર્રમે દસ હજાર રૂપિયા ખેડૂતે એવું સમજીને મુકયા છે કે તેમાંથી જરૂરત પ્રમાણે ખર્ચ કરશે . હવે વર્ષ પુરુ થતા તેની પાસે નિસાબની રકમ બાકી રહી. તો જેટલી રકમ બાકી છે તેની ઉપર ઝકાત ફર્ઝ થશે. અને જો પગારદાર પહેલી મુહર્રમે ત્રણ તોલા સોનું અને પાંચસો રૂપિયાનો માલિક છે, પરંતુ વર્ષની વચ્ચે કરજદાર બની ગયો (અને તેની પાસે જાહેરમાં નિસાબ જેટલી રકમ છે. કારણ કે પગાર વર્ષના છેલ્લા દિવસે મળ્યો છે.) તો વર્ષ પૂર્ણ થયું નથી. દા.ત. વર્ષ પુરુ થતાં હિ.સ. ૧૪૦૫

મુહર્રમમાં પગાર મળ્યો. પરંતુ દુધનું કરજ અને બીજું કરજ તેની ઉપર બાકી છે, તો ઝકાત ફર્ઝ થશે નહીં અને જો કરજની અદાયગી પછી પણ બાકી રહે તો વર્ષ પુરૂ થતા અસલી જરૂરિયાતથી વધારે હોવાને કારણે ઝકાત ફર્ઝ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ત્રીસ વર્ષથી બેંકમાં થોડી થોડી રકમ જમા કરવા પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૫૧)** : મારો એક ભાઈ છે, તે નોકરી કરે છે તે દર વર્ષે ૨૦ રૂપિયા બચાવીને બેંકમાં જમા કરાવે છે. આજે ત્રીસ વર્ષ થઈ ગયા અને ૭૨૦૦ રૂપિયા તેના બેંકમાં જમા થયા છે. હમણાં સુધી તેને તે રૂપિયાની ઝકાત આપી નથી. તો તેના માટે ઝકાતનો શું હુકમ છે ? તેને એક વર્ષની ઝકાત આપવી પડશે અથવા ત્રીસ વર્ષની, જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નિસાબ જેટલો માલ ૩૦ વર્ષ પહેલા હતો. તો ત્રીસ વર્ષની ઝકાત કાઢવી પઢશે જો નિસાબ તે વખતે ન હતો, તો જયારથી તે નિસાબનો માલિક બન્યો છે, ત્યારથી આજ સુધીના બધા વર્ષોની ઝકાત આપવી પડશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૦૫)

ઝકાત અદા કરવાનો તરીકો એ રહેશે કે જે વર્ષે તે નિસાબનો માલિક બન્યો તે વખતે તેની પાસે જેટલી રકમ છે તેનો ચાળીસમો ભાગ (અઢી ટકા) ગણે. આવતા વર્ષે તેમાં એક વર્ષનો પગાર જોડી લે અને પાછલા વર્ષે ઝકાત પેટે જે રકમ અદા કરી તે બાદ કરી નાંખે, એવી રીતે ત્રીજા વર્ષે અને ત્યાર પછીના વર્ષોનો હિસાબ કરી લે.

દા.ત. નવ વર્ષની મુદ્દતમાં નિસાબ પ્રમાણે ૨૦૦૦ રૂપિયા જમા થયા, તો તેમાંથી અઢી ટકા (૫૦ રૂપિયા) ગણે, દસમાં વર્ષે તેની પાસે ઝકાતની રકમ અદા કર્યા પછી ૧૯૫૦ વધશે અને પગારના ૨૪૦ રૂપિયા જમા થશે. કુલ ૨૧૯૦ થી ઝકાતનો હિસાબ લગાવો. જે ૫૪ રૂપિયા અને ૭૫ પૈસા થાય છે. અગિયારમાં વર્ષે તેની પાસે પાછલા વર્ષોની (ઝકાતની રકમ બાદ કરતા) જમા રકમ અને પગાર કુલ મેળવીને ૨૩૭૫.૨૫ થાય છે. તેનો હિસાબ લગાવો અને એવી રીતે બાકીના વર્ષોનો હિસાબ લગાવી લો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) રોકડ રકમ અને નિસાબથી વધારે સોના પર ઝકાત

**સવાલ (૧૨૫૨) :** અમારી પાસે નીચે પ્રમાણે રકમ છે.

૨૮૭૫ રૂપિયા રોકડા છે.

૬૩૦ રૂપિયાના ભાવનું ૧૮૯૦૦ રૂપિયાનું ત્રીસ તોલા સોનું છે. તો આ માલ પર કેટલી ઝકાત વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રોકડ રકમ અને સોના પર જયારે વર્ષ પુરુ થઈ જાય, તો તેનો ચાળીસમો ભાગ ઝકાતમાં આપવો ફર્ઝ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ગેર હાજર છુટી છવાઈ રકમ પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૫૩) :** (૧) એક ખેતરના માલિક પાસેથી અમે જમીન ભાડેથી ૩૨૪૦૦ રૂપિયામાં લીધી છે.

(૨) જમીનના માલિક પાસેથી અમને ૧૨૨૧ રૂપિયા લેવાના બાકી છે.

(૩) અમે એક મકાન વેચ્યું છે. તેના ૧૪૦૦૦ રૂપિયા લેવાના બાકી છે.

(૪) કુલ્ફીનું એક કારખાનું અમે વેચ્યું છે. તેના ૧૦૦૦ રૂપિયા લેવાના બાકી છે.

(૫) દુકાનોનો માલ અમે વેચ્યો છે, તેના ૬૦૬ રૂપિયા લેવાના બાકી છે.

(૬) અમે એક વ્યકિતને ૫૫૦ રૂપિયા કરજ પેટે આપ્યા છે.

(૭) હજ પઢવા માટે અમે હજનું ફોર્મ પણ ભરેલું છે, તેની ટિકિટ પેટે ૨૦૦૦ રૂપિયા અદા કર્યા છે.

(૮) વિમા કંપનીમાં ૨૪૮૪ રૂપિયા ભરપાઈ કર્યા છે.

આ રકમ અમારી પાસે હાજર – હાથ પર નથી, તો શું એ રકમની ઝકાત અમારી ઉપર વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે રકમ તમે જમીનના ભાડા પેટે આપી છે, તેમાં આપ શું કરો છો, તે તમે લખ્યું નથી. હવે પછી તેની તફસીલ લખશો.

નંબર ૨, ૩, ૪, ૫, ૬ અને ૮ માં લખેલી રકમ પર ઝકાત વાજિબ થશે. ચાળીસમો ભાગ આપવો પડશે. જેમ જેમ આપની પાસે રકમ આવે, તેની (પહેલાના વર્ષોની સાથે) ઝકાત આપતા રહો. (દૂર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ /

૩૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) બિન વપરાશી વાસણો અને પંદર તોલા ઘરેણાં પર ઝકાત

**સવાલ (૧૨૫૪) :** એક વ્યકિત પાસે પંદર તોલા ઘરેણાં છે. તો તેની ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં ? આ ઘરેણાં વર્ષમાં એક – બે વખતે વાપરવામાં આવે છે.

તેમજ તેમની પાસે પિત્તળના બિલ્કુલ નવા વાસણો છે. તે માત્ર શો માટે રાખવામાં આવ્યા છે. તેને વર્ષભરમાં એક પણ વખતે વાપરવામાં આવતા નથી. અંદાજે ત્રણ હજારના હશે, તો તેની ઝકાત આપવી પડશે કે નહીં ?

તેની પાસે દુકાનમાં દસ હજાર રૂપિયાનો સામાન પણ છે. અને આઠ હજારનો તે કરજદાર પણ છે, હવે કરજના આઠ હજાર બાદ કર્યા પછી તેની પાસે બે હજાર વધે છે. તો શું તેની ઉપર ઝકાત વાજિબ થશે ?

જો કોઈ પુરુષ અથવા સ્ત્રીએ ભૂલથી એવું સમજી લીધું કે ઘરેણાં તો વપરાશી વસ્તુઓમાંથી છે, માટે તેની ઉપર ઝકાત વાજિબ થશે નહીં, એટલે તેને ઝકાત આપી નહીં, હવે માલૂમ થયું કે તેની ઉપર પણ ઝકાત છે, તો શું તેને પહેલાના વર્ષોની ઝકાત આપવી પડશે ? જો અદા ન કરે તો ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સોના – ચાંદીના ઘરેણાં હોય કે બિસ્કિટ – કાચું સોનું, વપરાતું હોય કે ન વપરાતું હોય, દરેક હાલતમાં તેની ઉપર ઝકાત ફર્ઝ છે. (તબ્યીનુલ હકાઈક :૨૭૭)

બજારની કિંમત પ્રમાણે પંદર તોલા સોનાના ઘરેણાની કિંમત આઠ હજાર રૂપિયા અને દુકાનનો સામાન દસ હજાર રૂપિયાનો છે, એટલે તેની પાસે અઢાર હજાર રૂપિયા થયા. કરજની રકમ આઠ હજાર બાદ કરતા, દસ હજાર તેની પાસે રહી ગયા ( જો રૂપિયામાં ઝકાત આપવા માંગતો હોય તો) દસ હજાર રૂપિયાની ઝકાત આપવી પડશે. (અલ હિદાયા ફી શર્હે બિદાયા : ૧ / ૯૫)

પહેલાના વર્ષોની પણ ઝકાત આપવી જરૂરી છે. (તુહફતુલ ફુકહા : ૧ / ૨૯૬)

ઘરેલું વાસણો અને ફર્નીચર પર કોઈ ઝકાત ફર્ઝ નથી. (અલ્ હિદાયા ફી શર્હે બિદાયા : ૧ / ૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) સોનામાં ઝકાતનો નિસાબ અને બે ત્રણ તોલા સોના પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૫૫) :** જો કોઈની પાસે સાડા સાત તોલા સોનું હોય તો જ ઝકાત વાજિબ થશે અથવા બે – ત્રણ તોલા પર પણ ઝકાત વાજિબ થઈ જશે ? અમારે ત્યાં આ મસ્અલો દરેકના મોઢા પર છે કે આજકાલ તો સોનાનો ભાવ ખૂબ જ વધી ગયો છે, એટલે બે–ત્રણ તોલા પર પણ ઝકાત ફર્ઝ થઈ જશે, તો શું બે ત્રણ તોલા સોના પર ઝકાત ફર્ઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈની પાસે માત્ર સોનું હોય, તો સાડા સાત તોલા સોના પર નિસાબ લાગશે, અને જો માત્ર ચાંદી હોય, તો સાડા બાવન તોલા પર નિસાબ ગણાશે અને વર્ષ પુરૂં થયા પછી ઝકાત ફર્ઝ થશે. (અબૂદાવૂદ : ૨૨૧, હદીસ નં.૧૫૭૩) હાં, કોઈની પાસે બે તોલા ચાંદી અને એક તોલા સોનું હોય, તે બંનેની કિંમત સાડા બાવન તોલા ચાંદી બરાબર થઈ જાય, તો તેની ઉપર ઝકાત ફર્ઝ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) નફાના માલને અસલ માલમાં મેળવીને ઝકાત આપવી

**સવાલ (૧૨૫૬) :** એક વ્યકિત નિસાબનો માલિક છે. તેની પાસે સોનું, ચાંદી અને રોકડ રકમ વગેરે છે. તેની દર વર્ષે ઝકાત આપે છે. હવે આવી વ્યકિત પાસે (જેની ઝકાત આપવાનો વખત રમઝાન છે, એટલે રમઝાનમાં વર્ષ પુરૂં થાય છે.) રમઝાનથી બે મહિના પહેલા એક જાયદાદ વેચવાને કારણે લગભગ ૨૫ હજાર રૂપિયા આવ્યા, તો એ રકમ પર એક વર્ષ પુરુ થયા પછી ઝકાત આપવી પડશે, અથવા બીજા માલની જેમ જયારે કે તેની ઉપર માત્ર બે મહિના પુરા થાય છે. ઝકાત આપવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો પહેલાથી ઝકાત વાજિબ છે અને નિસાબનો માલિક છે, તો વર્ષ દરમિયાન, માલમાં જે કંઈ વધારો થાય, તેને વર્ષના અંતિમ દિવસે ઝકાતમાં ગણવો જરૂરી છે, ભલે બે મહિના પહેલા જ વધારો કેમ ન થયો હોય.

માટે સવાલની સુરતમાં જે રકમ પ્રાપ્ત થઈ છે. તેની ઉપર અલગથી વર્ષ પુરુ થવાની રાહ જોવામાં નહીં આવે અને ચાલું વર્ષના ઝકાતના માલમાં તેનો સમાવેશ કરવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૫)

હાં, જે વ્યકિત પહેલી વખતે નિસાબનો માલિક બન્યો છે, તેની રકમ પર વર્ષ પુરુ થવું શરત છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) નિસાબ પર વર્ષ પૂરું થયા પછી ઝકાત વાજિબ થશે

**સવાલ (૧૨૫૭) :** હું કુવેતમાં રહું છું, બે વર્ષ થયા કુવેતથી અહીંયા આવી ગયો છું, મારી સરકારી નોકરી છે. તેને કારણે ત્યાંના કાનૂન પ્રમાણે બે વર્ષની નોકરીની રકમ કુવેતમાં મારા ખાતામાં જમા થઈ ગઈ છે. તે રકમ તા. ૨૩ / ૧ / ૧૯૯૩ ના રોજ જમા થઈ છે. રકમ હજુ કુવેતમાં જ છે. સવાલ એ છે કે એ રકમની ઝકાત હમણાં આપવી પડશે કે એક વર્ષ પછી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આપ પહેલાથી નિસાબના માલિક ન હોય અને તા. ૨૩ / ૧ / ૧૯૯૩ ના રોજ તમારા ખાતામાં જમા થયેલી રકમ નિસાબ બરાબર છે. તો એક વર્ષ ખતમ થવા પર ઝકાત અદા કરવી વાજિબ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩)

પરંતુ જો આપ પહેલાથી જ નિસાબના માલિક છો અને નિસાબ જેટલો આપની પાસે માલ છે અને આપ તા. ૨૩ / ૧ / ૧૯૯૩ પછી ઝકાત આપી રહયા છો. તો ૨૩ / ૧ / ૧૯૯૩ એ જે રકમ તમારા ખાતામાં જમા થઈ છે, તે બીજા ઝકાતના માલ સાથે ભેગી કરવામાં આવશે અને કુલ માલની ઝકાત આપવી પડશે. તેની ઉપર નવું વર્ષ પુરૂ થવું જરૂરી નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) વેપારમાં પ્રાપ્ત થનાર નફાની રકમ પર વર્ષ પૂરું થવું જરૂરી નથી

**સવાલ (૧૨૫૮) :** વેપારમાં રોકડ રકમ વધુ મુદ્દત સુધી એક જગ્યાએ જમા રહેતી નથી, બલકે ફરતી રહે છે અને તેને નફો અવાર નવાર મળતો રહે છે, હવે નફા પર વર્ષ પુરુ થયું કે નહીં, તેનો હિસાબ કરવો ખૂબ જ મુશ્કેલ છે. તો આ સુરતમાં ઝકાત

આપવાની આસાન રીત કઈ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નિસાબ (સાડા બાવન તોલા ચાંદીની કિંમત) ની રકમ, વર્ષની શરૂઆતમાં હતી, પછી વેપારી દ્વારા એ માલમાં આખું વર્ષ અવાર નવાર જે નફો મેળવ્યો હોય, અસલ નિસાબની સાથે એ બધા નફાની ઝકાત અદા કરવી પડશે, વર્ષ દરમિયાન પ્રાપ્ત થયેલ નફા પર વર્ષ પસાર થવું જરૂરી નથી. અસલ માલ પર વર્ષ પુરુ થવું જરૂરી છે. દા.ત. હિ.સ. ૧૪૦૯ ની પહેલી રમઝાને વેપારી પાસે એક લાખ ડોલર છે, અને હિ.સ.૧૪૧૦ ની પહેલી રમઝાને સવા લાખ અથવા તેનાથી વધારે ડોલર છે, તો ઝકાત સવા લાખ પર અથવા તેનાથી વધારે પર ફર્ઝ થશે. દર મહિનાનો નફો અલગ કરવો અને અલગ અલગ વર્ષ પુરુ કરવાનો એતિબાર કરવો જાઈઝ નથી. (ફતાવા : હિન્દિય્યહ : ૧ / ૧૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) કરજદાર થઈ જવાને લીધે ઝકાત વાજિબ ન રહી, પછી નિસાબનો માલિક બની ગયો, તો નવેસરથી વર્ષ પૂરું થતાં ઝકાત વાજિબ થશે.

**સવાલ (૧૨૫૯) :** એક વ્યકિત પાસે થોડું સોનું હતું, તેને કારણે ઝકાત ફર્ઝ હતી. પછી તે વ્યકિત પર એટલુ કરજ થઈ ગયું કે જો સોનું વેચી દેવામાં આવે, તો પણ કરજ બાકી રહે છે. ત્યાર પછી પરિસ્થિતિ બદલાઈ ગઈ અને એ વ્યકિત પાસે એટલી રકમ આવી ગઈ કે કરજ અદા કરવા છતાં રકમ બચી ગઈ અને સોનું પણ છે, તો હવે સવાલ એ છે કે જયારે રકમ આવી, તે વખતે ઝકાત અદા કરવી વાજિબ થશે અથવા વર્ષ પુરુ થયા પછી ઝકાત અદા કરવી વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એટલું કરજ થઈ ગયું કે તેની ઉપર ઝકાત વાજિબ ન રહી (એટલે એક વર્ષ અથવા તેનાથી વધારે મુદ્દત એવી હાલતમાં પસાર થયું કે તે નિસાબનો માલિક ન હતો. અથવા માલિક તો હતો પરંતુ તેની ઉપર કરજ એટલું હતું કે તે અદા કર્યા પછી નિસાબ બરાબર તેની પાસે માલ નથી.) ત્યાર પછી એટલી રકમ આવી કે નિસાબનો માલિક થઈ ગયો, તો રકમ આવ્યા પછી એક વર્ષ પુરુ થતાં ઝકાત વાજિબ થશે. તે પહેલા ઝકાત અદા કરવી વાજિબ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ઝકાતના માલમાં કરજને બાદ કરવામાં આવશે

**સવાલ (૧૨૬૦) :** એક વ્યકિત પાસે અસલ વેપારની મૂડી ૧૫ હજાર રૂપિયા છે, તે પોતાના વેપારને વધારવા માટે કરજ લે છે. તો હવે તે ઝકાત કાઢવા માટે પોતાના માલનો હિસાબ કેવી રીતે કરશે ? શું કરજથી તેને ઝકાતમાં છુટછાટ મળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેટલું કરજ લીધું છે, એટલી રકમ ઝકાતના હિસાબમાંથી બાદ કરી દે. દા.ત. ૧૦ હજાર કરજ લીધું તો ૨૫ હજાર નો સામાન ખરીદયો, તો તેની ઉપર ૧૫ હજારના માલમાં ઝકાત વાજિબ થશે. કરજની રકમ ૧૦ હજાર પર ઝકાત વાજિબ થશે નહીં. (હિદાયહ : ૧ / ૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) કરજને ઝકાતમાંથી બાદ કરવામાં આવશે

**સવાલ (૧૨૬૧) :** હું રમઝાન મહિનામાં પોતાના માલની ઝકાત અદા કરું છું મારી પાસે એ રકમ પણ છે જે મારે મારી બહેનોને વારસાઈ હકમાં આપવાની છે અને મારા માથે એ કરજ પણ છે, તો તે માલને બાદ કરવામાં આવશે અથવા તેમાં પણ ઝકાત વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેનોની જે રકમ વારસાઈ હકમાં આપવાની બાકી છે, તે આપના જિમ્મે કરજ છે, માટે કરજને બાદ કરીને બાકી માલ પર ઝકાત અદા કરવામાં આવશે. શરત એ છે કે કરજ બાદ કરતા નિસાબ બાકી રહે. (મુઅત્તા માલિક : ૧ / ૧૧૪, હદીસ નં. ૩૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) ઘરેલું વસ્તુઓ પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૬૨) :** શું ઘરેલું વપરાશી વસ્તુઓ પર એટલે કે ખુરસી, ટેબલ, પલંગ, સિલાઈ મશીન વગેરે પર ઝકાત વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રહેવાનું મકાન, અથવા તે મકાનો જે ભાડે આપવા માટે બનાવવામાં આવ્યા હોય અથવા રોજી રોટી મેળવવા માટેના સાધનો જેમકે ઘંટી, સિલાઈ મશીન, ખેતી માટેનું ટ્રેકટર અથવા બે – ત્રણ બળદગાડા વગરે તેની ઉપર ઝકાત વાજિબ થશે નહીં. (બહરુર્રાઈક : ૨ / ૨૨૨)

અલબત્ત તેનાથી જે આવક થશે અને તે નિસાબ બરાબર થશે, તો વર્ષ પુરુ થતા તેની ઉપર ઝકાત વાજિબ થશે. (ફતાવા કાઝીખાન : ૧ / ૨૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) મશીનરી પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૬૩) :** મારી પાસે એક ઘંટી અને તેના ઉપયોગી પાર્ટસ છે, જેની કિંમત લગભગ ૧૦ હજાર હશે. તે ઘંટી હમણાં ચાલું હાલતમાં છે, અને તેની આવકને હું ઘરની જરૂરીયાતમાં ખર્ચ કરું છું અને જે રકમ બચત થાય છે તે વર્ષ પુરુ થતા તેની ઝકાત આપું છું, પરંતુ મશીનરી અને તેના ઉપયોગી પાર્ટસની ઝકાત આપતો નથી, સવાલ એ છે કે શું મશીનરી પર ઝકાત વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં મશીનરી (ઘંટી) અને તેના પાર્ટસ વગેરે ઉપર ઝકાત વાજિબ થશે નહીં, અલબત્ત તેની જે આવક છે, તેની ઉપર શરત પ્રમાણે ઝકાત વાજિબ થશે. (ફતાવા કાઝીખાન : ૧ / ૨૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) કોઈની પાસે બાર તોલા સોનું હોય અને ત્રણ તોલાની કિંમત બરાબર કરજ હોય, તો કેટલી ઝકાત અદા કરે ?

**સવાલ (૧૨૬૪) :** એક વ્યકિત પાસે બાર તોલા સોનું છે અને તેની ઉપર ત્રણ તોલા સોનાની કિંમત બરાબર કરજ છે, તો તેણે કેટલા તોલાની ઝકાત આપવી પડશે ? બાર તોલાની કે નવ તોલાની ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કરજ બાદ કર્યા પછી, અસલ જરૂરીયાત સિવાય જે બાકી રહે, તેની ઉપર વર્ષ પુરુ થતા ઝકાત વાજિબ થાય છે. સવાલની સુરતમાં માત્ર નવ તોલાની ઝકાત આપવી પડશે. (અબૂ દાવૂદ : ૧ / ૨૨૧, હદીસ નં. ૧૫૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) રિક્ષા પર ઝકાત

**સવાલ (૧૨૬૫) :** એક રિક્ષા મારી માલિકીની છે, તેને ચલાવીને હું મારું ગુજરાન

ચલાવું છું, રોજના ૫૦ થી ૧૦૦ રૂપિયાની આવક થાય છે. તો શું મારી ઉપર ઝકાત ફર્ઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રિક્ષા પર તો ઝકાત વાજિબ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૫) પરંતુ રિક્ષાની આવકમાંથી કુલ ખર્ચ કાઢીને, અને જો કરજ હોય તો તે ચુકવીને, એટલી રકમ આપની પાસે વધે, જેનાથી સાડા બાવન તોલા ચાંદી ખરીદી શકાય, અને તેની ઉપર એક વર્ષ વિતી જાય. દા.ત. પહેલી મુહર્રમે એટલી રકમ જમા થઈ ગઈ, હવે બીજા વર્ષે પહેલી મુહર્રમે પણ એટલી જ રકમ અથવા તેનાથી વધારે રકમ હોય, ભલે વર્ષની વચ્ચે વધઘટ થઈ હોય, તો આપની રકમ પર ઝકાત વાજિબ થશે અને જો તે રકમ કોઈ નિસાબ બરાબર નથી, તો ઝકાત વાજિબ થશે નહીં.

(હિદાયહ : ૧ / ૧૮૫)

જો રકમ ઓછી છે, પરંતુ સાથે સોનું, ચાંદીના ઘરેણાં હોય, તેની કુલ રકમ કોઈ નિસાબને પહોંચી જાય અને તેની ઉપર વર્ષ વિતી જાય તો ઝકાત વાજિબ થશે. (બહરુર્રાઈક : ૨ / ૪૦૧–૪૦૨, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) **ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.**

## (૩૫) રોકડ અને શેરમાં ઝકાત

**સવાલ (૧૨૬૬) :** મારી પાસે ૬ તોલા સોનું છે, અને એક હજાર રોકડા રૂપિયા છે અને ૬૦ હજાર રૂપિયાના શેર છે. વર્ષ વિતી ગયું છે, તો આ તમામની ઝકાત કેવી રીતે આપવી ? સોનાની કિંમત મેળવીને આપવી પડશે અથવા માત્ર રૂપિયા અને સોનાની ઝકાત તોલાના હિસાબે આપવી પડશે અથવા કોઈ બીજી રીત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની પાસે જે એક હજાર રૂપિયા છે તેને ચાંદીમાં બદલવામાં આવે અને ૬ તોલા સોનું છે, તેની કિંમત કરાવીને તેને પણ ચાંદીમાં બદલવામાં આવે. દા.ત. એક તોલા ચાંદીના ૪૦ રૂપિયા છે, તો એક હજારની ૨૫ તોલા ચાંદી થશે.

એક તોલા સોનાની કિંમત પંદરસો રૂપિયા છે, તો ૬ તોલા સોનાની કિંમત નવ હજાર રૂપિયા થયા અને નવ હજાર રૂપિયાની ૨૨૫ તોલા ચાંદી થશે, એ રીતે કુલ ૨૫૦ તોલા ચાંદી થશે.

ગરીબોના વધુ નફાને ધ્યાનમાં રાખીને સોના અને રોકડ રૂપિયાને ચાંદીમાં

બદલવામાં આવ્યું છે, જો સોનામાં બદલવામાં આવતું, તો સાડા સાત તોલા સોનું ન થતું. હાલાંકે મસ્અલો એ છે કે જયાં સોનું અને ચાંદી બંને હોય, તો ત્યાં ગરીબોના વધુ નફાને ધ્યાનમાં રાખીને ચાંદીનો હિસાબ કરવામાં આવશે.

(બહરુર્રાઈક : ૨ / ૪૦૦, ૪૦૧)

શેર આવક માટે છે, તો આવક પર ઝકાત વાજિબ થશે, (ફિકહી મકાલાત : ૧ / ૧૫૫) અને જો વેપાર માટે છે, તો કુલ શેરની કિંમત પર એટલે ૬૦ હજાર પર ઝકાત લાગશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) બેંક વગેરેમાં જમા રકમ નિસાબ જેટલી હોય, તો ઝકાત વાજિબ થશે

**સવાલ (૧૨૬૭)** : જો કોઈ થોડા થોડા રૂપિયા બેંકમાં જમા કરાવે અને ચાર – પાંચ વર્ષમાં એ રકમ એટલી વધી જાય કે તેનાથી ચાંદીનો નિસાબ પુરો થઈ જાય છે, જો જમા કરાવનારો એવી હાલતમાં હોય કે જમીનનું ઉત્પાદન વાપરતો ન હોય અને સંયુકત કુટુંબમાં એક નોકરની જેમ ન રહેતો હોય, તો શું એ જમા કરેલી રકમ પર, જે નિસાબ બરાબર છે, ઝકાત વાજિબ થશે કે નહીં ? ફતાવા દારૂલ ઉલૂમ અને ફતાવા રહિમિય્યહમાં સરકારી બેંક, પોસ્ટ ઓફિસ વગેરેમાં જમા રકમ પર ઝકાતના વાજિબ થવાનો ફતવો આપ્યો છે, તે કેમ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુરુષ હોય કે સ્ત્રી, જો તેની પાસે જરૂરતથી વધારે માલ, સોનું કે ચાંદીમાંથી કોઈ વસ્તુ નિસાબને પહોંચી જાય અને તેની ઉપર વર્ષ વિતી જાય તો ઝકાત વાજિબ થશે, ભલે તે વારસામાં આવ્યો હોય કે નોકરીને કારણે પ્રાપ્ત થયો હોય અથવા ખેતીમાંથી પ્રાપ્ત થયો હોય અથવા અન્ય કોઈ કારણે. (હિદાયા : ૧ / ૧૮૫)

ફતાવા દારૂલ ઉલૂમ અને ફતાવા રહિમીય્યહમાં સરકારી બેંક અને પોસ્ટમાં જમા રકમ પર ઝકાત વાજિબ હોવા વિશે જે લખ્યું છે તે બિલ્કુલ સહીહ છે.

એવી રીતે ખેતી, નોકરી, ભેટ અને સોગાદની સંયુકત રકમ નિસાબ જેટલી થઈ જાય અને તેની ઉપર વર્ષ વિતી જાય, તો ઝકાત વાજિબ થઈ જશે, હા જો નિસાબથી થોડી ઓછી હોય તો ઝકાત વાજિબ થશે નહીં.

(હિદાયા ફી શર્હિ બિદાયહ : ૧ / ૧૦૩)

જો અલગ અલગ નિસાબ હોય, દા.ત. સોનું એક તોલો અને ૩૦૦ અથવા ૪૦૦ રૂપિયા હોય, તો ગરીબોના વધુ ફાયદાને ધ્યાનમાં રાખીને ચાંદીમાં રૂપાંતર કરવામાં આવશે, જો સોનું અને રોકડ રકમ ચાંદીના નિસાબ પર પહોંચી જાય, તો ઝકાત વાજિબ થશે (હિદાયા ફી શર્હિ બિદાયા : ૧ / ૧૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) ઝકાત વિશે અમુક સવાલો

**સવાલ (૧૨૬૮) :** અમે હાલ ઝિમ્બાબ્વેમાં સ્થાયી છીએ, અમને નીચેના કેટલાક સવાલોના જવાબ જોઈએ છે, મહેરબાની કરીને જવાબ આપવા વિનંતી છે.

(૧) અમે ભારત અથવા બીજા દેશોથી સોનું ખરીદીને ઘરેણા બનાવીએ છીએ, ખરીદ કિંમત ખૂબ જ વધુ હોય છે અને વેચાણ કિંમત ઓછી હોય છે. મતલબ કે જે વખતે અમે સોનું ખરીદયું હતું તે વખતે તેની કિંમત વધુ હતી હવે (વાપરવાથી) તેની કિંમત ઓછી થઈ ગઈ તો અમારે ઝકાત આપતી વખતે કઈ કિંમત મુકવી જોઈએ, ખરીદ કિંમત અથવા વેચાણ કિંમત, તેમજ તેની કિંમતમાં વધઘટ થયા કરે છે, તો અમારે કયા હિસાબથી ઝકાત આપવી જોઈએ ?

(૨) અમે ઘર ખરીદવા માંગીએ છીએ, તેની ખૂબ જ જરૂરત છે, પરંતુ અમારી પાસે એટલી રકમ નથી, જે તે માટે પુરતી હોય. જો બેંકથી અથવા કોઈ અન્ય માર્ગેથી કરજ લઈએ છે, તો રૂપિયા વ્યાજ પર મળે છે, તો શું આ હાલતમાં શરીઅત પ્રમાણે અમારા માટે વ્યાજ પર રૂપિયા લઈ મકાન ખરીદવાની ગુંજાઈશ છે?

(૩) અમારા ઉપર ઝિમ્બાબ્વેમાં ઝકાત ફર્ઝ થઈ અને અમને તે ભારતમાં ભારતીય ચલણમાં બદલીને આપવું હોય, તો કંઈ રીતે આપવું ? સવાલનું કારણ એ છે કે ઝિમ્બાબ્વેનો ડોલર ભારતના રૂપિયાથી નવ ગણો વધારે છે.

(૪) અમે ઝકાતના રૂપિયા ભારતીય ચલણમાં બદલીને ભારત મોકલવા ઈચ્છીએ છે, પરંતુ કાનૂન પ્રમાણે તે રૂપિયા અમે ભારત મોકલી શકતા નથી. તો શું અમે ગેર કાનૂની રીતે વધારે ભાવ પર, તે રૂપિયા પહોંચાડી શકીએ છીએ ? દા.ત. કાયદેસર રીતે મોકલવામાં આવે, તો ૨૦૦ ઝિમ્બાબ્વે ડોલરના, સરકારી ભાવ પ્રમાણે ૧૮૦૦ ભારતીય રૂપિયા થાય, પરંતુ બિન કાયદેસર રીતે મોકલીએ તો ૨૦૦ ના માત્ર ૯૦૦ ભારતીય રૂપિયા મળશે. ટુંકમાં આ રીતે મોકલવામાં જે કમી

અને નુકસાન આવે, શું અમે તેને ઝકાતમાં સમાવેશ કરી શકીએ છે ?

(૫) શું અમે લિલ્લાહ રૂપિયા વર્ણન કરેલ તરીકાથી મોકલી શકીએ છીએ ?

(૬) હમણાં વર્ષ શરૂ થતા અમારી પાસે ૧૦૦૦ ડોલર છે અને વર્ષના અંતે તે વધીને ૫૦૦૦ થઈ જાય, તો શું અમે ઝકાત ૫૦૦૦ ની આપીએ અથવા ૧૦૦૦ ની, યાદ રહે કે ૫૦૦૦ પર હજુ વર્ષ પુરુ થયું નથી.

(૭) સોનાનો ભાવ એક સમાન રહેતો નથી. સમાન્ય રીતે ખરીદી મોંઘી પડે છે અને વેચાણ વખતે તેની કિંમત (વાપરવાને કારણે) ઓછી થઈ જાય છે. તો અમે કયા હિસાબે ઝકાત આપીએ ?

(૮) એક વ્યકિત કરજદાર છે, પરંતુ તેની પાસે થોડુ સોનું છે, તો તે ઝકાત કેવી રીતે અદા કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઝકાત આપતી વખતે સોની પાસે જઈને ઘરેણાની કિંમત માલૂમ કરવામાં આવે, તે જે કિંમત બતાવે, તે પ્રમાણે ઝકાત આપવામાં આવે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૦)

(૨) જો જાન અને માલની હિફાઝત માટે મુસ્લિમ વિસ્તારમાં ઘર મળતું હોય, તો વ્યાજ લઈને ઘર ખરીદી શકે છે. પરંતુ તેને ગુનોહ સમજીને અલ્લાહથી તૌબા કરતા રહેવું જોઈએ. અલ્લાહ તઆલા દિલોની હાલત જાણે છે.

(અલ અશબાહ વન્નઝાઈર : ૧ / ૩૨૭)

(૩) જેટલા ડોલર પર ઝકાત ફર્ઝ છે. તેનો ચાલીસમો ભાગ ઝકાતમાં કાઢવો જરૂરી છે. ભલે તે ચાલીસમો ભાગ ઝિમ્બાબ્વેના ડોલરથી આપે અથવા તે ચાલીસમાં ભાગના બદલામાં જે રૂપિયા સરકારી ભાવ પ્રમાણે ભારતમાં મળે, તે અદા કરે, બંને સુરતો જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૦)

(૪) એવી રીતે ઝકાત અદા કરવામાં, રકમને અદા કરવામાં જે કમી આવે છે, તેને ઝકાતમાંથી બાદ કરવામાં આવશે નહીં, બલકે સરકારી ભાવ પ્રમાણે જે રકમ આવે, તેને અદા કરવી જરૂરી છે. (ફતાવા દારૂલ ઉલૂમ : ૬ /૩૩૪–૩૩૫)

(૫) લિલ્લાહમાં કોઈ ખાસ રૂપિયા નકકી નથી. (ફિકહે ઈસ્લામી : ૨ / ૯૧૮)

(૬) ૫૦૦૦ ડોલર, જે વર્ષના અંતમાં વધે છે તેની ઉપર ઝકાત વાજિબ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪)

(૭) જે દિવસે ઝકાત આપવી હોય, તે દિવસે સોની પાસે જઈ અંદાજો લગાવીને તે હિસાબે ઝકાત આપવામાં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૦)

(૮) સોનું, ચાંદી અને જરૂરતથી વધારે રોકડ રકમ, કરજને બાદ કરીને, જો નિસાબ બાકી રહે, તો ઝકાત વાજિબ થશે અને કરજને બાદ કરીને બાકી માલનો ચાલીસમો ભાગ આપવો જરૂરી છે. જો કરજ અદા કરતા નિસાબનો માલ ન વધે , તો ઝકાત વાજિબ થશે નહીં. દા.ત. સોનું, ચાંદી અને રોકડ રકમ કુલ ભેગુ કરીને ૫૦૦૦ રૂપિયા થાય અને ૨૦૦૦ કરજ હોય, તો ૨૦૦૦ કરજ બાદ કરીને, માત્ર ૩૦૦૦ ની ઝકાત આપવી પડશે. (મુઅત્તા માલિક : ૧ / ૧૧૪ હદીસ નં.૩૨૩)

(**નોંધ** : જે સમયે આ ફતવો લખવામાં આવ્યો છે, ત્યારે કદાચ ૨૦૦૦ રૂપિયા નિસાબના થતા હશે. જો કે આ ઉદાહરણ છે. પરંતુ તે સમય પ્રમાણે છે.) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) કોઈની પાસે સોનાની સાથે રોકડ પણ હોય, તો ઝકાત બંને પર લાગશે કે કોઈ એક પર ?

**સવાલ (૧૨૬૯) :** મારી પાસે સાત તોલા સોનું છે અને ત્રીસ હજાર રૂપિયા રોકડા છે, તો બંનેની ઝકાત આપવી જરૂરી છે અથવા કોઈ એકની ? આ વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સોનાના નિસાબથી આપની પાસે અડધો તોલો સોનું ઓછું છે, માટે સાત તોલા સોનાની કિંમત બજારમાં પૂછીને તેની કિંમત રોકડમાં ભેગી કરીને (સોનું અથવા ચાંદીમાંથી કોઈ પણ નિસાબ જેટલી હોય તો) બંનેની ઝકાત આપવી જરૂરી છે અને જો આપની પાસે ચાંદીના પણ ઘરેણાં હોય, તો તેની કિંમત પણ ભેગી કરવામાં આવશે, અને કુલ માલની ઝકાત આપવામાં આવશે. (બહરુર્રાઈક : ૧ / ૪૦૦ – ૪૦૧) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) ભાડે આપેલી જમીનમાં, ઝકાત જમીનની કિંમત પર વાજિબ થશે કે ભાડા ઉપર ?

**સવાલ (૧૨૭૦) :** (૧) અમે અમારા રિશ્તેદારથી ભાગીદારીમાં પોલ્ટીફાર્મ (મરઘીઓના ઉછેર માટે) શરૂ કર્યુ છે. તેની જમીન મારી માલિકીની છે અને હું મારા

ભાગીદારથી આ જમીનનું વાર્ષિક ભાડું વસુલ કરું છું, સવાલ એ છે કે તેમાં ઝકાત ભાડા ઉપર વાજિબ થશે અથવા જમીનની કિંમત પર ?

(૨) પોલ્ટીફાર્મ મરઘીઓને રાખવા માટે જે બાંધકામ થયું છે, તેને સાત વર્ષ થઈ ગયા છે, તો ઝકાતમાં એ બાંધકામની કિંમતનો હિસાબ કેવી રીતે કરવામાં આવશે ?

(૩) જો કોઈની દુકાન છે, તો દુકાનની બિલ્ડીંગ ની કિંમત પર ઝકાત વાજિબ થશે અથવા માત્ર દુકાનના માલ ઉપર ?

(૪) ઝકાતની રકમ હિલો કરીને તેને મસ્જિદ અથવા મદ્રસામાં વાપરવી યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોલ્ટીફાર્મની જમીન આવક મેળવવા માટેનું સાધન છે, તેની ઉપર ઝકાત નથી. એટલે કે તેનો સમાવશે વેપારના માલમાં થતો નથી. અલબત્ત આ જમીનનું વાર્ષિક ભાડું છે, અન્ય માલમાં તેની ગણતરી નિયમ પ્રમાણે કરી તેની ઝકાત વાજિબ થશે. એવી રીતે દરેક તે વસ્તુ જે આવક મેળવવા માટેનું સાધન હોય અને વેચાણ માટે ન હોય, દા.ત. જમીન, તેની ઉપર દુકાન છે, અથવા મશીન, તેના દ્વારા કામ કરવામાં આવે છે, તો તેની ઉપર ઝકાત નથી, જો આ વસ્તુઓમાં વેપારની નિય્યત કરી હોય, તો ઝકાત વાજિબ થશે અને પોલ્ટ્રીફાર્મ ની જમીનમાં તમારી નિય્યત, તેને વેચવાની નથી, માટે તેની કિંમત પર ઝકાત વાજિબ થશે નહીં.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૫૬)

(૨) પોલ્ટ્રીફાર્મનું બાંધકામ પણ આવક મેળવવાના સાધનમાં દાખલ છે, માટે તેની ઉપર પણ ઝકાત વાજિબ થશે નહીં. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૫૬)

(૩) દુકાનની ઈમારત પણ આવક મેળવવાના સાધનમાં દાખલ છે. તેની ઉપર પણ ઝકાત વાજિબ થશે નહીં. (ફતાવા કાઝીખાન : ૧ / ૨૫૩)

(૪) મજબુરી વગર હીલો કરવો જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૬ /૩૯૦)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) દાંતોમાં લગાવેલ સોના પર ઝકાત વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૨૭૧) :** દાંત બનાવવા, દાંતોમાં તાર બંધાવવા અથવા દાંતોની ખાલી

જગ્યા પુરી કરવા માટે સોનાનો ઉપયોગ કરવામાં આવ્યો હોય, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે પુરુષ અથવા સ્ત્રીએ સોનાના દાંત બનાવ્યા હોય, સોનાના તાર લગાવ્યા હોય અથવા સોના વડે દાંતોની વચ્ચેની ખાલી જગ્યા પુરી કરાવી હોય, જો તે પહેલાથી નિસાબનો માલિક હોય, અથવા દાંતોમાં લગાવેલા સોનાને ગણીને નિસાબનો માલિક બની જાય, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે, એવા વ્યકિત પાસે જો થોડી ચાંદી છે અને દાંતોમાં લગાવેલા સોનાની કિંમત એ ચાંદીમાં મેળવવાથી તે નિસાબ સુધી પહોંચી જાય છે, તો તેની ઉપર ઝકાત વાજિબ થઈ જશે. એવી રીતે જો માત્ર દાંતોમાં સોનું લગાવેલું છે અને તે સાડા સાત તોલા સુધી પહોંચી જાય, તો તેની ઉપર પણ ઝકાત વાજિબ થશે, એટલે કોઈએ બધા દાંત સોનાના બનાવ્યા હોય અને તે સોનું સાડા સાત તોલા બરાબર થઈ જાય, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે.

(અબૂદાવૂદ : ૧ / ૨૨૧, હદીસ નં. ૧૫૭૩, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૦૬)

સોનાના દાંત બનાવવા અસલી હાજતમાં દાખલ નથી. અસલી હાજત એવી જરૂરતને કહે છે જેના વગર વ્યકિત જીવતો ન રહી શકે, દા.ત. ખોરાક અને પાણી ઠંડી, ગરમી અને વરસાદથી બચવા માટે પોશાક, રહેઠાણ વગેરે અસલ હાજતમાં દાખલ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૨)

ફુકહાના મતભેદને લીધે ઈબાદતમાં સાવચેતી પર અમલ ઉત્તમ છે. માટે દાંતમાં લાગેલા સોના પર ઝકાત વાજિબ થશે. (ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૪૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) અકસ્માતને કારણે પ્રાપ્ત થતા સરકારી વિમા પર વ્યાજ અને ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૭૨) :** (૧) એક વખતે સફર દરમિયાન મારું અકસ્માત થયું, તેની ઉપર સરકાર તરફથી એક રકમ ફિકસ ડિપોઝિટમાં મારા નામે બેંકમાં જમા થઈ ગઈ છે. પોતાના નામ પર હોવા છતાં હું કાનૂન પ્રમાણે તે રકમને સાત વર્ષ સુધી વાપરી શકતો નથી. સાત વર્ષ પછી જ હું તેનો હકદાર બનીશ. સાત વર્ષ સુધી જરૂરત હોવા છતાં હું તે ઉપાડી શકતો નથી. બેંક દ્વારા તે રકમ પર દર છ મહિને અથવા વર્ષના અંતે અમુક રકમ આપવામાં આવે છે. તે વિશે મારી માન્યતા છે કે તે

વ્યાજ હશે. તો મારા માટે એ રૂપિયા વાપરવા જાઈઝ છે કે નહીં ? કેટલાક લોકોનું કહેવું છે કે તમે પોતાની મરજીથી બેંકમાં આ રકમ જમા કરી નથી, બલકે જબરદસ્તી આ રકમ બેંકે લઈ લીધી છે માટે તેની ઉપર પ્રાપ્ત થતા રૂપિયા આપના માટે લેવા જાઈઝ છે. શું શરીઅતની દ્રષ્ટિએ મારા માટે આ રકમ લેવી જાઈઝ છે ?

(૨) બેંકમાં જમા આ રકમને કારણે મારી ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં ? જયારે કે હું નિસાબનો માલિક નથી. અલબત્ત ભરણપોષણ અલ્લાહના ફઝલથી આસાનીથી થઈ જાય છે.

(૩) જો આ રકમ પર ઝકાત વાજિબ થતી હોય અને તેની ઉપર પ્રાપ્ત થનારા રૂપિયા વાપરવા જાઈઝ ન હોય, તો તે રૂપિયાથી ઝકાત અદા કરી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સવાલની સુરતમાં જયારે સરકારે તે રકમ તમને કબજો આપ્યા વગર તેને બેંકમાં જમા કરાવી દીધી છે અને કાનૂન પ્રમાણે તમે તે ઉઠાવી શકતા પણ નથી, તો તેની ઉપર વ્યાજના નામથી પ્રાપ્ત થનારી રકમ તમારા માટે શરઈ રીતે વ્યાજ ગણાશે નહીં, માટે તમારા માટે એ રૂપિયા વાપરવા જાઈઝ છે.

(કિફાયતુલ મુફતી : ૮ / ૯૫)

(૨) આ રકમ ઉપર હમણાં ઝકાત વાજિબ નથી અને મળવા પર ન તો પાછલા વર્ષોની ઝકાત વાજિબ થશે. (ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૪૮)

(૩) બેંક દ્વારા પ્રાપ્ત થતા રૂપિયા તમારા માટે વાપરવા દુરુસ્ત છે, તો આપ તેના દ્વારા ઝકાત પણ આપી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) હજની નિય્યતથી જમા કરેલી રકમ પર ઝકાત વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૨૭૩) :** એક વ્યકિતએ હજની નિય્યતથી પોતાની પાસે ત્રીસ હજાર રૂપિયા જમા કર્યા છે. તેમાંથી સાત હજાર તેના કબજામાં છે. અઢાર હજાર અમાનત પેટે બીજાની પાસે મુકેલા છે અને પાંચ હજાર કરજ પેટે આપેલા છે. આ રોકડ સિવાય તેમની પાસે ત્રણ તોલા સોનું છે, તો વર્ષ પુરુ થતા એ વ્યકિત પર ઝકાત વાજિબ થશે કે નહીં ? ત્રીસ હજાર રૂપિયા જે તેને હજની નિય્યતથી જમા કર્યા છે, જે હજ માટે પુરતા નથી, તો શું હજની નિય્યતથી રૂપિયા જમા કરવાથી તેની ઉપર હજ

ફર્ઝ થઈ જશે ? તેમજ આ વ્યકિત અશકત હોવાને કારણે ચાલી પણ શકતો નથી, તો શું તે પોતાની જગ્યાએ એવા વ્યકિતને હજ્જે બદલ માટે મોકલી શકે છે, જેની ઉપર હજ ફર્ઝ છે, પરંતુ તેને હજ અદા કરી નથી. અથવા તો હજ તેની ઉપર ફર્ઝ નથી, એટલા માટે તેણે હજ કરી નથી, હજને બદલે ઉમરહ કરાવી લે તો જાઈઝ છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જો તે વ્યકિત ઉપર કોઈ કરજ નથી, તો બયાન કરેલી રકમ અને સોનાને કારણે ઝકાત આપવી પડશે. ભલે માલ જાતે તેના કબજામાં હોય અથવા અમાનત કે કરજ પેટે કોઈને આપ્યો હોય. (બહરુર્રાઈક : ૨ / ૨૨૨)

હજ માટે પુરતી રકમ તેની પાસે નથી, તેમજ જરૂરતથી વધારે કોઈ મિલકત પણ તેની પાસે નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૭) તો એવા વ્યકિત પર માત્ર હજની નિય્યતથી થોડો માલ ભેગો કરવાને કારણે હજ ફર્ઝ થતી નથી, જયારે કે આ જમા થયેલી રકમ હજ માટે પુરતી ન હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૭)

અલબત્ત જો હજ માટે એહરામ બાંધી લે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૯૨) અથવા હજની મન્નત માની હોય, તો હજ ફર્ઝ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૬૨) પરંતુ જો ગુંજાઈશ છે અને હજ કરવાને લીધે તંગીનો ખતરો ન હોય, તો હજ કરવી બહેતર છે.

એવી વ્યકિત જેની ઉપર હજ ફર્ઝ નથી, તે પોતાની તરફથી કોઈને હજ્જે બદલ માટે રવાના કરે, તો જાઈઝ છે. પછી હજ્જે બદલ માટે એવી વ્યકિતને મોકલવી, જેની ઉપર હજ ફર્ઝ હોય, તેમ છતાં તેને હજ ન કરી હોય, મકરૂહે તહરીમી છે અને એવી વ્યકિતને મોકલવો જેની ઉપર હજ ફર્ઝ નથી અને તેને હજ અદા કરી નથી, કરાહત વગર જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૦૩)

કોઈ વ્યકિત પર જો હજ ફર્ઝ નથી અને તેણે હજની નિય્યત કરી છે પછી તેને હજને બદલે ઉમરહ કર્યો અથવા કરાવ્યો, તો જાઈઝ છે. (કિફાયતુલ મુફતી : ૪ / ૩૫૧– ૩૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) અવલાદની આવકમાં ઝકાત કોણ અદા કરે ?

**સવાલ (૧૨૭૪) :** મારા વિવિધ છોકરા અલગ અલગ જગ્યાએ સરકારી નોકરી કરે છે અને ખુશ છે. તેમને જે પગાર મળે છે અથવા કોઈ અન્ય રીતે આવક મળે છે, તો

તેની ઝકાત કોણ અદા કરે, હું અથવા મારા છોકરા, તેમજ સદકએ ફિત્ર અને કુરબાની કોણ અદા કરે હું અથવા તેઓ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના છોકરા નોકરી દ્વારા જે કમાય છે, તેના માલિક તેઓ છે. (મિરકાતુલ મફાતિહ : ૬ / ૯૭ – ૨૧૯૬) માટે જો નિસાબ હોય તો ઝકાત, સદકએ ફિત્ર અને કુરબાની તેમના જિમ્મે રહેશે અને તેમની ઉપર જ ફર્ઝ થશે.

અલબત્ત જો તેઓ પોતાની કમાઈમાંથી જે કંઈ આપને આપે, તે રકમ આપની છે, આપ તેના માલિક છો. તે સિવાય તેમની સંપત્તિના આપ માલિક શુમાર નહીં થાઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) પિતાને આવકના માલિક બનાવે, તો ઝકાત વગેરેની જિમ્મેદારી પિતા પર રહેશે

**સવાલ (૧૨૭૫) :** મારી તમામ અવલાદ જે કંઈ કમાય છે, તે બધી જ રકમ મને આપી દે છે. પછી હું તેમને તેમની જરૂરત પ્રમાણે ખર્ચ કરું અને બાકી રૂપિયા મારી પાસે રાખું, તો ઝકાત અને સદકએ ફિત્ર વગેરેની જવાબદારી કોની રહેશે ? અને અદા ન કરવા પર કોણ ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો છોકરા પોતાની આવકના તમને માલિક બનાવી દે છે અને તમે પોતાની મરજી પ્રમાણે , જરૂરત પ્રમાણે ખર્ચ કરો છો, જો રકમ નિસાબ બરાબર આપની પાસે મોજૂદ છે, તો આપ નિસાબના માલિક છો. વર્ષ પુરુ થતા તમારા જિમ્મે ઝકાત આપવી જરૂરી છે. (હિદાયહ : ૧/ ૧૮૫) તેમજ આપનો અને આપના નાના બાળકોનો સદકએ ફિત્ર પણ આપની ઉપર વાજિબ થશે. અને કુરબાની વગેરેની જવાબદારી પણ તમારા જિમ્મે રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૧)

કમાનારા છોકરા જો સમજદાર અને પુખ્તવયના છે, તો આ સુરતમાં તેમની ઉપર ઝકાત વાજિબ થશે, જયારે કે તેઓ નિસાબના માલિક હોય. જો તેઓ નિસાબના માલિક નથી, તો તેમની ઉપર ઝકાત વાજિબ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૨)

ઉપરાંત તેમની પાસે સદકએ ફિત્રનો નિસાબ મોજૂદ હોય, તો સદકએ ફિત્ર

વાજિબ થશે અને કુરબાની કરવી પડશે, ન હોય તો નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) કોઈની પાસે દસ તોલા સોનું હોય અને ત્રણ તોલાની કિંમતનું કરજ હોય

**સવાલ (૧૨૭૬) :** એક વ્યકિત પાસે દસ તોલા સોનું છે, પરંતુ ત્રણ તોલાની કિંમત બરાબર તેની ઉપર બીજાઓનું કરજ પણ છે અને બીજી કોઈ રોકડ રકમ નથી, તો તેની ઉપર ઝકાત ફર્ઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જો તેની પાસે રોકડ રકમ કંઈ પણ નથી, તો તેની ઉપર ઝકાત ફર્ઝ નથી. (અબૂદાવૂદ : ૧ /૨૨૧ હદીસ નં. ૧૫૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) કોઈની પાસે દસ તોલા સોનું હોય અને ત્રણ તોલાની કિંમતનું કરજ હોય

**સવાલ (૧૨૭૭) :** જો ઉપરોકત સુરતમાં ઝકાત ફર્ઝ હોય, તો કેટલા તોલાની ઝકાત આપવી પડે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરની સુરતમાં ઝકાત ફર્ઝ થતી નથી.

અલબત્ત જો દસ તોલા સોનાની સાથે થોડી રોકડ રકમ પણ અને ત્રણ તોલા સોનાની કિંમત બરાબર કરજ હોય, તો આવી સુરતમાં બધા દસ તોલા સોનાની બજાર પ્રમાણે કિંમત કરવામાં આવે અને કરજ બાદ કરીને જોવામાં આવશે કે સોનું અથવા ચાંદીમાંથી કોઈના નિસાબ પ્રમાણે છે કે નહીં, જો કોઈ નિસાબને પહોંચી જાય, તો કરજ બાદ કર્યા પછી બાકી કુલ રકમ પર ઝકાત વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) ઝકાત મકાનની આવક પર છે, કિંમત પર નથી

**સવાલ (૧૨૭૮) :** એક વ્યકિત પાસે એક મકાન ૪૦ હજાર ડોલરનું છે અને તેને તે મકાન મહિને ૫૦૦ ડોલરના ભાડા ઉપર આપ્યું છે. તો આ મકાનની કિંમત પર ઝકાત આવશે અથવા તેની આવક પર ઝકાત વાજિબ થશે. આવકમાં મકાનનું

સમારકામ વગેરે માટે ૨૦૦ ડોલર બાદ કરતા ઝકાત વાજિબ થશે અથવા કુલ આવક પર ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મકાન ઉપર ઝકાત નથી. બલકે તેની આવક (ભાડા) પર ઝકાત વાજિબ છે. આવક દર મહિને કેટલી થઈ અને ખર્ચ કેટલો થયો. તેના હિસાબની જરૂરત નથી. જયારે વર્ષ પુરુ થશે તો જે પણ જમા રકમ હશે (જો તે નિસાબ જેટલી છે અને તેની ઉપર વર્ષ વિતી ગયું છે તો) તેનો ચાલીસમો ભાગ ઝકાતમાં આપવો વાજિબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) કંપનીના શેરની ઝકાત

**સવાલ (૧૨૭૯) :** એક સ્ત્રી પાસે વિવિધ કંપનીઓના અમુક શેર છે. તે વેપારની નિય્યતથી ખરીદે છે, તો શું તે શેર પર ઝકાત વાજિબ થશે ? અને વાજિબ થશે તો કયા હિસાબે ? ખરીદેલી કિંમતને આધારે અથવા હાલની બજાર કિંમત પ્રમાણે ? હાલમાં આ શેર બજાર કિંમત પ્રમાણે ૩૮૦૦ રૂપિયાના થાય છે, જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ શેર (તેના બીજા માલ સાથે) જો નિસાબને પહોંચી જાય છે તો તેમાં ઝકાત વાજિબ થશે. ઝકાત તેની હાલની બજાર કિંમત પ્રમાણે આપવી પડશે.

હમણાં આ શેરની કિંમત ૩૮૦૦ રૂપિયા પહોંચી છે, જે ચાંદીના નિસાબ એટલે સાડા બાવન તોલા ચાંદીની (હાલની) કિંમત બરાબર છે. (સાડા બાવન તોલા ચાંદીની વર્ણન કરેલી કિંમત ફતવો લખતી વખતે હતી.) એટલે તેની ઉપર ઝકાત ફર્ઝ થાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) પ્રોવિડન્ટ ફંડ (PF)પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૮૦) :** પ્રોવિડન્ટ ફંડની રકમ (એટલે તે રકમ જે નોકરીયાતના પગારમાં થી કાપી લેવામાં આવે છે, અને રિટાયર્ડ વખતે તે આપવામાં આવે છે.) જયારે તેની પાસે આવી જાય, તો કબજામાં આવ્યા પહેલાના વર્ષોની ઝકાત તેની ઉપર વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ આઝમ અબૂ હનીફા (રહ.) ના મસ્લક પ્રમાણે ઉપરોકત જમા થયેલ ફંડ પર (પહેલાના વર્ષોની) ઝકાત ફર્ઝ નથી. જયારે રકમ પોતાના કબજામાં આવી જાય, ત્યાર પછી તેની ઉપર ઝકાતનો હુકમ લાગે છે. (ફતાવા રહીમિય્યહ : ૭ /૧૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૦) પ્રોવિડન્ટ ફંડ અને પેન્શન પર ઝકાત

**સવાલ (૧૨૮૧)** : અહીંયા અમેરિકામાં જે લોકો કામ કરે છે તેમને પણ અમુક રકમ આવકમાંથી કપાવવી પડે છે અને તે ૬૫ વર્ષ પછી પેન્શન સ્વરૂપે મળે છે. જો આ દરમિયાન તેનું મૃત્યું થઈ જાય, તો તે રકમ તેની અવલાદને મળે છે અને આ રકમ સરકાર પાસે જમા રહે છે. તો તેમાં ઝકાત લાગશે કે નહીં ? એવી રીતે જે લોકો બીજાને ત્યાં નોકરી કરે છે, તેમને પણ અમુક રકમ જમા કરાવવી પડે છે અને તે પણ ૬૦ – ૬૫ વર્ષ પછી તેના કુટુંબના સભ્યો પ્રમાણે કંઈક વધારા સાથે મળે છે, તો તેમાં ઝકાત લાગશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જયારે જમા થયેલી રકમ ૬૦ – ૬૫ વર્ષની ઉમર પછી મળે છે અથવા મૃત્યું પછી તેની ફેમેલીને તેમના સભ્યો પ્રમાણે મળે છે, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે નહીં. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૫૯) કારણ કે તે હજુ માલિકીમાં આવી નથી. પરંતુ આ તે સુરતમાં છે, જયારે કે પગારમાંથી કપાયેલી રકમ જબરદસ્તી હોય, પોતાની મરજીથી ન કપાવી હોય. (ફતાવા ફલાહિય્યહ : ૭ / ૧૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૫૧) સરકારી નોકરીયાતની કપાયેલી રકમ, જે બેંકમાં જમા હોય, તેની ઉપર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૮૨)** : સરકાર તરફથી નોકરીયાતના પગારમાંથી જે રૂપિયા કાપવામાં આવે છે અને બેંકમાં જમા થાય છે. જેથી રિટાયર્ડ થયા પછી, તેમાં વધારાની રકમ ઉમેરીને એક મોટી રકમ આપવામાં આવે. સવાલ એ છે કે એ રૂપિયા પર ઝકાત વાજિબ થશે કે નહીં ? તેમજ કુરબાની વાજિબ થવા માટે ઝકાત વાજિબ હોવી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે રકમ આપની મરજી વગર સરકાર પગારમાંથી કાપી લે છે અને તે તમારા કબ્જામાં નથી, તેની ઝકાત તમારા જિમ્મે નથી. (ફતાવા ફલાહિય્યહ : ૭ / ૧૫૨)

જો તમે નિસાબના માલિક છો તો ઝકાત, કુરબાની અને સદકએ ફિત્ર ત્રણે વાજિબ થશે અને કુરબાની તેમજ સદકએ ફિત્ર વાજિબ થવા માટે ઝકાતનું હોવું શરત નથી. બલકે કોઈ પણ માલ જે અસલી જરૂરતથી વધારે હોય અને નિસાબ જેટલો હોય, તો કુરબાની વાજિબ થવા માટે કાફી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (પર) ઝકાત અને શેરના કેટલાક મસાઈલ

**સવાલ (૧૨૮૩) :** (૧) એક વ્યકિત પાસે ત્રણ તોલા સોનું છે અને ૧૦૦૦ થી ૧૫૫૦ રૂપિયા પણ છે. ચાંદી બિલ્કુલ નથી અને તેની ઉપર વર્ષ વીતિ ગયું છે તો ઝકાત વાજિબ થશે કે નહીં ?

તે માલ, જે તેને પોતાની છોકરીને આપી દીધો છે, તેની ઝકાત કોની ઉપર વાજિબ થશે ?

(૨) એક વ્યકિત પાસે ૫૦ હજાર રૂપિયા છે, તે રૂપિયા કારોબારમાં વપરાય છે અને અઠવાડિયા કે પંદર દિવસમાં પરત આવે છે. એવી રીતે વર્ષમાં એ રૂપિયા આવ – જા કરે છે . તેમજ એ વ્યકિત પર ૧૫ હજારનું કરજ છે તો તે વ્યકિત પર ઝકાત વાજિબ થશે કે નહીં ? અને બધા ૫૦ હજાર પર લાગશે કે કરજ બાદ કરીને, બાકી રકમ પર લાગશે ?

(૩) એ વ્યકિતએ શેર ખરીદી રાખ્યા છે અને શેરનું ડિવિડન્ડ (Dividend) આવે છે, તેને લોન (વ્યાજે) પણ લીધી છે, તેનું વ્યાજ ભરવુ પડે છે, તો એ લોનના વ્યાજમાં શેરનું ડિવિડન્ડ આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઝકાત વાજિબ થવા માટે નિસાબ એટલે જરૂરતથી વધારે, સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનું અથવા તેની કિંમતનો માલ હોવો જરૂરી છે. જે કરજ સિવાય હોય અને તેની ઉપર વર્ષ પુરુ થયું હોય.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૯)

જો થોડું સોનું અને થોડી ચાંદી હોય અથવા થોડા રૂપિયા અને થોડું સોનું અથવા ચાંદી હોય અને તેને ભેગું કરીને કોઈ એક નિસાબ સુધી પહોંચી જાય, તો

ઝકાત વાજિબ થશે. (જવાહિરુલ ફિકહ : ૧ / ૩૮૪, ફતાવા ફલાહિય્યહ : ૭ / ૧૫૩)

આપના સવાલમાં સ્પષ્ટતા નથી કે કેટલી છોકરીઓને કેટલું સોનું અને રૂપિયા આપ્યા છે ? અને કબજો આપ્યો છે કે નહીં ? આ વાતોને જાણ્યા વગર ચોક્કસ જવાબ આપી શકાય નહીં, અલબત્ત આપ એવું સમજો કે જો આપે દરેક છોકરીને એક તોલો સોનું અને ૨૦૦ રૂપિયા આપ્યા હોય, જેની ઉપર વર્ષ પણ વીતિ ગયું હોય અને છોકરી સમજદાર અને પુખ્તવયની પણ હોય, તો તેની ઉપર પણ ઝકાત ફર્ઝ થઈ જશે, એટલા માટે કે રૂપિયા અને સોનાની સંયુકત રકમ ચાંદીના નિસાબમાં પહોંચી જાયછે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯)

(૨) શરીઅતનો નિયમ છે કે કરજ બાદ કર્યા પછી, વધેલી રકમ કોઈ પણ એક નિસાબને પહોંચી જાય અને તેની ઉપર વર્ષ વીતિ જાય, તો ઝકાત ફર્ઝ થઈ જશે, માટે પુછેલ સવાલમાં કરજ બાદ કર્યા પછી ૩૨ હજાર પર ઝકાત કાઢવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૨ , ૧૭૩)

(૩) હઝરત જાબિર (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.) એ વ્યાજ લેનાર, આપનાર, હિસાબ રાખનાર અને તે મામલામાં ગવાહ બનનારા પર લાનત કરી છે. (મુસ્લિમ : ૨ / ૨૭)

એટલા માટે વ્યાજ પર કરજ લેવું જાઈઝ નથી, જેટલું જલ્દી શકય હોય તેનાથી નીકળી જાઓ, જેથી વ્યાજના કરજની વઈદથી બચી શકો.

એ પણ યાદ રાખો કે દરેક પ્રકારના શેર ખરીદવા જાઈઝ નથી. જેમકે ફિકસ ડિવિડન્ડ (નક્કી નફા) વાળા શેર, એટલા માટે કે આ પણ એક પ્રકારનું વ્યાજ છે. એવી રીતે હરામ કમાઈ કરનાર અને હરામ વસ્તુઓ બનાવનારી કંપનીઓના શેર ખરીદવા પણ જાઈઝ નથી. જો આવી કંપનીઓના શેર ખરીદયા હોય તો વહેલી તકે તેમાંથી મુકિત મેળવી લો. (નયે મસાઈલ ઔર ફિકહ એકેડેમી કે ફેસલે ૧૩૫ – ૧૩૭)

જો આવી કંપનીના શેર ખરીદયા હોય, જેમનો કારોબાર વ્યાજ અને નુકસાન પર આધારિત નથી, તો તેનાથી પ્રાપ્ત થતી આવક જાઈઝ છે અને તેને પોતાની જરૂરતમાં વાપરી શકાય છે. (નયે મસાઈલ ઔર ફિકહ એકેડેમી કે ફેસલે : ૧૩૫ – ૧૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૩) ૬ તોલા સોનું અને ૭૫૦૦ રૂપિયા રોકડા પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૨૮૪) :** એક ગરીબ સ્ત્રી છે, ૨૫ – ૩૦ વર્ષથી એક ફેમેલી તેનું ભરણ

પોષણ કરી રહી છે. તે સ્ત્રીને અલગ અલગ લોકો અલગ અલગ સમયે ઝકાત આપે છે. હમણાં તેની પાસે ૬ તોલા સોનું અને ૭૫૦૦ રૂપિયા રોકડા જમા છે, તે તેમાંથી પોતાની જરૂરત પુરી કરે છે, તો એ સ્ત્રી પર ઝકાત ફર્ઝ થશે કે નહીં ? જો ફર્ઝ હોય તો ઝકાત કાઢવાની રીત કઈ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલ પ્રમાણે એ ઓરત પર ઝકાત ફર્ઝ છે. ૬ તોલા સનાની કિંમત બજારમાં સોની પાસે જે આવે તેમાં રોકડ રકમ મેળવીને તેનો ચાલીસમો ભાગ ઝકાતમાં આપવો જરૂરી છે. દા.ત. સોનાની કિંમત ૮૦૦૦ રૂપિયા હોય, તો રોકડા ૭૫૦૦ ઉમેરીને કુલ ૧૫૫૦૦ની ઝકાત આપવી પડશે. માટે વર્ષ પુરુ થતા (દા.ત. પહેલી રમઝાને) જે રોકડ રકમ હશે, તેને સોનાની કિંમતમાં ઉમેરવામાં આવશે અને કુલની ઝકાત આપી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૪) ઝકાત, વ્યાજ અને શેરના પંદર મસાઈલ

સવાલ (૧૨૮૫ થી ૧૨૯૯) :

(૧) મેં બચતની નિય્યતથી અને ઈન્કમ ટેકસથી બચવા માટે પોસ્ટમાં ૧૫ હજારના નેશનલ સેવિંગ સર્ટિફિકેટ (N.S.C.) લીધા છે. તેની રકમ સાડા છ વર્ષ પછી ડબલ મળશે. તો શું તેને વ્યાજ માનવામાં આવશે ? અને જો તે વ્યાજ છે તો ઈન્કમ ટેકસમાં આપી શકાય છે ?

અને આ વર્ષે આ રકમ પર, જેનાથી નેશનલ સેવિંગ સર્ટિફિકેટ ખરીદયા છે, ઝકાત વાજિબ થશે ? અથવા જયારે આવશે ત્યારે વાજિબ થશે ?

(૨) ગયા વર્ષનું અને આ વર્ષનું ઈન્કમ ટેકસ પગારમાંથી કપાય ગયું છે, તો બેંકથી મળતું વ્યાજ ઈન્કમ ટેકસના બદલામાં લઈને વાપરી શકાય છે. વ્યવસાયિક વેરો પણ દર મહિને પગારમાંથી કપાય જાય છે. તો શું તેમાં વ્યાજની રકમ વાપરી શકાય છે ?

(૩) બીજી વ્યકિતના બેંકની વ્યાજની રકમ ઈન્કમ ટેકસમાં આપી શકાય છે?

(૪) બેંકમાંથી મળતું ગિફટ લેવું કેવું છે ?

(૫) દર મહિને પગારમાંથી પ્રોવિડન્ટ ફંડ (P.F.)ના નામથી જે રકમ કાપવામાં આવે છે અને આ પ્રોવિડન્ટ ફંડ નિવૃત્તિ વખતે પરત આપવામાં આવે છે,

તો તેની ઉપર હાલની અને આવતા વર્ષોની ઝકાત વાજિબ થશે ?

(૬) અમારી કંપનીમાં કામ કરનારાઓની "કમ્ઝયુમર સોસાયટી" છે. તેમાં દર મહિને ૧૫૦ રૂપિયા કાપવામાં આવે છે. તેની ઉપર અમને લોન આપવામાં આવે છે. વર્ષની આ રકમ ૧૮૦૦ રૂપિયા થઈ જાય છે. શું આની ઉપર ઝકાત વાજિબ થશે, આ રકમ અમને છેલ્લે અથવા સોસાયટીમાંથી રાજીનામું આપવા પર મળે છે.

(૭) L.I.C. માં રકમ જમા કરાવેલ છે, જેથી એક સાથે રકમ પ્રાપ્ત થાય. તેમાં દર પાંચ વર્ષ પછી અમુક રકમ અને કરાર પુરો થતા પુરી રકમ વધારા સાથે મળશે, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે ?

(૮) વ્યાજની રકમને કોઈ કમિટી અથવા સ્કુલમાં ડોનેશન પેટે આપવું અથવા સ્કુલમાં કંપાઉન્ડ બનાવવું અથવા સરકારથી કામ કરાવવા રિશ્વત આપવી જાઈઝ છે કે નહીં ?

ગરીબ મુસલમાનોની જરૂરત વખતે ઈલાજ માટે આપવી, તેમજ બિન મુસ્લિમોને દવા વગેરે માટે આપવી કેવી છે ? અને કયા કયા કામોમાં વ્યાજની રકમ વાપરી શકાય છે ?

(૯) જરૂરતમંદ રિશ્તેદાર અથવા મિત્ર વગેરેને કરજ પેટે આપવામાં આવેલી રકમ પર ઝકાત કોના જિમ્મે વાજિબ થશે ? અને જયારે તે રકમ મળશે, તો વાજિબ થશે કે પછી તરત જ ?

અને કરજની રકમ વસુલ થાય અને તે વખતે કરજ હોય તો શું કરવામાં આવે?

(૧૦) હમણાં મારી પાસે સાડા ત્રણ તોલા સોનું અને લગભગ ૧૦ તોલા ચાંદી છે અને લગભગ ૨૦૦૦ રૂપિયાના વાસણો છે, તેનો વપરાશ વર્ષમાં એક – બે વખત થાય છે અને ઘણા શોકેસમાં રાખવા માટે જ છે, તેનો વપરાશ કયારેય થતો નથી અને પાંચ ગાદલા છે, તેનો વપરાશ આ વર્ષે થયો નથી, તો આ વસ્તુઓ પર આ વર્ષે ઝકાત વાજિબ થશે ? અને ઝકાત પુરા વર્ષમાં રમઝાનુલ મુબારકના પહેલા દિવસે વાજિબ થશે ?

નોંધ : ગયા વર્ષ સુધી હું કરજદાર હતો આ વર્ષે કરજથી મુકત થયો છું.

(૧૧) સમુહ લગ્ન વખતે જો કોઈ દીનદાર વ્યકિત, બધી દુલ્હનોની મહેર

અદા કરી દે, તો તેનો એતિબાર થશે કે પતિએ આપવી પડશે ?

(૧૨) મારા પિતાના જિમ્મે મહેરની રકમ અદા કરવાની બાકી છે. જો હું વાલિદ સાહેબને મહેરના રૂપિયા આપી દઉં અને મારા પિતા મારી માતાને આપી દે, તો મહેર અદા થઈ જશે અથવા મારા પિતાને કમાયને આપવી પડશે ?

(૧૩) મારા મિત્રએ મારા નામના શેર ખરીદયા હતા, તે વખતે તેની કિંમત ૨૨૦ રૂપિયા હતી અને હમણાં માત્ર ૩૦ રૂપિયા કિંમત છે, તો તેની ઝકાત કોની ઉપર વાજિબ થશે ? અને ખરીદ કિંમત ગણવામાં આવશે કે હાલની કિંમત ?

(૧૪) અમારી કંપનીએ મકાન ખરીદવા માટે કરજ આપ્યું હતું મેં તે મકાનને ભાડે આપી દીધું છે, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે કે નહીં ?

(૧૫) ફ્રિજ, તિજોરી, ગાડી, સોફા વગેરે ઉધાર ખરીદયા છે. તેની ચૂકવણી હપ્તાથી થશે, તો એ કરજની રકમ ઝકાત આપતી વખતે બાદ કરવામાં આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) N.S.C. માં મુકેલી રકમ પર, અંતિમ મુદત પર, જે વધારો મળે છે તે વ્યાજ છે, અને વ્યાજના ઘણાં નુકસાનો છે, અલ્લાહ તઆલાએ તેને હરામ કર્યુ છે. એટલા માટે તેનાથી બચવાના ખૂબ જ પ્રયત્નો કરવા જોઈએ.

(અલ મબ્સૂત : ૧૨ / ૧૦૯– ૧૧૦)

અને વ્યાજ કોઈ પણ પ્રકારનું હોય, ગરીબ અને મોહતાજને સવાબની નિય્યત વગર આપી દેવું જોઈએ. સમાજ – કલ્યાણના કાર્યો દા.ત. જાહેર રસ્તાઓ, તેની ઉપર બનાવવામાં આવતા શૌચાલયો, બાથરૂમ, સ્કૂલનું કમ્પાઉન્ડ વગેરેમાં ખર્ચ કરવાની ગુંજાઈશ છે. જો કે બાકી રહેનારી ઈમારતોમાં ન વાપરે તો વધુ બહેતર છે. એટલા માટે કે તેને જોઈને લોકોના દિલોમાંથી ધીરે ધીરે વ્યાજની હુરમત (હરામ હોવાનો ખ્યાલ) નીકળી જવાનો ખતરો છે.

(નયે મસાઈલ ઔર ફિકહે એકેડેમી કે ફેસલે : ૧૪૧)

વ્યાજની રકમ પોતે વપારવી જાઈઝ નથી, અલબત્ત હુકૂમતના ટેકસોથી તંગ આવી ગયા હોય અને તેને અદા કરવામાં વ્યાજની રકમ વાપરવામાં મજબૂર હોય, તો સરકારી બેંકોથી મળતા વ્યાજને, બિન વાજબી (જુલ્મી) ટેકસ દા.ત. ઈન્કમ ટેકસમાં આપવાની ગુંજાઈશ છે, મજબૂરી વગર વાપરવામાં ન આવે.

(ફતાવા મહમુદિયા : ૧૬ / ૩૮૧ – ૩૮૨)

વર્ણન કરેલા સવાલમાં અસલ રકમ પર ઝકાત વાજિબ થશે, જયારે કે રકમ પોતાના કબજામાં આવી જાય તો પાછલા વર્ષોની ઝકાત આપવી પડશે. વસુલ કર્યા પહેલા આપી દેવાથી પણ અદા થઈ જશે.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૬, ૨૬૭)

(૨) ઈન્કમ ટેકસ અને વ્યવસાયિક વેરામાં આપવામાં આવેલી રકમ પ્રમાણે, સરકારી બેંકોના વ્યાજમાંથી રકમ વસુલ કરીને પોતે વાપરવાની ગુંજાઈશ છે.

(શામી : ૪ / ૯૫)

(૩) સરકારી બેંકનું વ્યાજ જો પોતાનું હોય, તો મજબુરીમાં આપવાની ગુંજાઈશ છે, બીજાનું ન આપવામાં આવે. (ફતાવા મહમુદિયા : ૧૬ / ૩૮૧ –૩૮૨)

(૪) વર્ણન કરેલી ગિફટ લઈને કોઈ ગરીબ મુસલમાનને સવાબની નિય્યત વગર આપી દેવામાં આવે. (ફતાવા દારૂલ ઉલૂમ ઝકરિય્યા : ૫ / ૪૦૦)

(૫) જરૂરી (જબરદસ્તી) પ્રોવિડન્ટ ફન્ડની રકમ જયારે વ્યકિતને મળે અને તે ઝકાતના નિસાબનો માલિક હોય અને તેની ઉપર ઈસ્લામી વર્ષ વિતી જાય, તો એક વર્ષની ઝકાત અદા કરવી પડશે. (નયે મસાઈલ ઔર ફિકહ એકેડેમી કે ફેસલે : ૬૧)

પાછલા વર્ષોની ઝકાત વાજિબ નહીં થાય.

(નયે મસાઈલ ઔર ફિકહ એકેડેમી કે ફેસલે : ૬૧)

(૬) બયાન કરેલી સોસાયટીમાં જમા રકમ પર નિસાબના માલિકના જિમ્મે દર વર્ષની ઝકાત વાજિબ થશે, રકમ વસુલ થયા પછી ઝકાત અદા કરે, તો દર વર્ષની જમા થયેલી રકમના હિસાબે, પાછલા વર્ષોની ઝકાત અદા કરવી પડશે.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૬–૨૬૭)

(૭) L.I.C. માં રૂપિયા મુકવા જાઈઝ નથી. તેની ઉપર પ્રાપ્ત થનારો વધારો વ્યાજ છે અને અસલ રકમ પર દર વર્ષે ઝકાત વાજિબ થશે અને જો રકમ વસુલ કર્યા પછી અદા કરે, તો પાછલા વર્ષોની પણ ઝકાત અદા કરવી પડશે.

(દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૬ – ૨૬૭)

(૮) વ્યાજની રકમ કોઈ પણ ગરીબ મુસલમાનને સવાબની નિય્યત કર્યા વગર આપી દેવામાં આવે, ગરીબ મુસલમાનની દવા, કપડા અથવા અન્ય જરૂરત માટે આપી શકાય છે, સમાજ કલ્યાણના કાર્યોમાં દા.ત. જાહેર રસ્તાઓ, તેની ઉપર બાંધવામાં આવેલા શૌચાલયો, બાથરૂમ,પાણીની ટાંકી વગેરેમાં વાપરવાની પણ

ગુંજાઈશ છે. પરંતુ જેમકે જવાબ નં. ૧માં સ્પષ્ટતા કરી દીધી કે આવી વસ્તુઓમાં તેનો ઉપયોગ બહેતર નથી, જે બાકી રહેનારી હોય, એટલા માટે કે વ્યાજની હુરમત (હરામ હોવાનો ખ્યાલ) દિલોમાંથી નીકળી જવાનો ખતરો છે.

સ્કુલના કમ્પાઉન્ડમાં પણ વાપરી શકાય છે. ડોનેશન પેટે પોતાના નામથી આપવું જાઈઝ નથી. એવી રીતે સરકારી કામ કઢાવવા માટે રિશ્વત પેટે આપવું જાઈઝ નથી. બિન મુસ્લિમોને દવા વગેરે માટે ન આપવામાં આવે એટલા માટે કે તેમના મુકાબલામાં મુસલમાનો વધુ ગરીબ છે. (ફતાવા રહીમિય્યહ : ૯ / ૨૭૯)

વ્યાજની રકમ સવાબની નિય્યત વગર આપી દેવી જોઈએ. અલ્લાહ તઆલા પાક છે અને પાક તેમજ હલાલ માલને જ કબૂલ કરે છે. હરામ માલ કબૂલ કરતા નથી. માટે વ્યાજની રકમમાં સવાબની નિય્યત કરવાથી કુફ્રનો ખતરો છે. જો કે સવાબની નિય્યત કર્યા વગર આપવામાં આવે, તો શરીઅતના હુકમ પર અમલ કરવાને કારણે આશા છે કે અલ્લાહ તઆલા સવાબ અતા કરે.

(૯) કરજ પેટે આપવામાં આવેલી રકમની ઝકાત, માલદાર કરજ આપનાર પર લાગશે. કરજ લેનાર પર તેની ઝકાત વાજિબ નહીં થાય, કારણ કે તેનો માલિક કરજ આપનાર છે, કરજ લેનાર નથી. (મુસ્નદે અહમદ : ૬ /૧૮૯, હદીસ નં.૩૬૭૨)

દર વર્ષનો હિસાબ અલગ અલગ કરવામાં આવશે અને કરજમાં આપેલી રકમ કરજ આપનારના જમા માલમાં ગણવામાં આવશે, જો તેની ઉપર પણ કરજ હોય, તો જમા રકમમાંથી બાદ કર્યા પછી નિસાબ જેટલો માલ બાકી રહે, તો તેની ઝકાત આપવી પડશે.

કરજની રકમ જયારે વસુલ થશે તો તેની ઝકાત અદા કરવી પડશે અને પાછલા વર્ષોની પણ ઝકાત આપવી પડશે અને વસુલ કરવાથી પહેલા અદા કરી દે તો પણ અદા થઈ જશે. (હિદાયહ : ૧ / ૧૮૫)

(૧૦) આપની લખેલી વસ્તુઓમાંથી સોનું અને ચાંદી પર જ ઝકાત વાજિબ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬) ઘરના વાસણો અને ગાદલાને નિસાબમાં ગણવામાં નહીં આવે અને તેની ઉપર ઝકાત ફર્ઝ નહીં થાય. (દુર્રે મુખ્તાર અલા રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૯ – ૨૬૩) અલબત્ત જરૂરતથી વધારે વાસણો જે વર્ષમાં બિલ્કુલ વપરાતા નથી તેમજ શોકેસમાં મુકેલા વાસણો વગેરે સદકએ ફિત્ર અને કુરબાનીના નિસાબમાં ગણવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૧)

જયારે તમે કરજમાંથી મુકત થયા અને ઝકાતના નિસાબ બરાબર માલના માલિક બન્યા, ત્યારથી એક ઈસ્લામી વર્ષ વિતી જાય તો ઝકાત ફર્ઝ થશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩)

ઝકાત ફર્ઝ થવામાં રમઝાન મહિનાનો કોઈ દખલ નથી. બલકે વર્ષ પુરૂ થવાનો એતેબાર છે જયારે થઈ જાય. માટે જો કોઈ વ્યકિત પહેલી મુહર્રમે નિસાબનો માલિક બન્યો અને તેની ઉપર એક વર્ષ વિતી જાય એટલે બીજા વર્ષનો મુહર્રમનો મહિનો શરૂ થઈ ગયો, તો તેની ઉપર ઝકાત અદા કરવી વાજિબ થઈ ગઈ. કારણ વગર મોડું કરવાથી ગુનેહગાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૦)

(૧૧) મહેર આપનારે પતિની ઈજાઝતથી તેમની પત્નીઓને મહેર આપી હોય, તો કોઈ વાંધો નથી, કારણ કે એક વ્યકિતનું કરજ તેની પરવાનગીથી બીજો વ્યકિત અદા કરી શકે છે. મહેર પણ પતિના જિમ્મે પત્નીનું કરજ છે, માટે બીજો વ્યકિત તેની ઈજાઝતથી અદા કરી શકે છે. મહેર પોતાની કમાઈથી અદા કરવી જરૂરી નથી. (બહરુર્રાઈક : ૨ / ૪૨૪)

(૧૨) આપ વાલિદ સાહેબને ખિદમત પેટે કોઈ રકમ હદિયો કરી દો અને તે રકમથી વાલિદ સાહેબ મહેર અદા કરે, તો જાઈઝ છે. કારણ કે તેઓ એ રકમના માલિક છે અને તેમાંથી તેઓને ખર્ચ કરવાનો અધિકાર છે.

(૧૩) શેર ઉપર ઝકાત છે. શરત એ છે કે શેર હોલ્ડર પાસે નિસાબ જેટલો માલ હોય. શેરની રકમને પણ તેમાં ઉમેરવામાં આવે.

એટલા માટે જો આપને માલિક બનાવવા માટે આપનાં નામે શેર ખરીદવામાં આવ્યા છે, તો તેની ઝકાત આપ પર વાજિબ થશે અને જો આપનું નામ માત્ર નામ પુરતું લખવામાં આવ્યું છે અને અસલ માલિક આપનો મિત્ર છે. તો શેરની ઝકાત આપના મિત્ર પર વાજિબ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૯)

શેરની ઝકાત માટે ઝકાત આપવાના દિવસની કિંમતનો એતેબાર ગણાશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૮૬)

(૧૪) રહેવા માટે અથવા ભાડે આપવા માટે ખરીદેલા મકાન પર ઝકાત વાજિબ થશે નહીં. જો કે મકાન ખરીદતી વખતે વેચવાની નિય્યત હોય, તો તેની ઉપર ઝકાત વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૨)

(૧૫) જો વર્ણન કરેલી વસ્તુઓ હપ્તાથી ખરીદી હોય અને હપ્તા એક વર્ષ

અથવા વધારે મુદ્દતના હોય, તો એક વર્ષના હપ્તાની રકમ જમા કરેલી રકમમાંથી બાદ કરવામાં આવશે. તેનાથી વધારે કરજ બાદ કરવામાં નહીં આવે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૫)ભાડે અપેલું મકાન નિસાબમાં શુમાર થશે કે નહીં?

**સવાલ (૧૩૦૦) :** અમારી કંપનીએ કરજથી ઘર ખરીદી આપ્યું છે. તેની કિંમત બે લાખ ત્રીસ હજાર છે. મારા પિતાનું મકાન છે. હું મારા માતા – પિતા સાથે ફેમેલી સાથે રહું છું અમારી કંપનીનું આપેલું મકાન ભાડે આપેલું છે. અમારી કંપની દર મહિને પગારમાંથી મકાનનો હપ્તો કાપી લે છે. તો મારી ઉપર આ મકાનને કારણે ઝકાત વાજિબ થશે કે નહીં ? તેમજ સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ થશે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મકાનના ચૂકવેલા હપ્તાઓમાંથી એક વર્ષના હપ્તાઓ, ઝકાત વાજિબ થવાના માલમાંથી બાદ કર્યા પછી, જો આપ નિસાબના માલિક રહો છો, તો આપને ઝકાત આપવી પડશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૯૫) અને સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ થવા માટે ભાડે આપેલું મકાન પણ જરૂરતથી વધારે માલમાં ગણવામાં આવશે. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૪૫૪)



عن علی رضی الله عنه، عن النبی صلی الله علیه وسلم ببعض أول هذا الحديث، قال : فإذا كانت لك مئتا درهم، وحال عليها الحول، ففيها خمسة دراهم ، وليس عليك شيئ۔ يعنی فی الذهب حتی يكون لك عشرون دينارا فإذا كان لك عشرون دينارا، وحال عليها الحول ، ففيها نصف دينار، فمازاد، فبحساب ذلك۔

**તર્જુમો :** હઝરત અલી (રદિ.) થી રિવાયત છે કે હઝરત નબીએ કરીમ (સલ.) થી મન્કૂલ છે (આ હદીસનો પ્રથમ હિસ્સો છે કે) આપ (સલ.) એ ફરમાવ્યું કે જયારે તમારી પાસે બસો (૨૦૦) દિરહમ હોય અને તેની ઉપર વર્ષ વિતી જાય તો તેમાં પાંચ દિરહમ (ઝકાત) વાજિબ થશે અને તે વીસ દિનાર સુધી પહોંચે ત્યાં સુધી તમારા પર કંઈ જ વાજિબ નથી એટલે કે સોના પર એક વર્ષ તેના પર પસાર થઈ જાય તો અડધો દિનાર આપવો પડશે. માટે જે કંઈ તેનાથી વધારે હોય તો તે પ્રમાણે ઝકાત વાજિબ થશે. (સુનને અબૂદાવૂદ : ૧ / ૨૨૧ હદીસ નં. ૧૫૭૩)

# સોના, ચાંદી અને નોટ ઉપર ઝકાત

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# સોના, ચાંદી અને નોટ ઉપર ઝકાત

## (૧) બધા સોનામાં ઝકાત છે અથવા નિસાબથી વધારે ભાગમાં ?

**સવાલ (૧૩૦૧)** સોનું જો સાડા સાત તોલાથી વધારે હોય તો ઝકાત એ વધારેમાં વાજિબ થશે અથવા બધા સોના પર ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતનો નિસાબ સાડા સાત તોલા સોનું છે. જયારે ઝકાત ફર્ઝ થશે તો બધા સોનાનો ચાલીસમો ભાગ આપવો વાજિબ થશે. એક પણ તોલો માફ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૮, ૧૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કરજની ઝકાત વાજિબ છે

**સવાલ (૧૩૦૨) :** મારી પાસે ૩૪ હજાર રોકડા રૂપિયા છે અને પોતાના એક છોકરાને મેં ૨૬ હજાર રૂપિયા ગયા વર્ષે કરજ આપ્યા છે. કરજ પરત આવવાની પુરી આશા છે, તો મારી ઉપર તે કરજની ઝકાત પણ વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે રકમ તમે કરજ આપેલી છે અને પરત આવવાની પુરી આશા પણ છે, તો તે જયારે પણ મળશે, તો તેની ઉપર પાછલા વર્ષોની પણ ઝકાત વાજિબ થશે. (તોહફતુલ ફુકહા : ૧ /૨૯૩ – ૨૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) બેંક બેલેન્સ સાથે કરજ હોય, તો કેવી રીતે અદા કરવામાં આવે ?

**સવાલ (૧૩૦૩) :** એક વ્યકિત દોઢ – બે હજારનું બેંક બેલેન્સ રાખે છે, પરંતુ તેની ઉપર દસ – બાર હજાર ડોલરનું કરજ છે અને તે બેંકનું બેલેન્સ કરજમાં આપવાનો ઈરાદો રાખે છે. ઉપરાંત તેને બીજાને ૮૦૦ ડોલર કરજ પણ આપ્યું છે, તો તે ૮૦૦ ડોલરની ઝકાત તેની ઉપર વાજિબ થશે કે નહીં ? જો બેંક બેલેન્સ કરજમાં આપવાનો ઈરાદો ન હોય, તો તેની ઉપર પણ ઝકાત લાગશે કે નહીં ? જવાબ આપવા મહેરબાની.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કરજ બાદ કરીને (એટલે બાદ કર્યા પછી, બાકી રકમ જો નિસાબ જેટલી હોય તો તેની) ઝકાત આપવી ફર્ઝ  છે. જો બેંક બેલેન્સથી વધારે કરજ હોય , તો ઝકાત વાજિબ નહીં થાય.

૮૦૦ ડોલર કોઈ બીજા પાસે કરજ છે અને એક હજાર ડોલર બેંકમાં છે, એટલે તેની પાસે ૧૮૦૦ ડોલર છે, હાલાંકે તેની ઉપર દસ – બાર હજાર ડોલર કરજ છે. એવી હાલતમાં જો સોનું, ચાંદી અથવા ઝકાતના માલમાંથી એટલો ન હોય, જે સાડા બાવન તોલા ચાંદી સુધી ન પહોંચી જાય, તો તે નિસાબનો માલિક નથી, માટે તેની ઉપર ઝકાત વાજિબ થશે નહીં. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઘરેણાની ઝકાતમાં કઈ કિંમતની ગણતરી થશે ?

**સવાલ (૧૩૦૪) :** જો બે તોલા સોનાનું ઘરેણું અને દસ તોલા ચાંદીનું ઘરેણું હોય, તો ચાંદીનો નિસાબ બનાવવા માટે જે બે તોલા સોનાનું ઘરેણું છે, તેની કિંમત કેવી રીતે લગાવવામાં આવે, શું તે વખતે બજારમાં સોનાની જે કિંમત છે, તેની ગણતરી કરવી અથવા જયારે તેની ખરીદી કરી હતી ત્યારની કિંમત લગાવવી જોઈએ ? અથવા હમણાં બજારમાં આ ઘરેણાંને લઈ જઈને કિંમત પૂછવી જોઈએ  કે કેટલામાં વેચાણ થઈ શકે છે તેની કિંમત મુકવી ? જે ઘરેણું હમણા ઘરે છે, બજારમાં જો લઈ જઈએ, તો તેની કિંમત મુશ્કેલથી અડધી મળી શકે છે. ટુંકમાં કઈ કિંમતનો હિસાબ કરવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હમણાં બજારમાં વણર્ન કરેલા ઘરેણાની જે કિંમત થશે, એટલે સોની જે કિંમત બતાવશે, તે ગણવામાં આવશે.

وتعتبر القيمة يوم الوجوب، وقالا يوم الاداء، وفى السوائم يوم الاداء إجماعا، وهو الاصح، ويقوم فى البلد الذى المال فيه ولوفى مفازة ففى أقرب الامصار إليه، فتح۔

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) સોના, ચાંદીમાં બજારની કિંમતનો એતેબાર

**સવાલ (૧૩૦૫) :** શું ફરમાવે છે મુફતીયાને કિરામ નીચેના મસ્અલા વિશે,

જયારે સોનું ખરીદવામાં આવ્યું ત્યારે તેની કિંમત એક તોલાના ૧૫૦ રૂપિયા હતી અને હમણાં એક તોલાની કિંમત બે હજાર (૨૦૦૦) રૂપિયા છે, હવે કઈ કિંમત લગાવીને ઝકાત આપવી પડશે ? એક તોલા પર કેટલી ઝકાત આપવી પડશે?

અને એ સોનામાં એક આના બરાબર તાંબું ભેળવેલું છે. તાંબાનુ વજન ઓછુ કરવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ ઘરેણાંની બજાર કિંમત જે હશે, તે પ્રમાણે ઝકાત આપવી પડશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૮૫ – ૨૮૬)

રહી વાત તાંબાની, તો તેને કારણે સોનું ઓછા કેરેટનું ગણવામાં આવશે અને તેને કારણે તેનો ભાવ ઓછો હશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૦૦) એટલા માટે સોનીથી પૂછીને તેની કિંમતનો ચાલીસમો ભાગ અથવા તેની કિંમત ઝકાતમાં આપવી પડશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) પંદર અને વીસ તોલાની ઝકાતનો હિસાબ

**સવાલ (૧૩૦૬) :** આજના હિસાબે પંદર અને વીસ તોલાની ઝકાત કેટલી થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બજારના ભાવથી ઝકાત આપવી જોઈએ. તમે ઘરેણાં બજારમાં જઈને કોઈ સોની પાસે તેની કિંમત કઢાવો, જો વીસ તોલા ઘરેણા છે અને એક તોલાની કિંમત દા.ત. ૫૨૫ રૂપિયા છે, તો તે હિસાબથી વીસ તોલાની કિંમત દસ હજાર પાંચસો રૂપિયા થાય. હવે તમને દસ હજાર પાંચસો રૂપિયાની ઝકાત અઢી ટકાના હિસાબે કાઢવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ચાંદીનો હિસાબ ગ્રામ પ્રમાણે

**સવાલ (૧૩૦૭) :** સોના ચાંદીનો નિસાબ આજકાલ કેટલા ગ્રામ પ્રમાણે થાય છે? અને કેટલા રૂપિયા હોય તો નિસાબ પૂર્ણ થાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદી સાડા બાવન તોલા હોય, તો ઝકાત વાજિબ થાય છે એક તોલો લગભગ સાડા અગિયાર ગ્રામ થાય છે. એ રીતે હિસાબ કરી લેવામાં આવે. (અબૂદાવૂદ : ૧ /

૨૨૧, હદીસ નં. ૧૫૭૩, અવઝાનુલ મહમુદહ : ૧૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શાફિઈ મસ્લકમાં વપરાશી ઘરેણા પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૩૦૮) :** શાફિઈ મસ્લકમાં ઘરેણા પર ઝકાત છે કે નહીં ? જો છે તો તેની દલીલ શું છે ? અને કુરઆને કરીમમાં જે હકદારો બતાવ્યા છે શું તે તમામને અદા કરવી જરૂરી છે અથવા નહીં ? જો તમામને આપવી જરૂરી છે તો બધાને એક સાથે આપવી જોઈએ અથવા અલગ અલગ ? જો કોઈને બાદમાં આપવા માંગે, તો આપી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાફિઈ મસ્લકમાં ઓરતોના તે ઘરેણા પર, જે ઓરતો માટે ખાસ છે. જેમકે હાર, બંગડીઓ, પાયલ, ઝાંઝર વગેરે, તેની ઉપર ઝકાત વાજિબ નથી. જયારે કે તે જાતે પહેરતી હોય અથવા કોઈને પહેરવા માટે આપ્યા હોય.

(અલમુગની : ૩ / ૪૧,૪૨)

પુરુષો પર પુરુષ માટે વપરાતા ખાસ ઘરેણા પર ઝકાત નથી, જેમકે તલવારનું ઘરેણું અને વીંટી. (અલ મુગની : ૩ / ૪૫)

ઔરત પાસે જો તલવાર હોય, તેની પટ્ટીમાં ચાદી હોય, તો તેની ઝકાત વાજિબ છે. અથવા પુરુષ પાયલ, ઝાંઝર, હાર વગેરે રાખે છે તો તેની ઉપર ઝકાત વાજિબ છે. (અલ મુગની : ૩ / ૪૪ – ૪૫)

ટુંકમાં ઔરત અને મર્દ માટે હલાલ ઝેવર પર ઝકાત નથી. ભલે તેની કિંમત ગમે તે હોય. (અલ મુગની : ૩ / ૪૩, મસ્અલા નં.૧૮૮૬)

વપરાશી ઘરેણા પર ઝકાત વાજિબ ન હોવાના સિલસિલામાં તેની દલીલ સહાબાની રિવાયતો છે. હઝરત જાબિર (રદિ.) ની રિવાયત છે :

عن النبى صلى الله عليه وسلم أنه قال ليس فى الحلى زكوة (અલ મુગની : ૨ / ૨૬૯)

બધા પ્રકારના લોકોને આપવી જાઈઝ છે. જો બધા મોજૂદ ન હોય અથવા તેમને ઓળખવા મુશ્કેલ હોય, તો અમુકને આપવી પણ જાઈઝ છે, અલગ અલગ આપવી જાઈઝ છે. પહેલા અને બાદમાં આપવી પણ જાઈઝ છે. (અલ મુગની : ૨ / ૪૯૯, મસ્અલા નં. ૧૭૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن سالم بن عبد الله، عن أبيه رضى الله عنه، عن النبى صلى الله عليه وسلم قال
فيما سقت السماء والعيون أو كان عثريا العشر، وما سقى بالنضح نصف العشر

**તર્જુમો :** હઝરત સાલીમ બિન અબ્દુલ્લાહ (રદિ.) પોતાના વાલિદથી રિવાયત કરે છે કે આપ (સલ.) એ ફરમાવ્યું : જે જમીનમાં વરસાદના પાણીથી અથવા ઝરણાના પાણીથી ખેતી કરવામાં આવી હોય અથવા જાતે ભીની થઈ હોય, તો તેની પેદાશનો દસમો ભાગ વાજિબ થશે અને જો (નહેર અથવા તળાવ વગેરે) સિંચાઈ દ્વારા ખેતી કરવામાં આવી હોય તો તેની પેદાશનો વીસમો ભાગ વાજિબ થશે.

(બુખારી : ૧/૨૦૧ હદીસ નં. ૧૪૮૩)

# ઉશ્ર અને ખિરાજ એટલે ખેતીની ઝકાતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઉશ્ર અને ખિરાજ એટલે ખેતીની ઝકાતનું બયાન

## (૧) ખેતીની પેદાશ પર ઝકાત

**સવાલ (૧૩૦૯) :** અમારી પાસે ૨૫ વીઘા જમીન છે. તેમાં શેરડી અને કેળા સિંચાઈ દ્વારા થાય છે, અને બાકી ચીજો કેરી, ચીકુ વગેરે વરસાદના પાણીથી થાય છે, તો ઝકાત કોની કેટલી આપવી પડશે ? અને ઝકાતમાં અસલ પેદાશ જ આપવી પડશે અથવા તેની કિંમત પણ આપી શકાય છે ? અને ઝકાતના હકદાર કોણ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પેદાશમાંથી જે કંઈ ઝકાત પેટે આપવામાં આવે છે તેને "ઉશ્ર" અથવા "ખિરાજ" કહે છે. વરસાદના પાણીથી જે ખેતી અને ફળફળાદિ થાય છે, તેનો દસમો ભાગ આપવો પડશે અને ટયુબવેલના પાણીથી અથવા નહેરના પાણીથી, જો મશીન દ્વારા પહોંચાડવામાં આવે, જો સિંચાઈ કરવામાં આવે, તો પેદાશનો વીસમો ભાગ આપવો પડશે. (બુખારી : ૧ / ૨૦૧ હદીસ નં. ૧૪૮૩)

માટે ખર્ચ બાદ કર્યા વગર પેદાશમાંથી દસમો અથવા વીસમો ભાગ આપવાને "ઉશ્ર" કહેવાય છે અને અદા કરવામાં ભલે પેદાશ આપવામાં આવે અથવા તેની રકમ, બંને જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૧)

ઉશ્રમાં ઈબાદત (બંદગી)નો ભાગ છે. કારણ કે જમીનની પેદાશની ઝકાત છે અને "ખિરાજ" એક ટેકસ છે, જે મુસ્લિમ હુકૂમતોએ બિન મુસ્લિમોને પોતાની હુકૂમતમાં આશરો આપીને તેમની જમીનોની પેદાશ પર લગાવ્યો હતો.

(ફત્હુલ કદીર : ૬ /૩૨)

જો તમારી જમીન વારસાગત રહી છે, તો તેમાં ઉશ્ર અદા કરવું બહેતર છે અને આ ઉશ્ર કાઢતા રહેવું જોઈએ, કારણ કે તે અદા ન કરવાની નહુસતો – આફતો આપણે જોઈ જ રહયા છે. (ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૧૮૮–૧૮૯, ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૫૯, ૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ભારતની જમીનની પેદાશમાં ઉશ્રનો હુકમ

**સવાલ (૧૩૧૦) :** આપણી જમીનોમાં જે પેદાશ દા.ત. ઘઉ, જુવાર, જવ વગેરે થાય છે, તેમાં શરઈ રીતે જે ઉશ્ર આવે છે, તે આપવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફતાવા દારૂલ ઉલૂમમાં, ફતાવા શામી અને કાઝી સનાઉલ્લાહ પાણીપતી (રહ.) ના હવાલાથી લખ્યું છે કે ભારતની જમીનોમાં ઉશ્ર વાજિબ નથી, જો કે કોઈ એહતિયાત માટે ઉશ્ર કાઢે તો બહેતર છે. વાજિબ અને ફર્ઝ નથી. (ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૧૬૨, ૧૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) પેદાશની ઝકાતમાં કરજ બાદ કરવામાં નહીં આવે

**સવાલ (૧૩૧૧) :** એક વ્યકિત પર સાત હજાર રૂપિયાનું કરજ છે અને તેની ખેતીની પેદાશ પાંચ હજાર રૂપિયાની થઈ છે. તો શું આ પેદાશની ઝકાત તેના જિમ્મે વાજિબ છે. અહીંયા એક વ્યકિતનું કહેવું છે કે તેની ઉપર ઝકાત વાજિબ છે, કારણ કે પેદાશની ઝકાતમાં કરજ બાદ કરવામાં નથી આવતું ભલે કેટલુંય કરજ હોય. પેદાશમાંથી વીસમો ભાગ ઝકાત રૂપે કાઢવો જરૂરી છે. શું આ વાત સહીહ છે ? શરીઅતની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જમીન બે પ્રકારની હોય છે. ઉશ્રી અને ખિરાજી (ફતાવા કાઝીખાન : ૧ / ૨૭૦) જો જમીન ઉશ્રી હોય અને વરસાદી પાણીથી તેની સિંચાઈ કરવામાં આવી હોય, તો પેદાશનો દસમો ભાગ કાઢવો જરૂરી છે અને જો કુવાના પાણીથી સિંચાઈ કરવામાં આવી હોય, તો પેદાશનો વીસમો ભાગ કાઢવો જરૂરી છે. અને (આ દસમો અને વીસમો ભાગ) ઝકાતના હુકમમાં છે. (બુખારી : ૧ / ૨૦૧, હદીસ નં. ૧૪૮૩)

ઉશ્ર અને ખિરાજના વાજિબ થવામાં કરજ અવરોધક નથી. માટે જે વ્યકિતએ બતાવ્યું છે કે જમીનની પેદાશ પર દરેક હાલતમાં ઉશ્ર અને ખિરાજ વાજિબ થશે, ભલે ખેતી કરનારો કરજદાર હોય, તેની વાત બિલ્કુલ સાચી છે. અને કરજદારના જિમ્મે પણ તેની ઝકાત આપવી જરૂરી છે. તેમાં માલની જેમ કરજને બાદ કરવામાં નહીં આવે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૧)

અને ખિરાજની જમીનમાં ખિરાજ (મહેસુલ – ટેકસ) અદા કરવાથી જવાબદારી માંથી મુકત થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૫૭)

પરંતુ ભારતની જમીન ઉશ્રી અથવા ખિરાજી હોવામાં ઉલમામાં મતભેદ છે, માટે આ વિશે કોઈ ચોક્કસ ફતવો આપી શકાતો નથી. જો તમે અથવા તમારા બાપ – દાદાએ તે જમીન બિન મુસ્લિમ પાસેથી ખરીદી છે, તો તે ખિરાજી છે. એવી રીતે

તે જમીન કાફિર બાદશાહ તરફથી આપવામાં આવી હોય, તો પણ તે ખિરાજી છે અથવા જમીન વારસામાં આવી હોય અને તમારા બાપ – દાદા પહેલા બિન મુસ્લિમ હતા , પછી ઈસ્લામમાં દાખલ થયા અને તેના પુરાવા છે, તો પણ જમીન ખિરાજી ગણવામાં આવશે. (ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૧૬૨, ૧૬૩)

## (૪) ઈજારા – ઠેકેદારીમાં ઉશ્રનો હુકમ

**સવાલ (૧૩૧૨) :** અમારા ગામમાં મસ્જિદ અને મદ્રસાની જમીનને ઈજારા – ઠેકેદારી પર આપવા માટે દર વર્ષે હરાજી થાય છે. આ વર્ષે અમે આ જમીનને ઈજારા – ઠેકેદારી પર લીધી છે. તો તેમાં જે પેદાશ થશે, તેની ઝકાતનો શું મસ્અલો છે ? અમે સાંભળ્યું છે કે દસ મણમાં એક મણ આપવું જરૂરી છે. તો શું ઈજારા – ઠેકેદારીની જમીનનો પણ આ જ હુકમ છે ? શરીઅત પ્રમાણે જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો જમીન ઉશ્રી હોય તો તેના માલિક પર (જયારે કે તે ખેતી કરે) ઉશ્ર (દસમો ભાગ) વાજિબ છે. શરત એ છે કે વરસાદના પાણીથી પેદાશ થઈ હોય અને જો નહેરના પાણીથી (અથવા ટયુબવેલના પાણીથી) સિંચાઈ કરવામાં આવી હોય તો પેદાશનો વીસમો ભાગ વાજિબ થશે. (બુખારી : ૧ / ૨૦૧, હદીસ નં. ૧૪૮૩, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૨૮)

જો ખેતી ભાગીદારીમાં કરવામાં આવી છે, તો જે કંઈ ભાગ નક્કી થયો છે, દા.ત.. અડધો – અડધો અથવા એક તૃતીયાંશ – બે તૃત્યાંશ દરેકને પોતાના હિસ્સામાંથી (ઉપરોકત વર્ણન પ્રમાણે) ઉશ્ર અથવા વીસમો ભાગ આપવો પડશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૫૬) અને જો જમીન ઈજારા – ઠેકેદારી પર લીધી છે, તો જેને ઈજારા પર લીધી છે અને ખેતી કરી રહયો છે. તેના જિમ્મે દસમો અથવા વીસમો ભાગ વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૫) જમીનની પેદાશ પર ઉશ્ર કોણ કાઢશે ?

**સવાલ (૧૩૧૩) :** અમે એક ખેતીની જમીન ખેતી માટે નક્કી કરેલી રકમ પર લીધી છે અને અમે ત્રણ વર્ષ માટે આ નક્કી કર્યુ છે. સવાલ એ છે કે આ ત્રણ વર્ષમાં આ જમીનની જે પેદાશ થશે તેની જકાત કોના જિમ્મે વાજિબ થશે ? અસલ માલિક

કે અમારી ઉપર ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો જમીનની મજુરી બરાબર નક્કી કરી હશે, તો જમીનના માલિક પર ઉશ્ર કાઢવું જરૂરી થશે. નહીં તો ઠેકેદારે ઉશ્ર આપવું પડશે. માત્ર શરત એ છે કે જમીન ઉશ્રી હોય. (શામી : ૨ / ૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૬) ઉશ્ર કાઢવામાં ખર્ચ બાદ કરવામાં નહીં આવે

**સવાલ (૧૩૧૪) :** ખેતીની પેદાશમાં ઉશ્ર એટલે દસ મણમાં એક મણ કાઢવાનું છે, તો તેમાં ખર્ચ બાદ કરીને કાઢવાનું છે અથવા તેના વગર ? એટલે ૪ હજારની પેદાશ થઈ અને તેની ઉપર ખર્ચ એક હજાર થયો, તો ચાર હજારમાંથી ઉશ્ર કાઢવાનું કે ૩ હજારમાંથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમારી જમીન ઉશ્રી છે. તેના વિશે નજીકના ઉલમાથી પૂછી લેવામાં આવે. તો ખર્ચ બાદ કર્યા વગર કુલ પેદાશમાંથી દસમો ભાગ આપવો પડશે. શરત એ છે કે વરસાદના પાણીથી ખેતી થઈ હોય અને જો ટયુબવેલ અને કુવાના પાણીથી સિંચાઈ કરી હોય, તો વીસમો ભાગ આપવો જરૂરી છે, એટલે ખર્ચ બાદ કર્યા વગર ઉશ્ર આપવું પડશે, કારણ કે શરીઅતે ઉશ્રમાં વધઘટ, ખર્ચમાં વધઘટના એતેબારથી રાખી છે. (બુખારી : ૧ / ૨૦૧, હદીસ નં. ૧૪૮૩)

## (૭) ઉશ્ર કાઢવામાં ઘરની જરૂરિયાતમાં વપરાતા અનાજ અને કરજને બાદ કરવામાં આવશે ?

**સવાલ (૧૩૧૫) :** આજકાલ ખેતી કરવામાં સારો એવો ખર્ચ થઈ જાય છે. તેના માટે કરજ લેવું પડે છે. જમીનમાં જે પેદાશ થાય છે, તે અમારી જરૂરતથી માત્ર એટલું વધારે હોય છે કે તેને વેચીને અમે કરજ અદા કરી શકીએ છે, અને કેટલીક નાની – મોટી જરૂરતો પુરી કરી શકીએ. તો શું શરીઅતમાં તેની ઈજાઝત નથી કે આવી સ્થિતિમાં અમે કરજને બાદ કરી લઈએ અને બાકી પેદાશમાં ઉશ્ર કાઢીએ. શું કરજને અસલી જરૂરતમાં શુમાર કરવામાં આવશે અને તેને કારણે અમે તે સિવાયનું ઉશ્ર કાઢીએ તો માફી મળશે ? અથવા તેને પણ ખેતીવાડીનો જ ખર્ચ ગણવામાં આવશે અને તેને કારણે ઉશ્ર કાઢવામાં કોઈ છૂટછાટ નહીં મળે ?

તેમજ જેટલી પેદાશ અમારી વર્ષભરની જરૂરતમાં વપરાશે, તેને અસલી જરૂરતમાં શુમાર કરીને ઉશ્રમાંથી છુટછાટ મળશે કે નહીં ? દા.ત. જો ૫૦ મણ અનાજ થાય છે, તેમાંથી ત્રણ મણ ઘરના વપરાશ માટે હોય છે અને બાકી ૨૦ મણની કિંમત કરજને અદા કરવા સાથે બીજા કામો માટે હોય છે. તો શું કુલ પેદાશનો દસમો અથવા વીસમો ભાગ વાજિબ થશે અથવા માત્ર કરજ બાદ કરવામાં આવશે અથવા કરજ અને ઘર વપરાશ જેટલી પેદાશ બાદ કરીને બાકી પેદાશમાં ઉશ્ર લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક પ્રકારના ખર્ચ અને કરજ બાદ કરતા પહેલા, કુલ પેદાશમાંથી નિયમ પ્રમાણે દસમો અને વીસમો ભાગ કાઢવો પડશે. ન તો ખેતી પર થનારા ખર્ચને, ભલે કરજ લઈને પુરો કર્યો હોય, બાદ કરવામાં આવશે અને ન તો ઘર વપરાશમાં અનાજને બાદ કરવામાં આવશે. (ફત્હુલ કદીર : ૨ / ૨૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જમીનની પેદાશથી ઉશ્ર કાઢવાનો તરીકો

**સવાલ (૧૩૧૬) :** જમીનની પેદાશમાં જો જરૂરતથી વધારે પેદાશ થાય, તો પુરી પેદાશમાંથી દસમો ભાગ કાઢવામાં આવશે, અથવા પોતાની જરૂરતથી વધારે પેદાશમાંથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉશ્રી જમીનની જે પણ પેદાશ હોય, તેમાં થયેલા ખર્ચને બાદ કર્યા વગર પેદાશનો દસમો હિસ્સો આપવો જરૂરી છે, જયારે કે તેની સિંચાઈ વરસાદના પાણીથી હોય અને વીસમો હિસ્સો ત્યારે આપવો જરૂરી છે કે જયારે તેની સિંચાઈ પોતાના કુવા અથવા મશીનના પાણીથી હોય, અને ઉપરની તફસીલમાં ઉશ્ર અથવા વીસમો ભાગ બધી પેદાશમાંથી આપવો જરૂરી છે. એવું નથી કે જરૂરત પ્રમાણે પેદાશ રાખી લેવામાં આવે અને બાકીમાંથી દસમો અથવા વીસમો હિસ્સો કાઢવો, તેમજ ખર્ચ વગેરે કંઈ પણ બાદ કરવામાં નહીં આવે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જો પેદાશની કિંમત ઘરમાં ખર્ચ થઈ જાય તો....

**સવાલ (૧૩૧૭) :** કેળાઓનું ઉત્પાદન એક સાથે થતું નથી. બલકે થોડું થોડું તૈયાર થાય છે અને તેનાથી પ્રાપ્ત થનારી રકમ થોડી થોડી, ઘર ખર્ચ, ખેતી ખર્ચ અને કરજ વગેરેમાં વપરાય જાય છે અને કોઈ ખાસ રકમ વધતી નથી, તો શું આ સ્થિતિમાં પણ કેળાઓની પેદાશ પર ઉશ્ર કાઢવું પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેવી રીતે રકમ તમારી પાસે આવતી રહે, તેમાંથી (નિયમ પ્રમાણે) દસમો અથવા વીસમો ભાગ અદા કરતા રહો, તેથી એક સાથે અદા કરવું મુશ્કેલ માલૂમ ન થાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૮૬, ૨૮૭) હિન્દુસ્તાનની જમીન ઉશ્રી કે ખિરાજી હોવા વિશે ફુકહામાં મતભેદ છે જો કે ઉશ્ર અદા કરવું બહેતર છે. (ફતાવા ફલાહિય્યહ : ૭ /૧૬૩ થી ૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઉશ્ર કઈ પેદાશમાં અને કઈ જમીનમાં વાજિબ છે?

**સવાલ (૧૩૧૮) :** હું મારી જમીનની પેદાશનું ઉશ્ર કાઢવા માંગુ છું, તો ઉશ્ર માત્ર અનાજમાં જ છે અથવા દરેક પેદાશમાં, ઉશ્રી જમીન કોને કહે છે ? તેની પણ માહિતી જોઈએ છે. અંકલેશ્વરના પરા વિસ્તારની જમીન ઉશ્રી કહેવાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જમીનની પેદાશનો દસમો ભાગ કાઢવાને ઉશ્ર કહે છે, જે (ઉશ્રી) જમીનની દરેક પેદાશ પર વાજિબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૬) અંકલેશ્વરની જમીન ઉશ્રી નથી. મુલાકાત થશે તો વધુ માહિતી આપીશ (ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૧૬૨, ૧૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) લીંબુની ખેતી પર ઉશ્રનો હુકમ

**સવાલ (૧૩૧૯) :** અમારા કસ્બામાં તળાવના કિનારે મારું એક ઘર છે. તેની આસપાસ અડધો વીઘો જમીન છે, તે ઘરમાં કોઈ રહેતું નથી. તેને કારણે તેમાં ઉધઈ લાગી ગઈ છે, તેની સફાઈ માટે મહિને ૧૫૦ રૂપિયા ઉપર એક વ્યકિતને નક્કી કર્યો છે. જે જમીન ખાલી છે, તેમાં તે વ્યકિત અમારા ખર્ચથી લીંબુની ખેતી કરે છે. લગભગ ૪૫ – ૪૭ ઝાડ છે. પાણીની પણ સંપૂર્ણ વ્યવસ્થા છે. લીંબુની આવક બે – ત્રણ દિવસમાં ત્રણથી પાંચ રૂપિયા સુધી થાય છે, હવે તેની ઝકાત (ઉશ્ર) કેટલી

અને કયારે કાઢવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી જમીન જો તમારી પાસે મુસલમાનોની નસલમાંથી આવી રહી હોય, કે પહેલાના બધા માલિકો મુસલમાન હોય, કોઈ બિન મુસ્લિમ ન હોય અને જમીનની સિંચાઈ માટેની વ્યવસ્થા જાતે તમારી હોય, કુવો પોતાની માલિકીનો હોય, તો જે કંઈ ખેતી થાય, તેનો વીસમો ભાગ ગરીબોને આપી દો એટલે વીસ લીંબુમાંથી એક લીંબુ ગરીબોને આપવું જરૂરી છે. (બુખારી : ૧ / ૨૦૧ હદીસ નં. ૧૪૮૩)

અને જો જમીન કોઈ પણ જમાનામાં કોઈ બિન મુસ્લિમ પાસેથી લીધી હોય, તો ઉશ્ર વાજિબ થશે નહીં, જોકે હિન્દુસ્તાનની જમીનમાં ઉશ્ર (નિયમ પ્રમાણે દસમો અથવા વીસમો હિસ્સો) કાઢવામાં એહતિયાત જરૂરી છે.

(ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૧૬૨, ૧૬૩)

વર્ણન કરેલી સુરતમાં પાણીનો ખર્ચ, નોકરની મજુરી અને બીજો કોઈ પણ ખર્ચ બાદ કર્યા વગર કુલ ખેતીનો વીસમો ભાગ અદા કરવો પડશે. (શામી : ૨ / ૩૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) હિંદુસ્તાનની ખેતી પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૩૨૦) :** ખેતીની પેદાશ પર કેટલી ઝકાત કાઢવી પડશે ? શું તેમાંથી ખર્ચ બાદ કરવામાં આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હિંદુસ્તાનની જમીન વિશે ઉલમાએ કિરામમાં મતભેદ છે, તેમાં બે મતો છે :

(૧) હિંદુસ્તાનની જમીન ખિરાજી (ખંડણી વાળી) છે, એટલા માટે સરકારી ટેકસ અદા કરવો કાફી થશે. (૨) હિંદુસ્તાનની જમીન ઉશ્રી છે, એટલે જો તેમાં વરસાદના પાણીથી સિંચાઈ થાય છે તો ખર્ચ અને મજુરી બાદ કર્યા વગર દસમો ભાગ કાઢવો પડશે અને જો કુવા વગેરેના પાણીથી સિંચાઈ કરી છે, તો ખર્ચ અને મજુરી બાદ કર્યા વગર વીસમો ભાગ કાઢવો પડશે. (ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

زياد بن الحارث الصدائي ، قال : أتيت رسول الله صلى الله عليه وسلم فبايعته، فذكر حديثا طويلا : فأتاه رجل، فقال : أعطني من الصدقة، فقال له رسول الله صلى الله عليه وسلم : إن الله تعالى لم يرض بحكم نبي ولا غيره في الصدقات، حتى حكم فيها هو، فجزأها ثمانية أجزاء ، فإن كنت من تلك الاجزاء أعطيتك حقك

**તર્જુમો :** હઝરત ઝિયાદ બિન હારિસથી રિવાયત છે કે તેમણે કહયું : હું રસૂલુલ્લાહ (સલ.) પાસે આવ્યો. મેં રસૂલુલ્લાહ (સલ.) થી બયઅત કરી (પછી લાંબી રિવાયત બયાન કર્યા પછી ફરમાવ્યું કે) એક વ્યકિત રસૂલુલ્લાહ (સલ.)ની ખિદમતમાં આવીને કહેવા લાગ્યો કે આપ મને સદકાના માલમાંથી હિસ્સો આપો, તો આપ (સલ.) એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા સદકાના મામલામાં કોઈ નબી અથવા ગેર નબીના ફેસલા પર રાજી નથી, જો કે અલ્લાહ તઆલાએ જાતે આ મામલામાં ફેસલો ફરમાવીને તેને આઠ વિભાગોમાં વહેંચ્યો છે. માટે જો તમારો તે આઠ વિભાગોમાંથી કોઈમાં સમાવેશ થાય છે તો હું તમારો હક અદા કરીશ.

(અબૂ દાવૂદ : ૧ / ૨૩૦ હદીસ નં. ૧૬૩૦)

# ઝકાત અદા કરવાનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઝકાત અદા કરવાનું બયાન

## (૧) પતિના માલમાંથી ઔરતે પોતાની ઝકાત થોડી થોડી કરીને કાઢવી

**સવાલ (૧૩૨૧) :** ઔરતને દહેજ રૂપે માતા – પિતા તરફથી શાદી વખતે જે ઘરેણા મળે છે. અમારા રીવાજ પ્રમાણે તે છોકરીની માલિકીના ગણાય છે. છોકરીના ઘરેણા એટલા છે કે તેની ઉપર ઝકાત વાજિબ થઈ જાય છે. પરંતુ તેની પાસે ઝકાત અદા કરવા માટે રૂપિયા નથી અને પતિની આવક પણ ઓછી છે, તે ન તો જાતે તેના ઘરેણાની ઝકાત આપે છે અને ન તો ઔરતને એટલો ખર્ચ આપે છે, તેનાથી તે પોતાની ઝકાત આપી શકે, જો કે તેણે એ કહીં રાખ્યું છે કે તું તેની માલિક છે કે આપણા ઘરના માલમાંથી ફકીરો અને ગરીબોને રોટલી, શાક, કપડા અથવા રૂપિયો – બે રૂપિયા ઘરેણાની ઝકાત પેટે આપી શકે છે. તો જો ઔરત ઘરખર્ચમાંથી આ ખૈરાતને પોતાના ઘરેણાની ઝકાતની નિય્યતથી આપ્યા કરે અને તેનો હિસાબ રાખે અને આ રીતે વર્ષ ભરમાં જેટલી ઝકાત વાજિબ થાય છે, એટલી રકમ કોઈ પણ રીતે અદા કર્યા કરે, તો શું તેના ઘરેણાની ઝકાત અદા થઈ જશે અથવા તેણે પોતાની ઝકાત પુરે પુરી એક સાથે આપવી જરૂરી છે ? જવાબ દલીલો સાથે આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુરી ઝકાત એક સાથે આપવી જરૂરી નથી. જે વખતે જે કંઈ ઝકાતની નિય્યતથી અદા કરે, તેની કિંમત લખી રાખે, નક્કી કરેલી રકમ અદા થઈ જાય, તો ઝકાત અદા થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૮–૨૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઝકાત થોડી થોડી કરીને એક મુદ્દત સુધી આપતા રહેવું

**સવાલ (૧૩૨૨) :** શું ઝકાત એક જ વખતમાં આપવી જરૂરી છે અથવા એક મુદ્દત સુધી થોડી થોડી કરીને પણ આપી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ઝકાત ફર્ઝ થઈ જાય, તો બિલ્કુલ અદા કરવી જરૂરી છે. તેમાં સુસ્તી અને આળસ ન કરવી જોઈએ. જો કે એક સાથે, એક જ વખતમાં અદા કરવી જરૂરી નથી. થોડી થોડી કરીને, જયાં યોગ્ય લાગે ત્યાં આપી શકે છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૭૧ – ૨૭૨)

અલબત્ત જો અલગ અલગ વખતે ઝકાત આપે, તો દરેક વખતે ઝકાતની નિય્યત કરે, પરંતુ એ કે એક વખતમાં પુરી ઝકાત, ઝકાતની નિય્યતથી કાઢીને અલગ કરી દે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઝકાતના વકીલો માટે ઝકાત અને સદકાતની રકમ વધારે મુદ્દત સુધી પોતાની પાસે રાખી મુકવી

**સવાલ (૧૩૨૩) :** ઝકાત અને સદકાની રકમ માલદારોએ ઈદારા – સંસ્થામાં આપી, જેથી ઈદારા – સંસ્થાના જિમ્મેદારો તે રકમને જરૂરતમંદો સુધી પહોંચાડી દે. પરંતુ તેમને છ – છ વર્ષ સુધી પોતાની પાસે જમા રાખી છે. તો શું ઝકાતની રકમ આટલી મુદ્દત સુધી રોકી રાખવી સહીહ છે ? શું આટલી મોડી ઝકાત આપવામાં આવે, તો અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ ગરીબ માણસને ઝકાતની રકમનો માલિક બનાવી દેવો જરૂરી છે. (બહરુર્રાઈક : ૨ / ૩૫૩) જયાં સુધી ઈદારા સંસ્થામાં આપેલી રકમ ગરીબના હાથમાં ન પહોંચી જાય, ત્યાં સુધી ઝકાત અદા થતી નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૦) એટલે જયાં સુધી શકય હોય, ઝકાતની રકમ હકદારો સુધી જલ્દી પહોંચાડી દેવી જોઈએ. એક વર્ષ તો ઠીક છે પરંતુ છ વર્ષ સુધી ઝકાતની રકમ રોકવી દુરુસ્ત નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩) જો કે છ વર્ષ પછી પણ આપવાથી ઝકાત અદા થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૭૧)

બહેતર એ છે કે આવી મોટી રકમનો હીલો કરી લેવો જોઈએ. તેની શકલ એ છે કે કોઈ ગરીબને માલિક બનાવીને તેના હાથમાં રકમ આપી દેવામાં આવે અને તરગીબ – પ્રેરણા આપતા કહેવામાં આવે કે આ રકમને તમે પોતાના તરફથી ઈદારામાં આપી દો. તમને પુરી રકમ સદકો કરવાનો સવાબ મળશે. તેમજ તેને પણ કંઈક રકમ આપીને ખુશ કરી દેવામાં આવે. ઈદારાનો જ કોઈ હોય તો બહેતર છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) વર્ષ પૂરું થવા છતાં ઝકાતની રકમ વધી જાય, તો તેનું શું કરવું જોઈએ ?

**સવાલ (૧૩૨૪) :** નવયુવાનોની એક અંજુમનમાં ગામના કેટલાક લોકોએ પોત પોતાની ઝકાતની રકમ આપી છે, પરંતુ તે ઝકાતની રકમ વર્ષભરમાં પુરી થતી નથી, તો ઝકાત આપનારાઓની ઝકાત અદા થઈ જશે કે નહીં ? અને ઝકાતની જે રકમ વર્ષ પુરુ થવા છતાં વધી જાય, તો તે રકમનું શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નવયુવાનોની અંજુમનના સભ્યોની જવાબદારી એ છે કે તે રકમને તેના હકદારો સુધી પહોંચાડી દે, તેને જમા ન રાખે, તેમાં સુસ્તી અને આળસથી કામ ન લે, કારણ કે તેઓ જયાં સુધી તેના હકદારોને ઝકાત નહીં પહોંચાડે, ઝકાત આપનારની ઝકાત અદા થશે નહીં. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૦)

જો કે રકમ પર વર્ષ વિતી જાય, ત્યાર પછી પણ રકમ તેના હકદારો સુધી પહોંચી જાય, તો પણ ઝકાત અદા થઈ જશે. ઝકાત અદા કરવામાં કોઈ કમી નહીં આવે.

નવયુવાનો માટે જરૂરી હતું કે તેઓ પોતાની જિમ્મેદારીનો હક સહીહ રીતે અદા કરતા અને ઝકાતની રકમ જલદીથી તેના હકદારો સુધી પહોંચાડી દેતા. જો તેઓએ કારણ વગર મોડુ કર્યુ તો તેઓ ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૭૧–૨૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) સદકાની નિય્યતથી અલગ કરેલા રૂપિયા ઉપર ઝકાતનો હુકમ

**સવાલ (૧૩૨૫) :** હું મારા વેપારમાંથી થોડા થોડા રૂપિયા દીની કામોમાં ખર્ચ કરવા માટે (દા.ત. મદ્રસા, મસ્જિદ અથવા ગરીબોને આપવા માટે) અલગ કરતો રહું છું, તો શું તે અલગ કરેલી રકમ પર જયારે વર્ષ પૂરું થઈ જાય, તો ઝકાત વાજિબ થશે ? જયારે કે એ રકમ મેં માત્ર ઉપર વર્ણન કરેલા કામોની નિય્યતથી જ અલગ કરી છે ન કે કોઈ અન્ય કામમાં ખર્ચ કરવા માટે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે રકમ માલદારની માલિકીમાં હોય તેની ઉપર વર્ષ પૂરું થાય, તો ઝકાત ફર્ઝ

થઈ જાય છે, વર્ણન કરેલી રકમ તમે અલગ કરી છે, પરંતુ તે ન ખર્ચ કરી છે અને ન ખર્ચ કરવા માટે કોઈને વકીલ બનાવ્યો છે. (માટે તે રકમ તમારી માલિકીમાંથી બાદ થઈ નથી.) આ રકમ અલગ કરવાથી આપ ઉપરોકત વસ્તુઓમાં ખર્ચ કરવાને બંધાયેલા નથી. આપની નિય્યત બદલવા માંગો, તો બદલી શકો છો કારણ કે તમે માત્ર દિલથી નફલ ખૈરાતની નિય્યત કરી છે, મન્નત નથી માની, (તેનો સંબંધ જબાનથી છે.) માટે વર્ણન કરેલી રકમ પર ઝકાત અદા કરવી જરૂરી છે. જો બીજા કોઈને આ રકમ ખર્ચ કરવાનો વકીલ બનાવ્યો હોત તો પછી તેની ઝકાત વાજિબ ન થતી. એ વર્ણન કરેલી રકમથી પણ આપ તેની ઝકાત આપી શકો છો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઝકાતની રકમ એક વર્ષથી વધારે રોકી રાખવી

**સવાલ (૧૩૨૬) :** અમારે ત્યાં એક સંસ્થા છે, જે નાદાર, ગરીબ અને જરૂરત મંદોનો ઈલાજ, દવા વગેરે માટે રમઝાનમાં ઝકાતની રકમનો ચંદો કરે છે. આ રકમને ત્રણ – ચાર મહિના સુધી નાદાર અને મોહતાજ લોકો પર ખર્ચ કરે છે. જો આ રકમ એટલા પ્રમાણમાં જમા થઈ જાય કે બીજા વર્ષ સુધી પણ ચાલે, તો અદા કરવામાં મોડું થવાને કારણે આ સંસ્થાના સભ્યો ગુનેહગાર થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત હકદારના હાથમાં આપ્યા પછી જ અદા થાય છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૦) એટલા માટે તેને અદા કરવામાં કારણ વગર મોડું કરવું જોઈએ નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૦)

જો કારણ વગર એક વર્ષથી વધુ મોડું થશે, તો વકીલ બનનાર ગુનેહગાર થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩) સવાલમાં વર્ણન કરેલી માહિતી પ્રમાણે જો મોહતાજ લોકોની જરૂરત પ્રમાણે ખર્ચ કરવામાં ત્રણ, ચાર મહિના લાગી જાય છે, તો તેમાં કોઈ વાંધો નથી. પરંતુ એક વર્ષથી વધુ મુદ્દત સુધી રોકી રાખવામાં ન આવે. આ સમસ્યાને હલ કરવાનો આસાન રસ્તો એ છે કે જે લોકોએ ઝકાતની પહેલાથી રકમ આપી રાખી છે. તેમની રકમ અલગથી રાખવામાં આવે. જેથી તેને ખર્ચ કરી શકાય અને બાદમાં આપનારાઓની ઝકાત પણ અલગથી રાખવામાં આવે કે તેને બાદમાં ખર્ચ કરી શકાય.

બહેતર તો એ છે કે જયારે ઝકાતની રકમ કોઈ સંસ્થા – ઈદારામાં આવે તો

તેનો પ્રથમ હિલો કરી લેવામાં આવે કે કોઈ સમજદાર મોહતાજ વ્યકિતને આ રકમ આપતા કહેવામાં આવે કે જો તમે પોતાની આ રકમ ઈદારામાં આપશો, તો અલ્લાહ તઆલા તમને મહાન બદલો આપશે. પછી એ રકમ તે ઈદારામાં આપી દે, તો તેમાં રોકવામાં કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) એક વર્ષથી વધારે રકમ રોકી રાખનારા ઈદારામાં ઝકાતની રકમ જમા કરાવવી

**સવાલ (૧૩૨૭) :** જો કોઈ સંસ્થા ઝકાત અને કુરબાનીના ચામડાની રકમ એક વર્ષથી વધારે મુદ્દત સુધી રોકી રાખે, તેમજ એ વાત ઝકાત અને કુરબાનીના ચામડાની રકમ આપનારાને માલૂમ હોય, તો તેના માટે વર્ણન કરેલા ઈદારામાં રકમ જમા કરાવવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો વર્ણન કરેલ ઈદારો – સંસ્થા જાણીજોઈને આ રકમ રોકી રાખે છે અને હીલો પણ કરતા ન હોય, તો તેમાં વધારે રકમ જમા કરાવવી યોગ્ય નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૨/ ૩૫૩) નહીં તો ઝકાત અદા થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩) કુરબાનીના ચામડાનો પણ એ જ હુકમ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઝકાતની રકમ અનેક વર્ષો સુધી જમા કરીને પછી અદા કરવી

**સવાલ (૧૩૨૮) :** એક વ્યકિત દર વર્ષે ઝકાત કાઢે છે પરંતુ પુરી કાઢતો નથી બલકે કંઈ કાઢી બાકી રકમ જમા રાખે છે. એવું દર વર્ષે કરે છે. વ્યાજની જે રકમ તેની પાસે આવે છે તેને પણ જમા રાખે છે. જાતે વાપરતો નથી. પછી ઝકાત અને વ્યાજની ભેગી થયેલી રકમને જયારે પાંચ – દસ વર્ષમાં વધારે થઈ જાય છે, તો તેને કોઈ હોસ્પિટલ, મદ્રસા અથવા સ્કુલમાં વાપરે છે. સવાલ એ છે કે આ જમા કરવું બહેતર છે. અથવા દર વર્ષે પુરી ઝકાત કાઢી નાંખવી અથવા વ્યાજના રૂપિયા આવતા જ સવાબની નિય્યત વગર સદકો કરવો બહેતર છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જીવનનો કોઈ ભરોસો નથી, દર વર્ષે પુરી ઝકાત કાઢી નાંખવી જોઈએ. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૦) ઝકાતની રકમથી મસ્જિદ, મદ્રસા, સ્કુલ વગેરેનું બાંધકામ કરવું યોગ્ય નથી. બાંધકામમાં ઝકાત આપવાથી ઝકાત અદા થશે નહીં.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪)

એવી રીતે વ્યાજની રકમ પણ જમા રાખવી નહીં, બલકે જયાં સુધી બને ગરીબોને આપીને તેને જલ્દી ખતમ કરી દેવું જોઈએ. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૯૯) તેનાથી મદ્રસા, હોસ્પિટલ વગેરેનું બાંધકામ ઠીક નથી. એટલે ગુંજાઈશ છે પરંતુ બહેતર નથી. (નયે મસાઈલ ઔર ફિકહ એકેડેમી કે ફેસલે : ૧૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઈદારા – સંસ્થાના વહીવટકર્તાઓએ આ વર્ષની ઝકાત બીજા વર્ષે વાપરવી

**સવાલ (૧૩૨૯) :** અમારી એક સંસ્થા છે, તેમાં વિવિધ પ્રકારની દુન્યવી તાલીમ આપવામાં આવે છે. તેમાં ગરીબોને ડ્રાઈવિંગ, સિવણ વગેરે શિખવાડવામાં આવે છે, આ સંસ્થામાં વિવિધ પ્રકારના હુનર શિખનારાઓને માસિક શિષ્યવૃત્તિ પણ આપવામાં આવે છે. તેમાં જે ગરીબ અને જરૂરતમંદ હોય છે, તેમના ખાવા – પીવા અને શિષ્યવૃત્તિમાં ઝકાતના રૂપિયા પુરી અમાનતદારીથી ખર્ચ કરવામાં આવે છે. પરંતુ સવાલ એ છે કે કયારેક ઝકાતની રકમ એ ગરીબો પર ખર્ચ કર્યા પછી પણ વધી જાય છે અને જે વર્ષે એ રકમ આવી હતી, તે વર્ષે ખર્ચ ન થઈ, તો આ રીતે બીજા વર્ષ સુધી ઝકાતની રકમ બાકી રાખવાથી ઝકાત અદા કરવામાં કોઈ નુકસાન થશે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત આપનારે સંસ્થાના વહીવટ કર્તાઓને ઝકાત અથવા સદકએ ફિત્રની રકમ આપીને ગરીબો અને જરૂરતમંદો સુધી પહોંચાડવાના વકીલ બનાવ્યા છે. હવે એ વહીવટ કર્તાઓની જવાબદારી છે કે ખરેખર જરૂરતમંદ છે, તેમના સુધી ઝકાતની આ રકમ અમાનતદારીથી પહોંચાડે. આપના લખવા પ્રમાણે વહીવટકર્તાઓ એ રકમનો સહીહ ઉપયોગ કરે છે. આ સારી વાત છે. પરંતુ તેમણે એ કોશિશ કરવી જોઈએ કે જયાં સુધી બની શકે તો દર વર્ષની ઝકાત એ જ વર્ષે ગરીબો અને

જરૂરતમંદો સુધી પહોંચાડીને ખતમ કરી દે. બીજા વર્ષ માટે બાકી ન રાખે. બાકી રકમનો બીજો કોઈ બંદોબસ્ત કરી લેવો જોઈએ. પરંતુ જો વધી જાય છે, તો વહીવટકર્તા ઓ ગુનેહગાર થશે નહીં, કારણ કે કેટલીક વખતે આવક ખર્ચ કરતા વધુ હોય છે અને આ વાત વહીવટકર્તાઓને પહેલાથી ખબર હોતી નથી કે આ વર્ષે આવક કેટલી થશે, એટલે કયારેક રકમ વધી જાય છે, તેથી તેમાં તેમનો વાંક નથી.

જયારે પણ જરૂરતમંદો સુધી ઝકાતની રકમ પહોંચી જશે ઝકાત અદા થઈ જશે અને ઝકાત આપનારની જવાબદારી તો ત્યારથી પુરી થઈ જાય છે, જયારે તે વહીવટકર્તાઓને આ રકમ આપી વકીલ બનાવે છે. વકીલને આપવાથી તેમની જવાબદારી પુરી થઈ જાય છે, અલબત્ત ઝકાતની અદાયગીના સિલસિલામાં સંપૂર્ણ જવાબદારી ત્યારે અદા થાય છે, જયારે વકીલ એ રકમને જરૂરતમંદોમાં ખર્ચ કરી દે. જયાં સુધી વકીલ જરૂરતમંદો પર રકમ ખર્ચ ન કરે, ઝકાત અદા થઈ ગણવામાં આવશે નહીં (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઝકાતની રકમને વર્ષ સુધી રોકવાનો હુકમ

**સવાલ (૧૩૩૦) :** એક સંસ્થા ગરીબોની મદદ માટે લોકો પાસેથી ઝકાત, સદકો અને ખૈરાત વસુલ કરે છે. સવાલ એ છે કે ઝકાતની રકમ કેટલી મુદ્દતમાં અદા કરી દેવી જોઈએ ? આ સંસ્થા હોસ્પિટલના ગરીબોને દવાઓ આપે છે. કેટલીક વખતે એવું બને છે કે ઝકાતની રકમ અને દવાઓ અડધા વર્ષ સુધી બાકી રહે છે અને કયારેક તો બીજા વર્ષ સુધી પણ જમા રહે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિસાબના માલિક પર વર્ષ પુરુ થયા પછી ઝકાત અદા કરવી ફર્ઝ છે.

(હિદાયહ : ૧ / ૧૮૫)

જીવનનો કોઈ ભરોસો નથી, એટલા માટે માલદાર માણસ માટે જરૂરી છે કે તે વર્ષ પુરુ થતાં જ પોતાની ઝકાત અદા કરી દે, કારણ વગર મોડું કરવાથી ગુનેહગાર થશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧–૨૭૨)

પરંતુ જીવનમાં જયારે પણ તે અદા કરશે, ઝકાત અદા થઈ જશે અને અદા જ કહેવાશે, કઝા સાથે સરખાવી શકાશે નહીં. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨ / ૨૭૧)

જયારે સંસ્થાના સભ્યો લોકોની ઝકાત અદા કરવા માટે વકીલ બન્યા છે.

અથવા તેમને વકીલ બનાવવામાં આવ્યા છે તો તેમની જવાબદારી છે કે ઝકાતની રકમ જરૂરતમંદો સુધી પહોંચાડવાની કોશિશ કરે, પરંતુ તેના હકદારો સુધી પહોંચાડયા પછી જે રકમ વધી જાય અને તેને વહીવટકર્તાઓ બીજા વર્ષના બજેટમાં ખર્ચ કરે તો ગુનેહગાર નહીં થાય. પરંતુ માલિક જાતે પોતાની ઝકાત અદા કરવામાં વિલંબ કરે, અહીંયા સુધી કે વર્ષુ પુરૂ થઈ જાય, તો તે ગુનેહગાર થશે. (શામી : ૨ / ૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઝકાતની સ્પષ્ટ નિય્યત જરૂરી છે, ઝકાત કહીને આપવું જરૂરી નથી

**સવાલ (૧૩૩૧) :** (૧) એક જરૂરતમંદ વ્યકિત મારી પાસે કરજ લેવા આવ્યો, મેં તેમને એ નિય્યતથી રૂપિયા આપ્યા કે જો તેમની પાસે આપવાની વ્યવસ્થા થશે, તો આ કરજ છે અને જો વ્યવસ્થા ન થઈ, તો આ ઝકાત છે. સવાલ એ છે કે શું આ રીતે ઝકાત આપવી શરીઅતમાં જાઈઝ છે ? જો તે ન આપી શકયો તો મારી ઉપરથી ઝકાત અદા થઈ જશે કે નહીં ?

(૨) જો કોઈ કરજ માંગનારને ઝકાત આપવી હોય, તો શું તેને બતાવવું જરૂરી છે કે આ ઝકાત છે. જો એવું કહયું કે આ મારા તરફથી હદિયો અને બખ્શિશ છે, તો શું આ રીતે ઝકાત અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત એક મહત્ત્વની ઈબાદત છે. તેને આપતી વખતે નિય્યત કરવી જરૂરી છે. નિય્યત વગર ઝકાત અદા થઈ શકશે નહીં. અને નિય્યત સ્પષ્ટ કરવી જરૂરી છે, અસ્પષ્ટ અથવા શંકાશીલ નિય્યત કાફી નથી. કારણ કે નિય્યતમાં, શંકા થવી સ્પષ્ટ નિય્યતની વિરુદ્ધ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૦)

કરજ માંગનાર વ્યકિત સ્વાભિમાની છે. તે ઝકાતનો હકદાર હોવા છતાં ઝકાત લેવા પર રાજી નથી, અને તમે ઝકાતની નિય્યતથી આપી રહયા છો, તો દિલમાં ઝકાતની નિય્યત સાથે તમે જબાનથી એવું કહી શકો છો કે હું આ હદિયો અને બખ્શિશ આપી રહયો છું, એ રીતે પણ ઝકાત અદા થઈ જશે. (બહરુર્રાઈક : ૨ / ૨૨૮)

## (૧૨) ઝકાતની રકમ વસ્તીના હકદારોને ન આપીને બીજી જગ્યાએ આપવી

**સવાલ (૧૩૩૨) :** જો શહેરમાં ઝકાતના હકદાર ઘણા હોય, તો બહાર વાળાઓને

ઝકાત આપવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત પોતાના રિશ્તેદારોમાં જે ગરીબ હોય, તેમને પ્રથમ આપે. અથવા રિશ્તેદારો સિવાય ગામમાં જે ગરીબ હોય, તેમને આપે. પરંતુ કોઈ વર્ષ પુરુ થતા પહેલા ઝકાત અદા કરે અથવા વસ્તી સિવાય બીજી જગ્યાએ આપવામાં દીનનો ફાયદો હોય, જેમકે મદ્રસા અને દીની ઈદારા અથવા દીનની ખિદમત કરનારા દીનદાર હકદારોને આપવામાં આવે, જે તેના ગામમાં નથી, તો પણ કરાહત વગર જાઈઝ છે.

પરંતુ કોઈ યોગ્ય કારણ વગર વસ્તીથી બહાર ઝકાત આપવી, જયારે કે તેના ગામમાં ઝકાતના હકદારો હોય, મકરૂહ થશે. (તહતાવી : ૧ / ૪૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ઝકાત અદા કરવામાં ગરીબોનો ખ્યાલ રાખવો જરૂરી છે.

**સવાલ (૧૩૩૩) :** રમઝાનુલ મુબારકનો મહિનો આવી રહયો છે. મદ્રસા, મકતબ, દારૂલ ઉલૂમ, દીની અને દુન્યવી સંસ્થાઓ અને સમાજ કલ્યાણના કાર્યો કરતી સંસ્થાઓ વિવિધ શહેરોમાં પોતાના સફીરોને મોકલીને ચંદો વસૂલ કરે છે, એ ચંદામાં મોટે ભાગે ઝકાતની રકમ હોય છે. લિલ્લાહ રકમ ખૂબ જ ઓછી હોય છે. હવે સવાલ એ છે કે ઝકાતના અસલ હકદાર તો ગરીબો છે અને અનુભવોથી એ સાબિત છે કે દરેક ગામમાં જે નિસાબના માલિકો છે, તેઓ પોતાની ઝકાત પોતાના ગામના મદ્રસામાં અને મકતબમાં આપે છે. પછી બીજા મકતબ અને મદ્રસામાં મોકલે છે. અને ગામના ગરીબોને ખૂબ જ ઓછી ઝકાતની રકમ મળે છે. ટુંકમાં ઝકાત ઈસ્લામનો એક મહત્ત્વનો હિસ્સો છે, તેના હકદાર માત્ર ગરીબો છે. મદ્રસાવાળાઓ ઝકાત ઉડાવી જાય છે અને અસલ હકદારોને નામની ઝકાત મળે છે, તો તેના જિમ્મેદાર કોણ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબોનો ખ્યાલ રાખવો જરૂરી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૫૩,૩૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) મકાતિબ અને દારૂલ ઉલૂમમાં ઝકાતની રકમ વાપરવી

**સવાલ (૧૩૩૪) :** આજે મદ્રસા, મકાતિબ અને સમાજ સેવાના કાર્યો કરતી

સંસ્થાઓની જરૂરતોનો ઈન્કાર કરી શકાતો નથી. તેના કાર્યોને બહેતર બનાવવા માટે મોટી રકમની જરૂરત પડે છે તેના માટે ઝકાત વગેરેની રકમ હાસિલ કરવામાં આવે છે.

બીજી બાજુ એ પણ હકીકત છે કે ઝકાતની રકમ ગરીબોને જરૂર મળવી જોઈએ. તો તેના માટે ઈસ્લામમાં શું તરીકો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયાં સુધી શકય હોય તો મકાતિબમાં ઝકાતના રૂપિયા ન વાપરવા જોઈએ, બાળકોની તાલીમની જવાબદારી તેમના માતા – પિતાની અને આખી ઉમ્મતની છે. એટલા માટે લિલ્લાહ રકમ આપવી ફર્ઝે કિફાયા છે.

મકાતિબમાં હીલા વગર ઝકાતની રકમ વાપરી શકાતી નથી. દારૂલ ઉલૂમ જયાં તલબા માટે ખાવા – પીવા વગેરેની વ્યવસ્થા હોય છે અને તેમાં ગરીબ તલબા ખાય છે, તેમાં ઝકાતની રકમ ગરીબ તલબા પર ખર્ચ થાય છે, પરંતુ મકાતિબમાં ઉસ્તાદોનો પગાર વગેરેમાં ખર્ચ કરવા માટે હીલો કરવો અને ગરીબોનો હક મારવો યોગ્ય નથી.

હા, કોઈ ગામ એવું હોય, જયાં લિલ્લાહ રકમથી મકતબ ચલાવવાની કોઈ વ્યવસ્થા ન હોય, ત્યાંના લોકોની આર્થિક હાલત નબળી હોય અને બીજા લોકો લિલ્લાહ રકમથી મદદ ન કરે, તો હીલો કરીને ઝકાતની રકમ વાપરવી જાઈઝ છે, કારણ કે તાલીમ જેની ઉપર ઈમાન અને દીનની હિફાઝતનો આધાર છે, મહત્ત્વની છે. (ફતાવા હિન્દિય્યહ : ૬ / ૩૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ઝકાતના હકદારને માલિક બનાવ્યા વગર તેના કામમાં ઝકાતની રકમ અદા કરવી

**સવાલ (૧૩૩૫) :** હિન્દુસ્તાનના ઘણાં ગામડાઓમાં અનેક મુસલમાનો ગરીબ રહે છે, તેમની આર્થિક સ્થિતિ ખૂબ જ નબળી છે. તેમાં વોટર વર્કસ નામની સંસ્થા ત્યાંના રહેવાસીઓથી મહીને ફી લઈને પાણીની જરૂરીયાત પુરી કરે છે. તે પ્રમાણે ફી ભરીને વિજળીની પણ સહુલત મળે છે. ત્યાંના ગરીબ મુસલમાનોની આર્થિક સ્થિતિ નબળી હોવાના લીધે પાણી અને વિજળીનું બીલ ભરી શકતા નથી. સવાલ એ છે કે શું ઝકાતની રકમથી આ ફી અદા કરી શકાય છે કે નહીં ? અને ઝકાતની રકમથી અદા કરવી શકય છે તો ઝકાતની રકમ પહેલા તેમના હાથમાં આપીને તેમને માલિક

બનાવવા પડશે અથવા ડાયરેકટ તેના જિમ્મેદારો પાસે જઈને અદા કરી દે અને તેમના નામની પહોંચ બનાવી દે, તો ઝકાત અદા થઈ જશે. જાઈઝ શકલ કઈ છે ? અમારા તરફથી ડાયરેકટ ફી ભરવાથી તેનો બીજી જગ્યાએ ઉપયોગ થવાનો ખતરો નથી, નહીં તો અમે તેમના હાથમાં રૂપિયા આપી દઈશું, તો તેનો બીજી જગ્યાએ ઉપયોગ થઈ જશે અને ફી એમ જ બાકી રહી જશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત અદા કરવા માટે તેના હકદારોને માલિક બનાવવા જરૂરી છે, માટે સવાલની સુરતમાં તેમને માલિક બનાવ્યા વગર ડાયરેકટ તેમના નામની પહોંચ બનાવવાથી ઝકાત અદા થશે નહીં. (બહરુર્રાઈક : ૨ / ૨૫૨, ૨૫૩) આપના લખવા મુજબ "જો અમે તેમના હાથમાં રૂપિયા આપી દઈશું, તો તેઓ તેનો બીજી જગ્યાએ ઉપયોગ કરી લેશે અને ફી એમ જ બાકી રહી જશે. " જો આ વાત ખરેખર સત્ય છે તો આ સુરત પણ અપનાવવાથી પણ ઝકાત અદા થઈ જશે. તેની સમજુતી આ છે કે પહેલા વિજળી અને પાણીની ફી ભરવા માટે એ ઝકાતના હકદારોને કરજ પેટે રકમ આપવામાં આવે અને તેમનાથી એ તાકીદ કરે કે "ફીની પહોંચ મને આપે."

કરજના નામની રકમ, ઝકાતની નિય્યતથી હકદારને આપીને તરત જ તેમની પાસેથી કરજ વસુલ કરવાની માંગણી કરવામાં આવે. આ હીલાથી ફી પણ અદા થઈ જશે અને તમારી ઝકાત પણ અદા થઈ જશે. (બહરુર્રાઈક : ૨ / ૨૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) કબજો આપ્યા વગર તાલિબે ઈલ્મની ઝકાત કાપી લેવી

**સવાલ (૧૩૩૬):** સુરત સોસાયટીના સભ્યોએ બે–ત્રણ વર્ષથી એ નિયમ બનાવ્યો છે કે દરેક શિષ્યવૃત્તિ મેળવનારે " વ્હોરા સમાજ" જે તેમનું માસિક છે, નું ગ્રાહક બનવું જરૂરી છે અને ઉપરોકત નિયમ પ્રમાણે તેઓ તલબાની નક્કી કરેલી વાર્ષિક રકમ (૨૪૦ રૂપિયા, જે ઝકાતની અમાનતથી થાય છે.) થી તેમનો ચંદો (પાંચ રૂપિયા) બાદ કરી દે છે. તો તેમને કબજો આપ્યા વગર ચંદો બાદ કરી દેવાથી શું ઝકાત આપનારની ઝકાત અદા થઈ શકે ? અને પોતાના ફાયદા માટે આવો નિયમ બનાવવો શરીઅતમાં કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સોસાયટીના સભ્યો (ઝકાતની રકમથી) માસિક રકમ નક્કી કર્યા પછી

તાલિબે ઈલ્મ પાસેથી ખુશી વગર "વ્હોરા સમાજ" નામના માસિકની રકમ વસુલ કરશે, તો તેનાથી ઝકાત આપનારની ઝકાત અદા થશે નહીં અને સોસાયટીના સભ્યો ઝકાતની રકમને બરબાદ કરવાના જિમ્મેદાર બનશે અને અલ્લાહ તઆલા તે માટે તેમનાથી પુછપરછ કરશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬)

અલબત્ત વહીવટકર્તાઓ કોઈ બીજી શકલ અપનાવે, જે જાઈઝ હોય. દા.ત. ઝકાત લેનારને બતાવી દેવામાં આવે કે તમારી ઝકાતની અમુક રકમમાંથી અમે માસિક મોકલાવીશું અને જો તેઓ મંજુર કરી લે, તો શિષ્યવૃત્તિ મેળવનાર માટે વાર્ષિક ૨૩૫ રૂપિયા અને વર્ષભરના પાંચ રૂપિયાના બદલામાં માસિક મંજુર કરવામાં આવે, અને શિષ્યવૃત્તિ મેળવનારને બતાવી દેવામાં આવે કે તમારા નામ ઉપર ફલાણાં વ્યકિત તરફથી માસિક શરૂ કરવામાં આવ્યું છે, તેની કિંમત વાર્ષિક પાંચ રૂપિયા છે. અને તે કમિટીના સભ્યોએ આપવાની નક્કી કરી છે. તેમજ ૨૩૫ રોકડ મળી જશે. માટે આ હિસાબ પ્રમાણે જનાબની વાર્ષિક શિષ્યવૃત્તિ ૨૪૦ રૂપિયા નક્કી થઈ છે.

અથવા કોઈ બીજો વિકલ્પ શોધો. માટે જિમ્મેદાર લોકો, ઉલમાએ કિરામથી વધુ માહિતી મેળવે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૫૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) હકદાર વ્યકિતનું ઝકાતની રકમ લઈને પોતાના બિન મુસ્લિમ નોકરને પગાર આપવો

**સવાલ (૧૩૩૭) :** જો ઝકાતનો હકદાર વ્યકિત બિમાર થઈ જાય અને તેની ખિદમત કોઈ બિન મુસ્લિમ કરે, તો તે હકદાર વ્યકિત ઝકાતના રૂપિયાથી ખિદમત કરનારા બિન મુસ્લિમની મજુરી અદા કરી શકે છે અથવા નહીં ? શું તેને કારણે ઝકાત આપનારની ઝકાત પર કોઈ અસર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબ વ્યકિત ઝકાતની રકમ મેળવ્યા પછી પોતાના ઉપયોગમાં લઈ શકે છે. એટલા માટે બિન મુસ્લિમને હદિયો આપવો, તેની દાવત કરવી અથવા તેને પોતાની ખિદમતની મજુરી આપવી, બધું જાઈઝ છે. (બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭) માલિકીથી હુકમ બદલાય જાય છે, જયારે ઝકાતના હકદાર વ્યકિતએ તેની ઉપર કબજો મેળવી લીધો અને ઝકાત આપનારની ઝકાત અદા કરવાની કામગીરી પૂર્ણ

થઈ ગઈ, તો હવે તે માલમાં ઝકાતની હેસિયત બાકી રહેતી નથી. (બહરુર્રાઈક : ૨ / ૨૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ઝકાતની રકમ હકદારને આપ્યા પછી પરત લઈને કોઈની પાસે જમા કરવી

**સવાલ (૧૩૩૮) :** એક વ્યકિતએ ઝકાતના હકદારને ઝકાતની કંઈક રકમ આપી. તે વ્યકિતએ તે રકમ કબૂલ કરીને તેની ઉપર કબજો પણ કરી લીધો. કબજા પછી ઝકાત આપનારે તેની રકમને પરત લઈ લીધી અને એ કહયું કે આ રૂપિયા તમારા છે, જો કે આ રૂપિયાને હું ફલાણાં વ્યકિતને આપું છું, તે દર મહિને તમને તમારી જરૂરત પ્રમાણે ખાસ રકમ આપતો રહેશે. દા.ત. પંદર રૂપિયા. તો ઝકાત આપનાર વ્યકિત જો આ રીતે કરે તો જાઈઝ છે ? અને જે વ્યકિતને ઝકાતની રકમ આપી છે, તેની ખુશી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રકમ પર કબજો મેળવ્યા પછી ઝકાતનો હકદાર વ્યકિત તેનો માલિક બની જશે અને જયારે હકદાર વ્યકિત માલિક બની ગયો, તો હવે તેની ખુશી વગર ઝકાત આપનારા વ્યકિતનું આ રકમ લઈને, કોઈ બીજી વ્યકિત પાસે અમાનત રાખીને એવું કહેવું કે તમે ફલાણાં ગરીબ વ્યકિતને મહિને પંદર રૂપિયા આપતા રહેજો, જાઈઝ નથી, અલબત્ત ગરીબ વ્યકિત પોતાની મજબુરીને કારણે સબર કરી લે અને મહિને પંદર રૂપિયા લેવા પર પોતાની ખુશી જાહેર કરી દે તો એ માલદારની ઝકાત અદા થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬, ૨૫૮)

અલબત્ત આવું કરવાની એક જાઈઝ શકલ એ છે કે ઝકાત આપનારો ઝકાતની નિય્યતથી ગરીબને રૂપિયા આપવા માટે કોઈ વ્યકિતને વકીલ બનાવી દે અને એ વકીલને એવું કહી દે કે દર મહિને મારા તરફથી ફલાણાં ગરીબને ઝકાતના રૂપિયા આપતા રહેવું, તો ઝકાત અદા થઈ જશે અને ગરીબની ખુશી પણ જરૂરી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૫૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઝકાત, સદકએ ફિત્ર અને વ્યાજ વગેરેની રકમને ગરીબોના ઈલાજમાં વાપરવી

**સવાલ (૧૩૩૯) :** અમે અમારી સોસાયટી દ્વારા ધાર્મિક લિલ્લાહ ખિદમત માટે

એક સાર્વજનિક દવાખાનું શરૂ કરવા માંગીએ છીએ, ઈન્શાઅલ્લાહ ટુંક સમયમાં તેનું ઉદઘાટન થશે. તે વિશે એક સવાલ આપની ખિદમતમાં પેશ કરું છું જવાબ આપી મહેરબાની કરશો.

આ દવાખાનામાં ગરીબોને દવા સિવાય બીજી સહુલતો પણ આપવામાં આવશે. સવાલ એ છે કે તેમાં ઝકાત, સદકએ ફિત્ર, લિલ્લાહ, બેંકનું વ્યાજ અને કુરબાનીના ચામડાની રકમ વાપરી શકાય છે અને એ રકમથી દવાખાનું બાંધી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્લિમ વેલ્ફેર સોસાયટી તરફથી મુસિલમ અને બિન મુસ્લિમ બધાની સહુલત માટે જે દવાખાનું શરૂ કરવાનો ઈરાદો છે. તે ખૂબ જ મુબારક અને પ્રશંસા પાત્ર છે. અલ્લાહ તઆલા કામિયાબી અતા ફરમાવે. (આમીન)

અલબત્ત સોસાયટીના સભ્યોએ જાણી લેવું જોઈએ કે ઝકાત, સદકએ ફિત્ર, કુરબાનીના ચામડાની રકમ અને વ્યાજના રૂપિયાના હકદાર કોઈ ગરીબ મુસલમાન જ છે, તેમજ એ રકમનો અથવા રકમથી ખરીદેલી વસ્તુઓનો કોઈ ગરીબને માલિક બનાવવો જરૂરી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪)

જયારે આ દવાખાનાથી માલદાર અને ગરીબ દરેક ફાયદો ઉઠાવશે તો ઝકાત અદા નહીં થાય, એવું થઈ શકે કે ઝકાતની રકમથી દવાઓ ખરીદવામાં આવે અને તે દવાના જરૂરતમંદ ગરીબને તેનો માલિક બનાવી દેવામાં આવે. બાંધકામમાં ઝકાતની રકમ વાપરી શકાતી નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪)

વ્યાજ વિશે કુર્આને પાક અને હદીસે પાકમાં સખત વઈદો આવી છે. તેને લીધે માલદારોએ તેનાથી દરેક હાલતમાં બચવું જોઈએ અને ગરીબોને સવાબની નિય્યત વગર આપી દેવું જોઈએ. જો કોઈ માલદાર અને ગરીબ દરેકને વ્યાજની રકમ આપે છે, તો તે હકીકતમાં વ્યાજનો ફેલાવો કરીને અલ્લાહ તઆલા સાથે લડાઈ માટે તૈયાર છે. (મુસ્લિમ : ૨ / ૨૭, હદીસ નં. ૧૦૬ – ૧૫૯૮)

ટૂંકમાં વર્ણન કરેલા દવાખાનાના બાંધકામમાં ઝકાત અને વ્યાજના રૂપિયા સિવાય માત્ર લિલ્લાહ રકમ વાપરો. તેમજ એ ઝકાતની રકમથી દવાઓ ખરીદીને ગરીબોને આપવામાં આવે, માલદારોને આપવાથી ઝકાત અદા નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ઝકાત અને સદકાથી ચાલતા દવાખાનાથી માલદારોએ ફાયદો ઉઠાવવાનો હીલો

**સવાલ (૧૩૪૦) :** આમ તો આ દવાખાનું (જેનું વર્ણન ઉપરના સવાલમાં થયું) ગરીબો અને જરૂરતમંદો માટે છે, અલબત્ત જો કોઈ માલદાર તેનાથી ફાયદો ઉઠાવે તો તેનો શું હુકમ છે ? જમા થયેલી ઝકાત અને સદકાની રકમથી દરેક વ્યકિત ફાયદો ઉઠાવી શકે, તેની વ્યવસ્થા કરવાની કોઈ સુરત થઈ શકે છે ?

ગામની નજીક હોવાને કારણે દરેક વ્યકિત આ દવાખાનાથી ફાયદો ઉઠાવવા માંગે છે. તો હવે ફાયદો ઉઠાવનારો દરેક વ્યકિત ઝકાત, સદકએ ફિત્ર અને વ્યાજની રકમ વાપરનારો ન બને, તેની કોઈ શકલ થઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમથી દવાઓ અને ઈંજેકશનોનો કોઈ ગરીબને માલિક બનાવી શકો છો. પરંતુ ડોકટરનો પગાર અને સ્ટાફનો ખર્ચ કોઈ પણ રીતે ઝકાતની રકમથી અદા કરવો જાઈઝ નથી. તેને કારણે ઝકાત આપનારાઓની ઝકાત અદા થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦)

જયારે આ દવાખાનાથી માલદારો પણ ફાયદો ઉઠાવશે અને બિન મુસ્લિમો પણ દવા લેવા માટે આવશે, તો ઝકાત અને ઝકાત વગરની દવાઓને અલગ અલગ રાખવી મુશ્કેલ થશે.

એટલા માટે ઝકાત અને સદકા વગેરેની રકમથી આ દવાખાનાનું બાંધકામ કરવું તો બિલ્કુલ જાઈઝ નથી. મારા મતે તેની ઉત્તમ શકલ એ છે કે લિલ્લાહ રકમ મુસ્લિમ અને બિન મુસ્લિમ પાસેથી લઈને તેનું બાંધકામ શરૂ કરી દેવામાં આવે અને આ દવાખાનાથી જે પણ દવા લઈ જાય તેને બિલ આપવામાં આવે. જો ઈલાજ માટે આવનારો ગરીબ હોય, તો તે એ બિલને વેલ્ફેર સોસાયટીમાં રજુ કરે અને તે બિલ પ્રમાણે દવા અને પરહેજવાળો ખોરાક ખાવા માટે જરૂરત પ્રમાણે રૂપિયા આપવામાં આવે. એવી સુરતમાં ઝકાત શંકા વગર અદા થઈ જશે. કારણ કે ઝકાત જરૂરતમંદો સુધી પહોંચી રહી છે. (અબૂદાવૂદ : ૧ / ૨૩૦,હદીસ નં. ૧૬૩૦)

માલદારો પણ આ દવાખાનાથી ઈલાજ કરાવે, તેમને પણ બિલ આપવામાં આવે, તેઓ તે બિલ ચુકવીને દવા લઈ જાય, દવા વગેરેના વાજબી ભાવ (નહીં નફો

નહીં નુકસાન) રાખવામાં આવે, જેથી બહારની દવા અને આમ ઈલાજના મુકાબલામાં અહીંયા ઈલાજ સસ્તો થાય અને તેનાથી દરેક ફાયદો ઉઠાવી શકે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) વેલ્ફેર દવાખાનામાં દરેક માટે ફી રાખવાનો હુકમ

**સવાલ (૧૩૪૧) :** શું અમે એવી વ્યવસ્થા કરી શકીએ છીએ કે લિલ્લાહ રકમની એક પેટી મુકી દઈએ. માલદારો દવાખાનાથી ફાયદો ઉઠાવ્યા પછી દવાના વધારાના રૂપિયા પેટીમાં નાંખી દે, શું એ જાઈઝ છે ?

દા.ત. દવાખાનામાં (બે રૂપિયાની) દવાની ફી પચાસ પૈસા રાખ્યા, માલદાર વ્યકિતને પણ નિયમ પ્રમાણે પચાસ પૈસામાં જ દવા મળે અને ડોકટરની ફી અને દવાની વધારાની રકમ (દોઢ રૂપિયો) દવાખાનામાં મુકેલી પેટીમાં નાંખી દે, શું આ સુરત જાઈઝ છે ?

યાદ રહે કે મારી નિય્યત આ દવાખાનાથી ન તો લોકો પાસેથી ખોટો ફાયદો ઉઠાવવાની છે અને ન તો ધોકો આપવાની, બલકે નિય્યત માત્ર એટલી છે કે બીજા દવાખાનામાં જવાના મુકાબલામાં અમારા દવાખાનામાં આવે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની નિય્યત સારી છે કે આ દવાખાનાથી બધા લોકો ફાયદો ઉઠાવે અને દરેકને સહુલત મળે. આ સંસ્થા ખૂબ જ મુબારક પાત્ર છે. પરંતુ તેમાં એ વાત યાદ રાખવાની છે કે ઝકાત અદા થવાની જે સહીહ શરતો છે, તે આપની આ રીતમાં જોવા મળતી નથી, કારણ કે ઝકાતના હકદારને ઝકાતનો માલિક બનાવવો જરૂરી છે. (તબ્યીનુલ હકાઈક શર્હે કન્ઝુદ્ દકાઈક : ૧ / ૨૫૧,૨૫૨)

તેમજ ઝકાતના હકદાર સિવાયને ઝકાત આપવાથી ઝકાત અદા થશે નહીં, વર્ણન કરેલી સુરતમાં ઝકાતના હકદારને, ઝકાતનો માલિક બનાવવામાં આવતો નથી અને હકદાર સિવાયને ઝકાતની રકમથી દવાઓ આપવાની યુકિત છે. જે યોગ્ય નથી. (અબૂદાવૂદ : ૧ / ૨૩૦, હદીસ નં. ૧૬૩૦)

આ વાત પણ યાદ રહે કે નુબુવ્વતથી જેટલી દૂરી થતી રહી છે. એટલી અમાનતોમાં ખયાનતો પણ થઈ રહી છે. એટલે દરેક માલદાર પચાસ પૈસા ફી આપવાની સાથે એક રૂપિયો અથવા દોઢ રૂપિયો પેટીમાં નાંખી જાય, એ સમજમાં આવનારી વાત નથી.

ટૂંકમાં શરઈ દ્રષ્ટિએ ઝકાત અને સદકએ ફિત્રની રકમ વર્ણન કરેલી રીતે દવાખાનામાં વાપરવી જાઈઝ નહીં થાય, હાં, જો ગરીબોનો હિસાબ અલગ હોય અને તેમને ઝકાતની રકમથી દવાઓ આપવામાં આવે અને માલદારોનો હિસાબ અલગ હોય અને તેમને ફી લઈને દવા આપવામાં આવે, તો જાઈઝ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ઝકાત, સદકાત અને વ્યાજની રકમ દવાખાનામાં વાપરવાનો શરઈ હુકમ

**સવાલ (૧૩૪૨) :** અમે બારડોલીના મુસલમાનોએ એક સાર્વજનિક દવાખાનું શરૂ કરવાનો ઈરાદો કર્યો છે. તેમાં ગરીબ અને જરૂરતમંદ મુસ્લિમ અને બિન મુસ્લિમ બધાને સામાન્ય ફી લઈને તેમને દવા વગેરેની સહુલત આપવાનો ઈરાદો છે. પરંતુ દવાખાનાના બાંધકામ અને તેના આટલા મોટા વહીવટને ચલાવવા માટે મોટી રકમની જરૂરત પડશે. તેના માટે અમે ઝકાત, સદકએ ફિત્ર અને વ્યાજની રકમ લેવાનો ઈરાદો કર્યો છે.

હવે સવાલ એ છે કે સામાજિક કલ્યાણના કાર્યો માટે જેમાં ગરીબ મુસલમાનોની સાથે બિન મુસ્લિમો પણ ફાયદો ઉઠાવશે, તેમાં વ્યાજની રકમ લેવી જાઈઝ છે કે નહીં ?

બીજી વાત એ છે કે આ (ઝકાત અને સદકાથી ચાલતા) દવાખાના થી જો કોઈ માલદાર મુસલમાન ફાયદો ઉઠાવવા માંગે તો તેને બીજા દવાખાના અને બીજા ડોકટરો જેટલી ફી લઈને દવા આપી શકાય છે ? દવાખાનાની સામાન્ય ફી હમણાં અમે દવા સાથે આઠ આના અથવા બાર આના અને ઈંજેકશનની ફી એક રૂપિયો રાખવાનો ઈરાદો કર્યો છે. દવાખાનાનો હેતુ એ છે કે ગરીબ લોકોને ઓછા પૈસામાં યોગ્ય ઈલાજ મળી રહે અને તેમની ખિદમત થઈ જાય વેપાર અને નફાનો કોઈ ઈરાદો નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મેં આ સવાલનો જવાબ વેલ્ફેર સોસાયટીના સેક્રેટરીને વિસ્તૃત લખી આપ્યો છે.

સદકાત અને ઝકાતની રકમથી બાંધકામ કરવું જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪) ઝકાત અને વ્યાજની રકમથી ડોકટર અને નર્સનો

પગાર કેવી રીતે આપી શકાય, જાઈઝ નથી. આ રકમના ઉપયોગ માટે ગરીબથી હીલો કરાવો અથવા આ રકમથી ખરીદેલી દવા અને ઈંજેકશનો અલગથી રાખો અને માત્ર ઝકાતના હકદારોને તેમાંથી આપો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦)

ચંદાની રકમ (સદકએ ગેર વાજિબ) આપતી વખતે કોઈએ ગરીબોની મદદની સ્પષ્ટતા કરી હશે. તો તેનાથી માલદારોએ ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. કારણ કે તેનાથી ચંદો આપનારાની શરતની વિરુદ્ધ ગણાશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઝકાતની રકમથી દવાઓ ખરીદીને ગરીબોને વહેંચવી

**સવાલ (૧૩૪૩) :** વેલ્ફેર સોસાયટીને મળનારી ઝકાતની રકમથી દવાઓ ખરીદીને ગરીબોને આપી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પર ઝકાત વાજિબ છે. તે પોતાના માલથી ચાલીસમો હિસ્સો કાઢીને હકદારોને તેનો માલિક બનાવી દે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪) ભલે જાતે હકદારોને પહોંચાડીને તેમને માલિક બનાવે અથવા માલિક બનાવવા માટે તે કોઈને પોતાનો વકીલ બનાવી દે. કારણ કે વકીલ તરફથી ખર્ચ કરવો હકીકતમાં વકીલ બનાવનાર તરફથી જ ખર્ચ હોય છે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૫૬૪) એટલે વેલ્ફેર સોસાયટીના સભ્યો તરફથી થતો ખર્ચ આપના તરફથી જ ગણાશે. આપ જાતે તેમના માટે દવાઓ અને કપડા વગેરે ખરીદીને તેમને માલિક બનાવી શકો છો. તે વેલ્ફેર સોસાયટીના સભ્યો પણ એ રકમથી દવાઓ, કપડા, અનાજ વગેરે ખરીદીને કોઈને તેનો માલિક બનાવી દે, તો આપની ઝકાત અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ઝકાતના હકદાર વ્યકિતનું ઝકાત લઈને બીજા હકદારને આપવાનો શરઈ હુકમ

**સવાલ (૧૩૪૪) :** એક આલિમ છે, તેઓ કોઈ જગ્યાએ નોકરી કરે છે. તેમનો પગાર (મસ્જિદ અને મદ્રસા બંનેનો કુલ) ૧૪૦ રૂપિયા છે. તે આલિમ સાહેબ પોતાની ફેમેલી સાથે રહે છે. ગામના લોકોની ખેતીમાંથી જયારે અનાજ તૈયાર થાય છે, તો ખુશીથી તે લોકો થોડી મદદ કરે છે, તેમ છતાં તેમણે પોતાનું ઘર ચલાવવામાં

પરેશાની થાય છે. આટલી બધી તકલીફ ઉઠાવીને અલ્લાહ તઆલા પર મુકમ્મલ ભરોસો કરીને પોતાનું ઘર ચલાવે છે. તેમનો બીજો કોઈ કારોબાર થઈ શકે (ગામની સ્થિતિ જોતા) એવી શકયતા પણ રહેલી નથી. જાતે પણ કોઈ હુનર શિખવાથી મજબૂર છે. કારણ કે ફુરસત નથી.

જો કે રમઝાનમાં લોકો તેમને ઝકાત અને સદકએ ફિત્ર વગેરે આપે છે. તો તેઓ પોતાના આલિમ હોવાને કારણે ઝકાત અને સદકએ ફિત્રની રકમ પોતાના ઉપયોગમાં લેતા નથી. એ રૂપિયા લઈને પોતાના ગામમાં પોતાના ઝકાતના હકદાર રિશ્તેદારોને મોકલી દે છે અને ઝકાત તેમજ સદકએ ફિત્રમાં મળતા અનાજ વગેરેને બજારમાં તોલાવીને પોતાના ઘરમાં વાપરે છે અને તેની બજાર કિંમત પોતાના ગરીબ રિશ્તેદારોને મોકલી દે છે, તો શું આવું કરવું જાઈઝ છે ? અને આલિમ સાહેબને રાખવામાં કોઈ વાંધો ખરો ? અને આ ઝકાત અને સદકો અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આલિમ સાહેબ કરજદાર છે તો તેઓ ઝકાત લઈ શકે છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૭)

પોતાની તબીઅતને છોડી દે, શરઈ રીતે લેવું જાઈઝ છે. લેવામાં કોઈ વાંધો નથી. કારણ કે દીન આસાનીનું નામ છે. દુનિયાની વ્યવસ્થા એ જ છે કે અહીંયા કોઈ ગરીબ છે તો કોઈ માલદાર. (બુખારી : ૧ / ૧૬, હદીસ નં. ૩૯)

જો આ આલિમ ઝકાતના હકદાર નથી, તો તેઓ આપનારાઓને એવું કહી દે કે હું ઝકાતનો હકદાર નથી. અલબત્ત મારા રિશ્તેદારો ગરીબ છે, એટલા માટે જો આપ ઈચ્છો તો આ ઝકાત અને સદકાની રકમને મારા રિશ્તેદારો સુધી પહોંચાડવા માટે મને વકીલ બનાવી દો. હું વકીલ બનીને આ ઝકાત અને સદકએ ફિત્રની રકમ તેમના સુધી પહોંચાડી દઈશ. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૫૬૪)

જયારે તેઓ વકીલ બની ગયા, તો હવે એ રકમને તેમના હકદારો સુધી પહોંચાડી દેશે, તો જિમ્મેદારીથી મુકત થઈ ગયા અને તેમની ઝકાત અને સદકએ ફિત્ર પણ અદા થઈ જશે. અલબત્ત જે અનાજ તેમની પાસે આવ્યું છે, તે જ અનાજ હકદારો સુધી પહોંચાડવું જરૂરી છે. આપનારની ઈજાઝત વગર વેચવું અથવા કોઈ હકદારને માલિક બનાવ્યા વગર વેચવું જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર

: ૨ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ઝકાતની રકમથી જરૂરતમંદોનું કરજ અદા કરવું

**સવાલ (૧૩૪૫) :** એક સોસાયટી ગરીબ અને નાદારની મદદ માટે લોકો પાસેથી સદકાત અને ઝકાતની રકમ વસુલ કરે છે. શું તે અંજુમન ઝકાતની રકમથી જરૂરતમંદોનું કરજ અદા કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની અદાયગી માટે કોઈ ગરીબ, જરૂરતમંદ અને હકદારને તેનો માલિક બનાવવો જરૂરી છે. (બહરુર્રાઈક : ૨ / ૩૫૩) એટલા માટે સોસાયટીના સભ્યો જો કોઈ ગરીબને માલિક બનાવ્યા વગર જાતે તેની તરફથી ઝકાત અદા કરે, તો માલિક બનાવવાની શરત ન હોવાને કારણે ઝકાત અદા થશે નહી.

આ સુરત થઈ શકે છે કે જે વ્યકિતનું કરજ અદા કરવું હોય, તેને સોસાયટીના સભ્યો સામે બોલાવવામાં આવે અને ઝકાતની રકમનો તેને માલિક બનાવવામાં આવે, પછી તે જ સભા – મજલિસમાં સોસાયટીનો સેક્રેટરી તેનાથી રકમ લઈ લે અને વકીલ બનીને તેનું કરજ  અદા કરી દે. (અલ મબ્સૂત : ૨ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) ઝકાતની રકમથી કોઈ ગરીબને કોઈ વસ્તુ ખરીદીને આપવી

**સવાલ (૧૩૪૬) :** ઝકાતની રકમ ન આપીને તેનાથી જીવન જરૂરીયાતની વસ્તુઓ ખરીદીને તેને ઝકાતના હકદારોને માલિક બનાવવામાં આવે, તો ઝકાત અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેનાથી ઝકાત અદા થઈ જશે. (અલ મબ્સૂત : ૨ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) એક જ વ્યકિતને નિસાબ જેટલો ઝકાતમાં માલ આપવો

**સવાલ (૧૩૪૭) :** ઝૈદ દર વર્ષે ૧૫૦૦ રૂપિયા ઝકાત કાઢે છે, સવાલ એ છે કે જો તે કોઈ એક જ વ્યકિતને આપી દે, તો તેની ઝકાત અદા થઈ જશે ?

અસલમાં ઉમર ઝૈદનો મિત્ર છે. માલદાર હતો. જાતે પણ ઝકાત કાઢતો હતો, પરંતુ કોઈ દુર્ઘટનાને કારણે તેની બધી મિલકત બરબાદ થઈ ગઈ. ઝૈદ ખૂબ સારી

રીતે જાણે છે ઉમર ઝકાતનો હકદાર છે. તેથી ઝૈદ પોતાની બધી રકમ ૧૫૦૦ રૂપિયા ઉમરને આપવા માંગે છે, જેથી તે કોઈની સામે હાથ ન ફેલાવે અને તે રકમથી ધ્યાનથી કારોબાર કરી શકે, તો શું ઝૈદ પોતાની ઝકાતની રકમ ૧૫૦૦ રૂપિયા ઉમરને આપી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઉમરના જિમ્મે ૧૫૦૦ રૂપિયા જેટલું કરજ છે, તો ઝૈદ માટે ઉમરને પોતાની ઝકાતની સંપૂર્ણ રકમ ૧૫૦૦ રૂપિયા આપવી જાઈઝ છે. જેથી ઉમર તેનાથી પોતાનું કરજ અદા કરી શકે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮)

અને જો કરજ ન હોય, તો કોઈ ગરીબને નિસાબ, એટલે સાડા બાવન તોલા ચાંદીની કિંમત (જે આજના હિસાબથી ૭૦૦ રૂપિયા થાય છે.) થી વધારે ઝકાતની રકમ આપવી જાઈઝ નથી. આપનારની ઝકાત અદા થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) સદકાના રૂપિયા આપવાને બદલે કોઈ વસ્તુ ખરીદીને આપવી

**સવાલ (૧૩૪૮) :** હકદારને સદકાના રૂપિયા આપવાને બદલે એ રૂપિયાથી કોઈ કપડા અથવા કોઈ બીજી વસ્તુ ખરીદીને આપવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સદકાની રકમ પણ આપી શકે છે અને તેનાથી ખરીદીને બીજી કોઈ વસ્તુ પણ આપી શકે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ /૩૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) વકીલનું જરૂરતમંદ સિવાયને ઝકાત આપવી

**સવાલ (૧૩૪૯) :** નિસાબના માલિકે ઝકાતની રકમ કોઈ મદ્રસામાં આપી, જો મદ્રસાવાળાઓએ એ રકમ કોઈ જકાતના હકદાર સિવાયને આપી દીધી, તો ઝકાત અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મદ્રસામાં ઝકાતની રકમ આપ્યા પછી, હીલો કર્યા વગર, જો તે રકમ કોઈ ઝકાતના હકદાર સિવાયને આપવામાં આવી, તો ઝકાત અદા થશે નહીં. (અલ મબ્સુત : ૨ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ઝકાતની રકમથી શેર ખરીદીને તેનો નફો ગરીબોમાં વહેંચવો

**સવાલ (૧૩૫૦) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે એક વ્યકિત કહે છે કે મારી પાસે એક લાખ રૂપિયા ઝકાતના છે. હું ઈચ્છું છું કે તે એક લાખ રૂપિયાથી બેંકના શેર ખરીદી લઉં અને તેની આવક એ ગરીબોમાં વહેંચી દઉં, જે ઝકાતના હકદાર છે, તો શું આવું કરવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો નિસાબ જેટલો કોઈની પાસે માલ હોય અને તેની ઉપર વર્ષ પસાર થઈ જાય, તો જેટલું બને એટલી જલ્દી તેની ઝકાત આપી દેવી વાજિબ છે. કારણ વગર મોડું કરવાથી ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૭૧–૨૭૨)

ઝકાતની અદાયગી માટે બીજા માલથી માત્ર અલગ કરી લેવું કાફી નથી, જયાં સુધી ગરીબોના હાથમાં ન પહોંચી જાય અને તેમને માલિક ન બનાવી લેવામાં આવે, ત્યાં સુધી ઝકાત અદા થતી નથી અને ફરજ જિમ્મે બાકી રહે છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૦)

ઝકાતની રકમથી બેંકના શેર ખરીદવા અને તેની આવકને ગરીબોમાં વહેંચવામાં ત્રણ પ્રકારની ખરાબીઓ પેદા થાય છે. (૧) ઝકાત અદા ન કરવી (નયે મસાઈલ ઔર ઈસ્લામીક ફિકહે એકેડેમી કે ફેસલે : ૬૯,૭૦) (૨) બેંકની સહાય (સૂરએ માઈદહ : ૨) અને (૩) બેંકથી મળતા વ્યાજ માટે રકમ બેંકમાં જમા કરવી. (નયે મસાઈલ ઔર ઈસ્લામીક ફિકહે એકેડેમી કે ફેસલે : ૧૪૧) આ ત્રણે કામો ગુનાહના છે, માટે આવું કરવું જાઈઝ નથી.

બેંકમાં હિફાઝતના હેતુથી અથવા કોઈ કાનૂની અડચણને કારણે રૂપિયા મુકવા પડે, તો તેનું વ્યાજ લઈને ગરીબોને સવાબની નિય્યત વગર આપી દેવાનો હુકમ છે. (સૂરઅ બકરહ : ૨૭૫–૨૭૯) પરંતુ વ્યાજ મેળવવા માટે બેંકમાં રૂપિયા મુકવાની ઈજાઝત નથી. (મુસ્લિમ : ૨ / ૨૭, હદીસ નં. ૧૦૬ – ૧૫૯૮)

## (૩૧) ઝકાતના રૂપિયાથી દીની કિતાબો ખરીદવી કેવું છે ?

**સવાલ (૧૩૫૧) :** ઝકાતના રૂપિયાથી મદ્રસાની દીની કિતાબો ખરીદી શકીએ છે કે

નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતના રૂપિયાથી મદ્રસાની કિતાબો જો ગરીબ તલબાને આપવાના હેતુથી ખરીદવામાં આવે, તો જાઈઝ છે, કે તેમાં માલિક બનાવવાની શરત જોવા મળે છે, જે ઝકાત અદા થવા માટે શરત છે.

અલબત્ત તલબાને (હંગામી ધોરણે) આપીને પરત લેવાની નિય્યત હોય અથવા વકફ કરવી હોય, તો તેમાં ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી. (બહરુર્રાઈક : ૨ / ૨૫૨, ૨૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ઝકાતની રકમથી કિતાબો છપાવવી

**સવાલ (૧૩૫૨):** શું ઝકાતની રકમને ઈસ્લામી કિતાબો છપાવવામાં વાપરી શકાય છે ? જો વાપરી શકાય, તો આવી કિતાબો બધાને વહેંચી શકાય અથવા ગરીબોને ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોતાની ઝકાતની રકમથી છપાવી શકે છે, પરંતુ કિતાબોનો માલિક ગરીબને બનાવવો જરૂરી છે. જેટલી કિંમતની કિતાબો હશે, એટલી ઝકાત અદા થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ઝકાતને અદા કરવા માટે વકીલનો હુકમ

**સવાલ (૧૩૫૩) :** જયારે કોઈ વ્યકિત પોતાની ઝકાતની રકમ બીજી વ્યકિતને હકદારો સુધી પહોંચાડવાની નિય્યતથી આપે, તો તેની શું જવાબદારી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ વ્યકિત પોતાની ઝકાતની રકમ બીજી વ્યકતિને હકદારો સુધી પહોંચાડવા માટે આપે, તો ઝકાતની રકમ પર કબજો મેળવનારની પૂરી જવાદારી છે કે હિફાઝત સાથે હકદારો સુધી એ રકમને પહોંચાડે. જો તેને હિફાઝતમાં કોતાહી કરી અને રૂપિયા બરબાદ થઈ ગયા, તો તે જવાબદાર થશે. (મુજલ્લતુલ અહકામુલ અદલિય્યહ : ૨૮૪) એવી રીતે પોતાના કામમાં જો જકાતની રકમને ખર્ચ કરી દીધી અને બીજી રકમથી ઝકાત અદા કરી, તો ઝકાતની અદાયગીમાં દાન કરનાર ગણાશે અને માલિકના માલનો જવાબદાર ગણાશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) ઝકાતની રકમ ઝકાતના હકદાર ન હોય તેને મોકલવામાં આવી હોય, તો તે શું કોઈ હકદારને જાતે આપી શકે છે ?

**સવાલ (૧૩૫૪) :** એક વ્યકિતએ વિદેશથી પોતાના દેશમાં રિશ્તેદારો માટે ઝકાતની રકમ મોકલી છે, ઝકાત મોકલનારને ખબર નથી કે જેના માટે ઝકાતની રકમ મોકલી છે, તે ઝકાતનો હકદાર નથી, તો જેના માટે રૂપિયા મોકલ્યા છે, તો તે વ્યકિત ઝકાત મોકલનારની ઈજાઝત વગર કોઈ ઝકાતના હકદારને, માલિક તરફથી ઝકાત આપી દે, તો ઝકાત અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક વ્યકિતને ઝકાતનો હકદાર સમજીને, તેના માટે ઝકાતના રૂપિયા મોકલવામાં આવ્યા છે. પરંતુ હકીકતમાં તે હકદાર નથી અને રૂપિયા મોકલનારાએ તેને કોઈ ખાસ વ્યકિતને આપવા માટે વકીલ પણ બનાવ્યો નથી. એટલે તેને જ રૂપિયા મોકલ્યા છે. તો એવી સુરતમાં મોકલનારા તરફથી કોઈ ઝકાતના હકદારને ઝકાત આપવાથી ઝકાત અદા થઈ જશે. અલબત્ત માલિકથી ઈજાઝત લેવી બહેતર છે. (અહસનુલ ફતાવા : ૪ / ૨૮૦)

પરંતુ જો કોઈ ખાસ વ્યકિતને આપવાનો જિમ્મેદાર (વકીલ) બનાવ્યો હોય, તો તે સિવાય બીજા વ્યકિતને માલિકની ઈજાઝત વગર ઝકાત આપવી જાઈઝ નથી, જો ઝકાત આપશે તો ઝકાત અદા થશે નહીં. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫)ઝકાત અદા કરવાની નિય્યત કયારે કરવી જોઈએ?

**સવાલ (૧૩૫૫) :** વકીલને ઝકાતની અદાયગીની સુરતમાં નિય્યત કયારે કરવી જોઈએ ? જયારે વકીલ હકદારને ઝકાત આપે ત્યારે નિય્યત કરવી જોઈએ અથવા વકીલને આપતી વખતે, જે હકદારને આપશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઝકાત આપનારો જાતે ઝકાતની રકમ હકદારોને પહોંચાડે છે, તો આપતી વખતે ઝકાતની નિય્યત જરૂરી છે અને જો બીજાને હકદારો સુધી પહોંચાડવા માટે વકીલ બનાવે છે, તો વકીલને આપતી વખતે પણ નિય્યત કરી લેવી કાફી છે. (દુર્રે

મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) ઝકાતની રકમ રૂપિયાની શકલમાં આપવી જરૂરી નથી

**સવાલ (૧૩૫૬) :** શું ઝકાતની રકમ રૂપિયાની શકલમાં જ આપવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રૂપિયાની ઝકાત રૂપિયામાં જ આપવી જરૂરી નથી. જો તે રકમથી બીજી કોઈ વસ્તુ ખરીદીને આપવામાં આવે અથવા તે રૂપિયાની કિંમત જેટલો કોઈ સામાન પોતાની પાસેથી અદા કરી દે, તો પણ જાઈઝ છે. ઝકાત અદા થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) ઝકાત અદા કરવા માટે વકીલ બનાવવો જરૂરી છે

**સવાલ (૧૩૫૭) :** ઝકાત અદા કરવા માટે શું કોઈને વકીલ બનાવી શકાય છે, જેથી તે હકદારો સુધી ઝકાત પહોંચાડી દે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત અદા કરવા માટે કોઈને વકીલ બનાવી શકાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૫૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) ઝકાતની રકમથી ગરીબોના મકાનો બનાવવા

**સવાલ (૧૩૫૮) :** શું ઝકાતની રકમથી અમે ગરીબોના મકાનો બનાવી શકીએ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમથી મકાનો બનાવીને ગરીબોને માલિક બનાવવા જાઈઝ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪) જો વકીલને ઈજાઝત હોય, તો વકીલ માટે પણ મકાનનું બાંધકામ કરીને આપવું જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) ઝકાતની રકમથી સામાન ખરીદીને ગરીબને આપવો

**સવાલ (૧૩૫૯) :** શું અમે ઝકાતની રકમથી કોઈ સામાન ખરીદીને ગરીબને આપી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપી શકાય છે. (અલ મબ્સુતઃ ૨/૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) ગરીબ માટે મકાન અથવા સામાનની ખરીદીમાં ઝકાતની કેટલી રકમ આપી શકાય ?

**સવાલ (૧૩૬૦) :** જો અમે ઝકાતના હકદારને ઝકાતની રકમથી મકાન અથવા કોઈ સામાન ખરીદી આપીએ, તો કેટલી રકમ તેમાં લગાવી શકાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેટલી ઈચ્છો, આપી શકો છો, પરંતુ એક ગરીબને એકી સાથે એટલી ઝકાત આપવી કે તે નિસાબનો માલિક બની જાય, તે મકરૂહ છે, જો કે ઝકાત અદા થઈ જશે. પરંતુ જરૂરતમંદને ભલે કેટલીય રકમનું મકાન આપી દો, તેના કારણે તે નિસાબનો માલિક નહીં બને, કારણ કે મકાન જરૂરતની વસ્તુમાંથી છે. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૨૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) ઝકાતની રકમથી ગરીબ બાળકોની ફી અદા કરવી

**સવાલ (૧૩૬૧) :** શું અમે ઝકાતના રૂપિયાથી ગરીબોના બાળકોની તેમને જાણ કર્યા વગર, સ્કૂલ અથવા મદ્રસાની ફી અદા કરી શકીએ છીએ ? શું આ રીતે કરવાથી અમારી ઝકાત અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની અદાયગી માટે ઝકાતના હકદારને માલિક બનાવવો જરૂરી છે.

(બહરુર્રાઈક : ૨ / ૩૫૩)

એટલા માટે બાળકોને અથવા તેમના વાલીઓને ઝકાતના માલિક બનાવવા જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) તેમને આપીને તાકીદ કરવામાં આવે કે તેઓ આ રકમથી ફી અદા કરી દે.

અથવા તેમની ઈચ્છાથી, તેનો વકીલ જાતે બનીને ફી અદા કરી દે અને ફી અદા કરવામાં જે કરજ થયું છે, ઝકાતની રકમ તેમને આપીને પોતાનું કરજ વસુલ કરી લે. (તોહફતુલ ફુકહા : ૧ / ૩૦૭)

ગરીબની ઈજાઝત વગર તેની ફી અદા કરવાથી ઝકાત અદા નહીં થાય. (બહરુર્રાઈક : ૨ / ૪૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) ઝકાતની રકમથી ગરીબની નાબાલિગ અવલાદ માટે કપડા ખરીદવા

**સવાલ (૧૩૬૨) :** ઝકાતની રકમથી કોઈ ગરીબ ઝકાતના હકદારની નાબાલિગ

અવલાદને કપડા ખરીદીને આપી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબની નાબાલિગ અવલાદને ઝકાતની રકમથી કપડા ખરીદીને આપી શકાય છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) ઝકાતના વકીલની બેઈમાનીની વકીલ બનાવનારને જાણ કરવી

**સવાલ (૧૩૬૩) :** હાલમાં મારા છ ભાઈઓ વિદેશમાં રહે છે અને ત્યાંની નાગરિકતા તેમને પ્રાપ્ત છે. તેમાંથી પાંચ ઈંગ્લેન્ડમાં અને એક કેનેડામાં છે. હું મારા સાત ભાઈઓમાં એકલો ભારતમાં છું.

મારા મરહુમ માતા – પિતાએ પોતાનું ખેતર અને ઘરેણાં વેચીને તેમને વિદેશ મોકલ્યા હતા. માતા – પિતાના મૃત્યુને લગભગ વીસ વર્ષ વીતી ગયા છે. હમણાં હું અને મારી ફેમેલી (એટલે ત્રણ છોકરીઓ અને એક છોકરો કોસાડ ગામમાં ગમે તે રીતે જીવન પસાર કરી રહયા છે. મારા બધા ભાઈઓ રમઝાનમાં ઝકાત દ્વારા મારી મદદ કરે છે.

ગયા વર્ષે મારા મોટા ભાઈએ બીજા ભાઈઓ પાસેથી ઝકાતની રકમ મારી પાસે મોકલવા માટે જમા કરી લીધી અને મારી ઉપર તે રકમ ન મોકલીને, કોસાડમાં રહેતા મારા મામાના છોકરા પાસે રમઝાનમાં મોકલી હતી, જેથી તે તેમાંથી દર મહિને મને ૫૦૦ રૂપિયા આપતા રહે.

રમઝાનુલ મુબારકમાં સહેરી અને ઈફતારીની જરૂરત છતાં બધી રકમ હું વાપરી શકતો નથી. મારા મામાના છોકરા પાસેથી આ રકમ લેતી વખતે મને એવું લાગે છે કે હું જાણે ભીખ માંગી રહયો છું, કારણ કે તે મને સો માણસોની વચ્ચે આ રૂપિયા આપે છે.

આ રૂપિયા હાલ ત્રણ મહિનાથી મને મળતા નથી. એટલા માટે કે લંડનમાં સ્થાયી અમારા ભાઈના મકાનનું બાંધકામ અહીંયા થઈ રહયું છે અને મારા મામાનો છોકરો કહે છે કે ઝકાતની તમારી રકમ મેં તમારા ભાઈના મકાનમાં ખર્ચી નાંખી છે. તું તારા ભાઈને પત્ર લખ, હવે હું તારા રૂપિયાના મામલામાં પડવા નથી માંગતો. મેં મારા મોટા ભાઈને પત્ર લખ્યો, તો જાણ થઈ કે તેમના રૂપિયા હજુ પણ મામાના

છોકરા પાસે જમા છે, અને મારા ભાઈએ પત્રના જવાબમાં તેને હિદાયત કરી હતી તે રકમમાંથી મને આપવામાં આવે, તેમ છતાં તે રકમ મને મળતી નથી. સવાલ એ છે કે શું હું આ મામલાની પુરી હકીકત મારા બીજા ભાઈઓને આપી શકું છું કે નહીં? અને આ રીતે ઝકાતની રકમ મોકલવાથી મારા બીજા ભાઈઓની ઝકાત અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની જે રકમ તમારા મામાના છોકરા પાસે છે. તેને બાંધકામમાં ખર્ચ કરવાની ઈજાઝત નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯) ઝકાતની રકમ જયાં સુધી તેના હકદારોને ન પહોંચે, ત્યાં સુધી ઝકાત અદા થતી નથી.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૦)

મોટા ભાઈએ જો ગલત નિય્યતથી ઝકાતની રકમનો આ રીતે બંદોબસ્ત કર્યો હોય અને તમને પરેશાન કરવાનો હેતુ હોય, તો એ યોગ્ય નથી, જે પણ હોય, બીજા ભાઈઓને તેની જાણ કરવામાં કોઈ વાંધો નથી, કારણ કે રકમ બધાની છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) ઝકાતની રકમથી એ લોકોનો પગાર ચુકવવો, જે પોતાનો બધો સમય, ઝકાતની રકમ ગરીબો સુધી પહોંચાડવામાં લાગેલા છે

**સવાલ (૧૩૬૪) :** શું અમે ઝકાતની રકમથી એ લોકોનો પગાર અદા કરી શકીએ છીએ, જે પોતાનો બધો સમય અમારા માટે એ રકમને ગરીબો સુધી પહોંચાડવામાં લગાવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ના. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) મરહુમ તરફથી ઝકાત અદા કરવી

**સવાલ (૧૩૬૫) :** મરહુમના જિમ્મે ઝકાત અદા કરવાની બાકી રહી ગઈ હોય, તો તેમના નામથી ઝકાતની રકમ લખાવી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મરહુમના જિમ્મે ઝકાતની રકમ બાકી રહી ગઈ હોય અને મરહુમે તેને અદા

કરવાની વસિય્યત કરી હોય અને તેના છોડેલા માલના ત્રીજા હિસ્સાથી અદા થઈ શકતી હોય, તો અદા કરવી વાજિબ છે અને મરહુમનું નામ લખાવવામાં કોઈ વાંધો નથી. બલકે તેમના નામથી જ લખાવવું બહેતર છે. જો કે અદા કરવાનો આધાર નિય્યત પર છે. (અલ જવહરતુન્નય્યિરહ : ૧ / ૧૩૫)

જો મરહુમે નિય્યત ન કરી હોય, અથવા ત્રીજા હિસ્સામાંથી અદા ન થઈ શકતી હોય, તો વારસદારો પર મરહુમના (ત્રીજા ભાગથી વધારે) માલથી અદા કરવી વાજિબ નથી. માત્ર ત્રીજા ભાગના માલ પર વસિય્યત લાગું પાડી શકાય છે. હા, જો વારસદારો પોતાની ખુશીથી અદા કરવા માંગે, તો અદા કરી શકે છે. મરહુમનું નામ લખાવે, તો પણ તેનો મતલબ એ જ થશે કે મરહુમના સવાબ માટે આપી રહયા છે. (શામી : ૬ / ૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) કોઈના જિમ્મે ઝકાત બાકી હોય, અને મૃત્યુ થઈ જાય, તો તેની ઝકાત અદા કરવામાં આવશે કે નહીં ?

**સવાલ (૧૩૬૬) :** એક નિસાબના માલિક પર ઝકાત અદા કરવાની બાકી હતી કે તેનું મૃત્યુ થઈ ગયું, તો શું તેના છોડેલા માલમાંથી ઝકાત કાઢવામાં આવશે, યાદ રહે કે તેના વારસદારોમાં માત્ર નાના બાળકો છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈનું મૃત્યુ થઈ જાય અને તેના જિમ્મે ઝકાત આપવાની બાકી હોય, તો તેના માલમાંથી ઝકાત અદા કરવી વારસદારો પર જરૂરી નથી. જો વારસદારો દાન કરે અને તેને પાત્ર હોય, તો સારી વાત છે.

(વર્ણન કરેલી સુરતમાં જો ઝકાત અદા કરવાની વસિય્યત નથી કરી, તો નાની ઉમરના વારસદારો (જે દાન કરવા લાયક નથી) ની તરફથી અદા નહીં થાય, જો તેઓ ઈજાઝત આપે, તો પણ માન્ય ગણાય નહીં)

હાં, જો મય્યિતે વસિય્યત કરી હોય, તો તેના માલમાંથી ત્રીજા ભાગથી (નિયમ પ્રમાણે) અદા કરવામાં આવશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) ઝકાતની રકમથી ઈમામ સાહેબનો પગાર આપવો

**સવાલ (૧૩૬૭) :** એક મસ્જિદ આબાદ નથી, તેમાં નમાઝ થતી નથી, મસ્જિદ પાસે કોઈ મહોલ્લો નથી, તે મસ્જિદની આવકનું કોઈ સાધન નથી, તો આવી

મસ્જિદમાં કોઈ ઝકાતના હકદારને નક્કી કરીને, ઝકાતની રકમથી પગાર આપવો જાઈઝ છે કે નહીં ? જો જાઈઝ નથી, તો શું પગાર વગર ઈમામતની જવાબદારી સોંપીને ઝકાતની રકમથી તેમની મદદ કરી શકીએ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પગારમાં ઝકાતની રકમ આપવી જાઈઝ નથી, કારણ કે કામના બદલામાં ઝકાત આપવી જાઈઝ નથી. હાં, જો કોઈ વ્યકિત પોતાની ખુશીથી લિલ્લાહ ખિદમત કરવા પર રાજી થઈ જાય, અને ઝકાતનો હકદાર હોય, તો તેની ઝકાતથી મદદ કરવામાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦)

પરંતુ પહેલાથી એ કહેવું કે તમે લિલ્લાહ કામ કરો, અમે તમને કંઈક આપીશું અને નિય્યત પહેલાથી ઝકાતની રકમ આપવાની હતી, તો ભલે ઝકાત અદા થઈ જશે, પરંતુ આ યોગ્ય નથી કે તેમાં બદલાની શંકા પેદા થાય છે. હાં, પગારની એક રકમ નક્કી કરીને કહેવામાં આવે કે અમે તમારી બીજી રીતે પણ મદદ કરીશું, અને પછી ઝકાતના રૂપિયા આપવામાં આવે તો વાંધો નથી. પરંતુ કામની મજુરીમાં પોતાની ઝકાતની રકમ ઉપર વર્ણન કરેલા તરીકા પર આપવી યોગ્ય નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) સદકાતના એક ખાતાની રકમ બીજા ખાતામાં કરજ લેવી

**સવાલ (૧૩૬૮) :** મકતબ અને મદ્રસામાં ઝકાત, લિલ્લાહ વગેરે અલગ અલગ ખાતાની રકમ હોય છે, તેમાં એક ખાતાની રકમ બીજા ખાતામાં કરજ પેટે એ નિય્યતે વાપરી શકાય છે કે જયારે એ ખાતામાં રકમ આવી જશે, તો ત્યાં ભરપાઈ કરી દેવામાં આવશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક ખાતામાંથી બીજા ખાતા માટે રકમ કરજ લેવી જાઈઝ છે. અલ્લામા અનવર શાહ કશ્મીરી (રહ.) બુખારી શરીફની શરહમાં ફરમાવે છે કે રસૂલૂલ્લાહ (સલ.) ઝકાતની રકમ કરજ લઈને બૈતુલ માલના બીજા ખાતાઓ – વિભાગોમાં વાપરતા હતા. પછી જયારે ઝકાતની રકમ આવી જતી, તો જે ખાતામાંથી કરજ લીધું હતું તેની ભરપાઈ કરી દેતા હતા. (ફયઝુલ બારી : ૩ / ૪૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) ઈદારાના મકાનના બાંધકામ માટે ઝકાતની રકમ કરજ લેવી

**સવાલ (૧૩૬૯) :** ઈદારાના મકાનનું બાંધકામ થઈ રહયું છે, તેના માટે રકમની જરૂરત છે, તો શું બે–ચાર મહિનાઓ માટે ઝકાતની રકમ કરજ પેટે વાપરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ ઈદારાના બીજા કામોમાં કરજ પેટે વાપરવાની ઈજાઝત નથી. એવું કરવાથી ઝકાત અદા નહીં થાય, (સવાલ નંબર ૧૩૬૮ ના જવાબમાં હઝરત મુફતી સાહેબે જાઈઝ લખ્યું છે. હઝરત થાનવી (રહ.) એ ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૧૬,૧૭માં જાઈઝ લખ્યું છે.) જો આવું કર્યુ તો ઝકાતની રકમના માલિકને જાણ કરવી જરૂરી છે. (જો તે જામીન બની જાય તો જમાનતની રકમ અદા કરવી જરૂરી બનશે માટે) તેની ઈજાઝત અને હુકમથી બીજી રકમ ઝકાતમાં અદા કરવામાં આવશે. તેની ઈજાઝત વગર આપવામાં આવેલી રકમ આપનાર તરફથી દાન છે. તેની તે માંગણી કરી શકતો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૪૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૦) ઝકાત અને સદકાતની રકમ કરજ પેટે આપવી

**સવાલ (૧૪૭૦) :** એક વ્યકિત પાસે પોતાની અને બીજાની ઝકાત અને સદકાતની રકમ જમા છે. હવે તેને ઝકાતની જમા રકમમાંથી અમુક રૂપિયા એક ગરીબ માણસને સવાલ વગર આપી દીધા અને પાછા લેવાની નિય્યત પણ ન હતી.

પરંતુ તે ગરીબ માણસે થોડી મુદત પછી તે રૂપિયા આપનારને પરત કર્યા અને કહયું કે તમે મને ગરીબીની હાલતમાં જે રૂપિયા આપ્યા હતા, હવે તે હાલત બાકી રહી નથી, એટલે હું તમને એ રૂપિયા પરત આપું છું તો હવે તેનો શું હુકમ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત અને સદકાત ભલે પોતાની હોય કે બીજાની, જમા કરીને રાખવા માટે નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૦) એવી રીતે બીજાને કરજ પેટે આપવાની પણ ઈજાઝત નથી. જો ઝકાતની રકમ બીજાએ આપી છે, તો આપ તેમાં વકીલ છો. તેને બીજાને કરજ આપવું જાઈઝ નથી. અમાનતમાં ખયાનત છે. (બહુરુર્રાઈક : ૨ / ૪૨૬)

ઝકાત એક ઈબાદત છે. માટે તેમાં નિય્યત જરૂરી છે અને ગરીબ અને હાજત મંદને ઝકાત આપતી વખતે અથવા ઝકાતની રકમ અલગ કરતી વખતે ઝકાતની નિય્યત કરવી જરૂરી છે કે આ ઝકાતની રકમ છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૮– ૨૭૦)

ઝકાતની નિય્યતથી રકમ આપવાથી ગરીબ તેનો માલિક બની ગયો, તે જેવી રીતે ઈચ્છે, ખર્ચ કરે, તેને હક છે. (મિરકાતુલ મફાતિહ : ૪ / ૧૩૦૩, હદીસ નં. ૧૮૨૫) જો આપે તે રકમ ઝકાતની નિય્યતથી આપી હતી, તો પરત લેવી જાઈઝ નથી. તે રકમ તેમને પરત આપી દો. પરંતુ જો તે રકમ ન લે, તો આ સુરતમાં તેની ઈજાઝતથી કોઈ હકદારને તે રકમ આપી દેવામાં આવે. (ફતાવા રહીમિય્યહઃ ૭ /૧૮૯)

અને જો કરજ પેટે આપી હતી, તો પછી આપ પરત લઈ શકો છો.

આપે એ રકમ ઝકાતની નિય્યતથી આપી છે, તો આપ કહી શકો છો કે મેં આપને આ રૂપિયા હદિયા રૂપે આપ્યા છે. એટલે હું પરત લઈ શકતો નથી. આ રકમ ન લેવાનો હીલો છે. કારણ કે રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો કે જે વ્યકિત હદિયો આપ્યા પછી પરત લે, તો તે એ કુતરા જેવો છે, જે ઉલ્ટી કરે છે. પછી તેને ચાટે છે. (બુખારી : ૧ / ૩૫૭, હદીસ નં. ૨૬૨૨)

ઝકાત આપતી વખતે એ કહેવું જરૂરી નથી કે આ ઝકાતના રૂપિયા છે, બલકે સામેવાળાનું હકદાર હોવું જરૂરી છે. (બહરુર્રાઈક : ૨ / ૨૨૮) રહી વાત નિય્યતની, તો તે દિલનો અમલ છે. દિલમાં નિય્યત હોવી ઝકાતની અદાયગી માટે કાફી છે. જબાનથી કહેવું જરૂરી નથી. (અલ અશબાહ વન્નઝાઈર : ૨૪, ૨૫) એટલા માટે હદિયો કહીને ગરીબને આપવાથી ઝકાત અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૧) ઝકાત અને વ્યાજની રકમ આપતી વખતે નિય્યત કાફી છે

## (૫૨) રિશ્વતનો ઉપયોગ પોતાની જરૂરીયાતમાં

## (૫૩) વ્યાજની રકમ ઈરાદા વગર પ્રાપ્ત કરીને ગરીબોને આપવી

## (૫૪) P.F. થી મળનારી રકમનો ઉપયોગ જાઈઝ છે ?

**સવાલ (૧૩૭૧–૧૩૭૪) :**

(૧) વ્યાજ અથવા ઝકાતના રૂપિયા કોઈ હકદારને વ્યાજ અથવા ઝકાતની સ્પષ્ટતા

કર્યા વગર આપવા જાઈઝ છે કે નહીં ? શું તેને બતાવવું જરૂરી છે કે આ ઝકાતની રકમ છે અથવા વ્યાજની છે ?

(૨) રિશ્વતના રૂપિયા દલાલ વગેરે જબરદસ્તી ખિસ્સામાં અથવા ટેબલ પર મુકી દે છે અથવા ઘરે આવીને આપી જાય છે, તો એવા રૂપિયા હું પોતાના ઉપયોગમાં લાવી શકું છું કે નહીં ? એવી રીતે કોઈ બીમારને સવાબની નિય્યતથી દવા માટે આપી શકું છું કે નહીં ?

(૩) એક વ્યકિતએ અમુક રકમ એક હિન્દુ વ્યકિતને વ્યાજ પર આપી છે. સવાલ એ છે કે પ્રાપ્ત થનારુ વ્યાજ, કોઈ અપરિચિતને સવાબની નિય્યત વગર આપી શકે છે કે નહીં ? અને તેને બતાવવું જરૂરી છે કે આ વ્યાજની રકમ છે ?

(૪) સરકારી પ્રોવિડન્ટ ફંડ (P.F.) ની વ્યાજની રકમ વિશે મેં વાંચ્યું છે કે જાઈઝ છે, તો શું P.F. થી મળનારી રકમ અમે પોતાના ઉપયોગમાં લઈ શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઈસ્લામી તાલીમાતમાં એ વાત સ્પષ્ટ છે કે અમીર અને ગરીબ, રાજા અને પ્રજા દરેકની ઈજ્જત સુરક્ષિત રહે. ઝકાતની વ્યવસ્થા એટલા માટે છે કે માલદાર, ગરીબો પર હુકૂમત ન કરે, તેમને અપમાનિત ન કરે અને દરેકની જરૂરત પુરી થાય.

ઝકાત ઈબાદત છે, તેની અદાયગી માટે નિય્યત જરૂરી છે.(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુખ્તાર : ૨ / ૨૬૮– ૨૭૦) અને નિય્યતનો સંબંધ દિલથી છે. માટે દિલથી નિય્યત કરવી જરૂરી છે. જબાનથી કહેવું જરૂરી નથી. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૨૪,૨૫) બલકે કોઈ શરીફ મોહતાજ ઝકાતનો હકદાર , જો ઝકાત લેવાથી ઈન્કાર કરતો હોય, તો ઝકાતની રકમ આપતી વખતે દિલથી ઈરાદો કરે અને જબાનથી બખ્શિશ કહે, તો પણ ઝકાત અદા થઈ જશે. જબાનથી ઝકાતના શબ્દો બોલવા જરૂરી નથી. એવી રીતે તેને બતાવવું પણ જરૂરી નથી. (બહરુર્રાઈક શર્હે કન્ઝુદ્ દકાઈક : ૨ / ૨૨૮)

અલબત્ત આપને એટલું જાણવું જરૂરી છે કે આપ જેને ઝકાત આપો છો, તે ઝકાતનો હકદાર છે, કારણ કે આપે જાણીજોઈને ઝકાતના હકદાર સિવાયને ઝકાત આપી દીધી, તો ઝકાત અદા નહીં થાય. (દુરરુલ હુક્કામ : ૧ / ૧૭૪)

(૨) જયારે કોઈ ગેર કાનૂની રીતે કામ કરાવવા માટે રિશ્વત રૂપે આપે છે, તો

તે રકમ લેવી અને પોતાના ઉપયોગમાં લેવી જાઈઝ નથી. (અબૂદાવૂદ : ૫૦૪, હદીસ નં. ૩૫૮૦) જો કે તે ખુશીથી કામ પુરૂ થયા પછી આપે છે, તો જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૩૬૨) જો ખુશીથી આપતો નથી, તો જાઈઝ નથી. માલિકની રકમ તેને પરત કરી દે (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૩૬૨) અને જે રિશ્તવની રકમની ખબર ન હોય કે કોણે આપી છે અને કેમ આપી છે, તેને સવાબની નિય્યત વગર કોઈ ગરીબની મદદ માટે અથવા દવા માટે આપવી જાઈઝ છે. કોઈ પ્રકારની જબરદસ્તી વગર કોઈ આપને રકમ આપે અને તમારુ દિલ ગવાહી આપે કે તેણે ખુશીથી મારા કામથી ખુશ થઈને બખ્શિશ રૂપે આપી છે, તો તેને વાપરવાની ઈજાઝત છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૩૬૨)

(૩) વ્યાજ વિશે ઘણી સખત વઈદો આવી છે. (સૂરએ બકરહ : ૨૭૫,૨૭૬, ૨૭૮, ૨૭૯) દારૂલ હર્બમાં પણ ઈમામ અબૂ યુસૂફ (રહ.) અને ત્રણે ઈમામોની નજીક વ્યાજ લેવું હરામ છે. જાઈઝ નથી. (અલ હિદાયહ : ૮ / ૨૯૯)

(૪) સરકારી P.F. માં જે રૂપિયા સરકાર અથવા કંપનીએ આપની ખુશી વગર જબરદસ્તી કાપી લીધા છે અને આપને નિવૃત્તિ વખતે મળે છે. તે લેવું જાઈઝ છે. તેને હુકૂમત તરફથી હદિયો માનવામાં આવ્યો છે. કારણ કે આપના પગારમાંથી કપાય એ આપની મરજીમાં ન હતું. એટલા માટે જાઈઝ છે. (હિદાયહ ફી શરહે બિદાયહ : ૩ / ૫૯, ૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૫) ઝકાત અને વ્યાજના રૂપિયા કરજ પેટે કોઈને આપવા

**સવાલ (૧૩૭૫) :** મારી પાસે ઝકાત અને વ્યાજની રકમ અલગ રાખેલી છે એક વ્યકિતને કરજની જરૂરત છે. તો શું હું તે રકમમાંથી તે વ્યકિતને કરજ પેટે આપી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતના રૂપિયા પોતાના હોય અને અલગ મુકી દીધા હોય, તો તેને કરજ પેટે આપવાની ઈજાઝત છે. પરંતુ જયાં સુધી તે રૂપિયા પરત ન આવે અને હકદારો સુધી ન પહોંચી જાય, ત્યાં સુધી ઝકાત અદા થશે નહીં. માટે આવું કરવું યોગ્ય નથી.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૭૦)

એવી રીતે વ્યાજના રૂપિયા કોઈ ગરીબને કરજ પેટે આપવામાં કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૮૫)

અલબત્ત હકદાર ન હોય, તો એવા વ્યકિતને (કરજ પેટે) આપવું ઠીક નથી અને એવા વ્યકિત માટે લેવું પણ યોગ્ય નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૬) ઝકાતની રકમ કરજદારને આપીને કરજ વસુલ કરવું

**સવાલ (૧૩૭૬) :** ઝૈદ પાસે પોતાની ઝકાત અને સદકાતની રકમ છે અથવા કોઈએ ઝૈદને ગરીબ અને જરૂરતમંદોને આપવા માટે આપી છે, ઝૈદથી કોઈએ કરજ પેટે અમુક રૂપિયા લીધા હતા. પરંતુ કરજ લેનારની એવી હાલત નથી કે તે કરજ અદા કરી શકે, ઝૈદ તેની હાલતને જોઈને તેને ઝકાતનો હકદાર સમજે છે. માટે તે કહે છે કે આપે મારી પાસેથી કરજ રૂપે જે રકમ લીધી હતી, હું તેના બદલામાં મારી પાસે જે ઝકાતની રકમ છે, તેમાંથી બધું કરજ બાદ કરી દઉ છું, તો આ રીતે ઝકાત અદા થશે કે નહીં ?

એટલે ઝૈદ પોતાની ઝકાતની રકમ અથવા બીજાએ આપેલી રકમ, ઉપર વર્ણન પ્રમાણે અદા કરીને કહે છે કે તારા હાથમાં રકમ આપવામાં આવશે નહીં, માત્ર જબાનથી કહીને કરજમાંથી મુકત કરી દે, તો તે વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમનો માલિક બનાવ્યા વગર, કરજદારના કરજને બાદ કરવાથી ઝકાત અદા થશે નહીં, બલકે આપ અમુક રૂપિયા (કરજ જેટલા અથવા તેનાથી વધારે અથવા તેનાથી ઓછા, જે પણ આપવા માંગો) ઝકાતની નિય્યતથી આપીને ગરીબને માલિક બનાવી દો, પછી આપ તેની પાસેથી કરજના રૂપિયા વસુલ કરી લો. આ રીતે આપની ઝકાત પણ અદા થઈ જશે અને કરજ પણ વસુલ કરી લો. આ રીતે આપની ઝકાત પણ અદા થઈ જશે અને કરજ પણ વસુલ થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૭૦,૨૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૭) ઝકાતના રૂપિયા ઝકાત વાપરવાની જગ્યાએ આપવા જરૂરી છે

**સવાલ (૧૩૭૭) :** મારી પાસે ઝકાતના રૂપિયા આવ્યા છે, તો શું હું તેને જરૂરત પ્રમાણે ગરીબ અને જરૂરતમંદોને, તેમની દવાઓ માટે આપી શકું છું ? તેમજ તે રૂપિયાઓ તેમના કફન દફનમાં વાપરી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતના રૂપિયા જે આપની પાસે આવ્યા છે, આપની માલિકી નથી, બલકે આપ વકીલ છો, માટે વકીલ બનાવનારે જેવો હુકમ કર્યો છે એ પ્રમાણે ખર્ચ કરો. તેમની સ્પષ્ટતાની વિરુદ્ધ ન કરો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯)

હાં, જો ખર્ચ કરવામાં તમને અધિકાર આપ્યો છે, તો પછી આપ શરીઅતે બયાન કરેલા ક્ષેત્રોમાં ખર્ચ કરી શકો છો. એવી સુરતમાં કોઈ ગરીબના ઈલાજમાં પણ મદદ કરી શકો છે, કે તેમને દવા ખરીદીને આપવામાં આવે અથવા રકમનો માલિક બનાવવામાં આવે, જેથી તે દવા ખરીદી શકે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯)

કોઈના કફન અને દફનમાં ડાયરેકટ ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી. જો કફન – દફનમાં કોઈએ ઝકાતની રકમ આપી, તો તેની ઝકાત અદા થશે નહીં, કારણ કે ઝકાતમાં લેનારને માલિક બનાવવો જરૂરી છે અને મય્યિત માલિક બની શકતો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪)

એનો તરીકો એ છે કે મય્યિતના કોઈ ગરીબ રિશ્તેદારોને કફનનો ખર્ચ આપવામાં આવે અને તેને તરગીબ આપવામાં આવે કે તમે આ રકમને કફન – દફન માં ખર્ચ કરો, તમને સવાબ મળશે.

એવું પણ થઈ શકે છે કે કોઈ ગરીબને રકમનો માલિક બનાવી દેવામાં આવે અને કહેવામાં આવે કે તમે આ રકમને કફન –દફનની વ્યવસ્થા કરનારી અંજુમનને આપી દો. જેથી ફલાણા ગરીબ વ્યકિતની કફન – દફનની વ્યવસ્થા થઈ શકે. ઈન્શાઅલ્લાહ તમને તેનો મોટો સવાબ મળશે.

જો તે ખુશીથી કફન – દફનનો બંદોબસ્ત કરનારી અંજુમનને આપી દે છે તો મકસદ પ્રાપ્ત થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧)

ઝકાતની રકમને વધારે મુદ્દત સુધી કારણ વગર રોકી રાખવી દુરુસ્ત નથી. વકીલ ગુનેહગાર થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૮) વકીલનું વકીલ બનાવનારની રકમ વાપરી નાંખ્યા પછી પોતાની રકમથી સદકો અદા કરવો

**સવાલ (૧૩૭૮) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ નીચેના

મસ્અલામાં,

ઝૈદે એક વ્યકિતને ૫૦૦ રૂપિયા આપીને એ વાતનો વકીલ બનાવ્યો કે મારા તરફથી ફલાણા ઈદારામાં તેને હદિયા રૂપે આપી દેવા. એ વ્યકિતએ રકમ ઈદારામાં આપવાને બદલે વાપરી નાંખી.

એક અથવા બે વર્ષ પછી તેને વકીલ બનાવનારની ઈજાઝત વગર આપવાનો ઈરાદો કર્યો, તો શું હવે ઝૈદને તેની જાણ કરવી અથવા માફી માંગવી જરૂરી છે અને ૫૦૦ રૂપિયા આપવા સહીહ છે ? હાલાંકે એક – બે વર્ષમાં વસ્તુઓના ભાવ વધી જાય છે અને રૂપિયાની ખરીદ શકિત ઘટે છે જો એ વ્યકિત ઈદારાને એક – બે વર્ષ પહેલા આ રકમ આપતો તો તે વખતે તેનાથી અનેક વસ્તુઓ ખરીદી શકાતી, જે હવે શકય નથી, તો શું હવે ૫૦૦ થી વધારે આપવા પડશે અથવા એ જ કાફી થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં (જયારે કે વકીલે પ્રથમ તો સદકો જ આપ્યો નથી, તો) વકીલ બનાવનારનો સદકો અદા થયો નથી. જો વાજિબ સદકો છે, તો માલિકને જાણ કરવી અને તેના તરફથી ઈજાઝત મળ્યા પછી પોતાની રકમથી સદકો કરવો જરૂરી છે. ઈજાઝત વગર સદકો અદા નહીં થાય, જો અદા કરી દીધો તો તે દાતા ગણાશે અને તેના જામીન જરૂરી રહેશે.

જો સદકો વાજિબ નથી, તો પણ વર્ણન કરેલી સુરતમાં એક – બે વર્ષ પસાર થઈ ગયા છે અને પરવાનગી પણ નથી, એટલા માટે માલિકને જાણ કરવી જરૂરી છે. કારણ કે એ માલિક તરફથી નવેસરથી સદકા જેવું છે. શકય છે કે હવે તે નફલ સદકા પર રાજી ન હોય અને તેને કોઈ બીજી અગત્યની જરૂરત પેશ આવી ગઈ હોય. (શામી : ૨ / ૨૬૯ – ૨૭૦)

૫૦૦ રૂપિયા જ કાફી છે. (ફતાવા મહમુદિય્યહ : ૯ / ૪૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૯) વર્ષ પૂરું થવા પર ઝકાત કયા હિસાબથી કેટલી આપવી જોઈએ ?

**સવાલ (૧૩૭૯) :** વર્ષ પુરુ થવા માટે વેપારના માલની ઝકાત કયા હિસાબથી કેટલી આપવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત જે માલમાં ફર્ઝ છે તેનો ચાળીસમો ભાગ અથવા તે માલની પુરી કિંમતનો ચાલીસમો ભાગ આપવો જરૂરી છે. દા.ત. કોઈ વસ્તુની કિંમત સો રૂપિયા છે, તો તેમાં અઢી રૂપિયા ઝકાત પેટે આપવા પડશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૦) ઝામ્બિયાના "કોચા"ને હિન્દુસ્તાનના "રૂપિયા"માં બદલીને ઝકાત આપવી

**સવાલ (૧૩૮૦) :** એક વ્યકિત ઝામ્બિયા (ચિપાટા) માં રહે છે, તેના જિમ્મે જે ઝકાત ત્યાં વાજિબ થઈ છે, દા.ત. એક હજાર "કોચા" હિન્દુસ્તાનમાં કાળા બજારમાં (બિન સરકારી રીતે) તેને વેચીને અહીંયાના રૂપિયાથી પોતાના રિશ્તેદારોમાં ઝકાત અદા કરે, તો આ રીતે તેની ઝકાત અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોચા જયારે બિન સરકારી રીતે વેચવામાં આવે તો, તેની મૂળ કિંમતથી કયારેક ૫૦ ટકાથી પણ ઓછી કિંમત આવે છે, માટે જો આ રીતે ઝકાત કાઢશે, તો ઝકાત અદા કરવામાં ખામી રહેશે, જેટલી (કોચાની મૂળ કિંમતથી) ઓછી કિંમત મળશે, એટલી ઝકાત તેના જિમ્મે બાકી રહેશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬, ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૧) ઝકાતની રકમથી ઝકાતના હકદારો માટે મકાનોનું બાંધકામ કરાવવું અને તેમનાથી તે ઘરોની વ્યવસ્થા (વિજળી, પાણી વગેરે) નો ખર્ચ વસૂલ કરવો

**સવાલ (૧૩૮૧) :** કોઈ સંસ્થા ઝકાતની રકમથી ઝકાતના હકદારોને ટ્રસ્ટની માલિકીની જમીન પર મકાનો બનાવીને તેમને મકાનના માલિક બનાવી દે અને તેમને સંપૂર્ણ અધિકાર આપી દે જો તેઓ ઈચ્છે તો તેમાં ફેરફાર કરે અથવા તેને વેચી દે, પરંતુ જો કે હુકૂમતના દસ્તાવેજોમાં આ જમીન ટ્રસ્ટ ના નામ પર સોસાયટી – રહેઠાણોમાં નોંધાયેલી છે એટલી વિજળી, પાણી, ગટર વગેરેનો બધો માસિક અથવા વાર્ષિક ખર્ચ ટ્રસ્ટ અદા કરે છે. તો શું આ વ્યવસ્થાનો ખર્ચ ટ્રસ્ટ તેમનાથી વસુલ કરી શકે છે કે નહીં ? અને શું આ રીતે ટ્રસ્ટની માલિકીની જમીન પર મકાનો બનાવીને ઝકાતના હકદારોને આપી શકાય છે કે નહીં ? તેમની ઝકાત અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) જો ટ્રસ્ટની (વકફ કરેલી) જમીન ગરીબોના મકાનોના બાંધકામ માટે હોય અથવા ટ્રસ્ટીને સંપૂર્ણ અધિકાર હોય કે તેઓ આ જમીન પર બાંધકામની ઈજાઝત આપે તો આ સ્થિતિમાં ગરીબોના મકાન આ વકફની જમીન પર બાંધવા જાઈઝ છે. જમીન ટ્રસ્ટની રહેશે અને મકાનો જે હકદારોને આપ્યા છે, તે તેમની માલિકીના રહેશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૩૯૧)

(૨) આવી જમીન પર ઝકાતની રકમથી મકાનો બાંધીને ગરીબોને માલિક બનાવી દેવામાં આવે, તો જાઈઝ છે, ગરીબો તેના માલિક બની જશે અને ઝકાત પણ અદા થઈ જશે. પરંતુ ઝકાતની જેટલી રકમ મકાનના સામાન (ઈંટો, રેતી, સિમેન્ટ વગેરે) માં ખર્ચ થઈ છે, તેટલી જ રકમ ઝકાતની અદા થશે. બાંધકામમાં મજુરોને જે મજુરીની રકમ આપી છે, તે ઝકાતમાં ગણવામાં આવશે નહીં, કારણ કે તે રકમ ગરીબોના હાથમાં નથી પહોંચતી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬, ૨૫૭)

(૩) હકદારોને જયારે મકાનોના માલિક બનાવી દેવામાં આવ્યા છે, તો હવે મકાનો પર જે કંઈ પણ વ્યવસ્થા ખર્ચ આવશે. તે એ જ (માલિક) ને આપવો પડશે. ટ્રસ્ટીઓ માત્ર વ્યવસ્થાપકો છે. એટલા માટે વિજળી, પાણી, ગટર વગેરેનો ખર્ચ મકાન માલિકના જિમ્મે રહેશે. જો કાનૂની મજબૂરીને કારણે આ ખર્ચ ટ્રસ્ટી લોકો અદા કરે છે, તો તેમને હક છે કે તેઓ તે મકાનોના માલિકો પાસેથી તેનો ખર્ચ વસુલ કરી લે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૭૯,૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૨) ઝકાત આપનારે ઝકાત લેનારની દાવત કબૂલ કરવી અને ખાવું જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૩૮૨) :** અહમદ નામના વ્યકિતએ ઝૈદને ઝકાત આપી. ઝૈદે ઝકાતના માલ પર કબજો કર્યા પછી એ જ રકમથી અહમદની દાવત કરી તો અહમદ માટે એ દાવત કબૂલ કરવી અને ખાવાનું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અહમદ માટે દાવત ખાવી જાઈઝ છે. ઝૈદને ઝકાત આપી એટલે ઝૈદ તેનો માલિક બની ગયો. માલિક બનવા પછી તેને અધિકાર છે કે કોઈ માલદારને અથવા જાતે ઝકાત આપનારને બખ્શિશ આપે અથવા તેની દાવત કરે, તેને કારણે ઝકાતની

અદાયગીમાં કોઈ ફરક નહીં પડે. ઝકાત અદા થઈ જશે.

હઝરત બરીરહ (રદિ.) એ આપ (સલ.) ને ખાવા માટે રોટલી અને સામાન્ય કોઈ શાક પેશ કર્યુ. રસૂલુલ્લાહ (સલ.) એ પૂછયું ચુલા પર શું છે ? જવાબ આપ્યો કે સદકાનો ગોશ્ત છે, તો રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તારા માટે સકદો છે અને તું મને આપીશ તો મારા માટે હદિયો થશે. (બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭)

તેનાથી માલુમ થયું કે માલિક બદલવાથી હુકમ બદલાય જાય છે, એટલે અહમદ માટે પણ દાવત ખાવી જાઈઝ છે. (બહરુર્રાઈક : ૨ / ૨૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૩) દરરોજના નફા પર ઝકાત આપવી કાફી છે ?

## (૬૪) આગળથી ઝકાત અદા કરવી જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૩૮૩–૧૩૮૪) :** એક વેપારીને તેની દરરોજની આવકમાંથી જેટલો નફો થાય છે, તે પ્રમાણે એક કોચા (આફ્રિકન કરન્સી) પર એક ઈન્ગવહ આપે છે. તો તેની ઝકાત અદા થઈ જશે કે નહીં ?

તેનું કહેવું કે મારા કુલ માલમાં જે ઝકાત વાજિબ થાય છે, તેનાથી વધુ રકમ ઝકાત પેટે હું આ રીતે કાઢું છું.

વર્ષ પૂરું થતા પહેલા કોઈ ઝકાત અદા કરે, તો ઝકાત અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વેપારનો જે માલ મૂડી તરીકે હોય અને વર્ષમાં જે નફો થયો છે એ બધાનો ચાલીસમો ભાગ ઝકાતના હકદારોને ઝકાતની નિય્યતથી આપવાથી ઝકાત અદા થઈ જશે, ભલે દરરોજ કાઢે, અથવા અઠવાડિયામાં અથવા મહિનામાં અથવા વર્ષમાં, દરેક રીતે ઝકાત અદા થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૮, ૧૭૯)

એક કોચાના કેટલા ઈન્ગવે થાય છે ? જો ચાલીસ ઈન્ગવે થાય છે, તો એક ઈન્ગવહ ચાલીસમો ભાગ થશે. જો કુલ માલ એટલે અસલ મૂડી અને નફાનો ચાલીસમોં ભાગ આ રીતે (એક કોચા પર એક ઈન્ગવહ) અદા કરી દે, તો દુકાનના કુલ માલની ઝકાત અદા થઈ જશે.

જો તેની પાસે તે સિવાય પણ માલ હોય, તો તેની ઝકાત અદા કરવી જરૂરી છે. ટૂંકમાં માલ પર ઝકાતનો ચાલીસમો ભાગ અદા કરવો જરૂરી છે.

વર્ષ પૂરું થતા પહેલા કોઈ ઝકાત આપવા માંગે તો ઝકાત અદા થઈ જશે,

શરત એ છે કે તે નિસાબનો માલિક હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૫) વાજિબ રકમથી વધારે ઝકાત આપી દીધી, તો ઝકાત અદા થઈ જશે કે નહીં ?

**સવાલ (૧૩૮૫):** એક વ્યકિતનું કહેવું છે કે વર્ષના અંતે બે લાખના માલનો હિસાબ કર્યો. હાલાંકે જે રકમ ઝકાતની નિય્યતથી અમે દરરોજ કાઢી છે, તે વાજિબ રકમથી વધી જાય છે, તો આવી સુરતમાં અમારી ઝકાત અદા થશે કે નહીં ? અથવા પછી આખા વર્ષનો હિસાબ કર્યા પછી ઝકાત કાઢવામાં આવે, તો જ ઝકાત અદા થશે ? અને એક સાથે ઝકાતની પૂરી રકમ આપવી જરૂરી થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક સાથે અદા કરે, અથવા અલગ અલગ અદા કરે, જો કુલ માલનો ચાલીસમો ભાગ અથવા તેનાથી વધારે ઝકાતની નિય્યતથી ઝકાતના હકદારને માલિક બનાવી દે, તો જવાબદારી પુરી થઈ જશે અને જો ચાલીસમાં ભાગથી ઓછી અદા થઈ રહી છે તો જવાબદારી બાકી રહેશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૬) ગરીબ પતિનું ઝકાતના રૂપિયાથી પોતાની માલદાર પત્નીનો ઈલાજ કરાવવો

**સવાલ (૧૩૮૬) :** પત્ની નિસાબની માલિક હોય અને તેનો પતિ ઝકાતનો હકદાર હોય, તો પતિના જિમ્મે પત્નીનો ઈલાજ વાજિબ હોવાને કારણે પતિ ઝકાતના રૂપિયા માંગીને પોતાની પત્નીનો ઈલાજ કરાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ પર પત્નીનો ઈલાજ કરાવવો વાજિબ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૯) પત્ની ઝકાતના નિસાબની માલિક હોય, તેમ છતાં પતિ જો ઝકાતનો હકદાર હોય, તો પતિ બીજાની પાસેથી ઝકાતના રૂપિયા વસુલ કરીને પોતાની માલદાર પત્નીનો ઈલાજ કરાવી શકે છે. (બુખારી : ૧ / ૨૦૨, હદીસ નં. ૧૪૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૭) ઝકાતના વકીલનું ઝકાતના રૂપિયામાં હીલો કરવો

**સવાલ (૧૩૮૭) :** ઝૈદે બકરને કેટલાક રૂપિયા આપ્યા અથવા કોઈ વસ્તુ દા.ત. કપડા વગેરે આપ્યા અને કહયું કે હીલો કરીને ગરીબોમાં વહેંચી દેજો.બકરનું કહેવું છે કે હું જાતે જ ઝકાતનો હકદાર છું, માટે બીજાઓથી હીલો કરાવવાને બદલે, હું જાતે તેનો માલિક બનીને ગરીબોમાં વહેંચી દઉ છું, તો આ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો વકીલ બનાવનારે ગરીબોમાં વહેંચવાની ઈજાઝત આપી છે, તો તેને ગરીબોમાં વહેંચી દે. હીલાની જરૂરત નથી, કારણ કે ગરીબો અને જરૂરતમંદો ઝકાતના હકદાર છે.

જો વકીલ ઝકાતનો હકદાર છે, તો તેને જોઈએ કે વકીલ બનાવનારથી એ મજલિસમાં માલિકી મેળવી લે, નહીં તો વકીલ બન્યા પછી જાતે તેનો હીલો કરીને લેવું (માલિક બની જવું) જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



اِنَّمَا الصَّدَقٰتُ لِلۡفُقَرَآءِ وَالۡمَسٰكِيۡنِ وَالۡعٰمِلِيۡنَ عَلَيۡهَا وَالۡمُؤَلَّفَةِ قُلُوۡبُهُمۡ وَفِى الرِّقَابِ وَالۡغٰرِمِيۡنَ وَفِىۡ سَبِيۡلِ اللّٰهِ وَابۡنِ السَّبِيۡلِ‌ؕ فَرِيۡضَةً مِّنَ اللّٰهِ‌ؕ وَاللّٰهُ عَلِيۡمٌ حَكِيۡمٌ ﴿۶۰﴾

**તર્જુમો :** ઝકાત તો માત્ર ગરીબો અને મોહતાજો તેમજ ઝકાતના કામે જનારાઓનો હક છે અને તે લોકોનો જેમનું દિલ લોભાવવું છે તથા ગરદનો છોડાવવામાં અને કર્ઝદારોના કર્ઝ(અદા કરવા)માં તથા અલ્લાહના માર્ગ(જિહાદ)માં અને મુસાફિરો-(ની મદદ)માં (પણ એ માલ ખર્ચ કરવો જોઈએ.) આ હુકમ અલ્લાહના તરફથી મુકર્રર કરેલો છે અને અલ્લાહ બહુ જાણનાર (અને) હિકમતવાળો છે.

(સૂરએ તવબહ : ૬૦)

# ઝકાત ખર્ચ કરવાની જગ્યાઓનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઝકાત ખર્ચ કરવાની જગ્યાઓનું બયાન

## (૧) ઝકાતમાં હીલો કરીને મુઅઝ્ઝિન અને ઉસ્તાદોના મકાનો બનાવવા

**સવાલ (૧૩૮૮) :** ઝકાતના રૂપિયામાં હીલો કરીને મુઅઝ્ઝિન અથવા ઉસ્તાદોના મકાનો બનાવી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની અદાયગીમાં માલિક બનાવવું જરૂરી છે. હકદારને માલિક બનાવ્યા વગર ઝકાત અદા થશે નહીં, માટે ઝકાતની રકમથી મુઅઝ્ઝિન અને ઉસ્તાદોના મકાનો બનાવવા જાઈઝ નથી કે તેમાં માલિક બનાવવું જોવામાં આવતું નથી, હાં, જો મકાન બનાવીને મુઅઝ્ઝિન અને ઉસ્તાદોને જયારે કે તેઓ ઝકાતના હકદાર હોય, તેમને માલિક બનાવીને આપી દેવામાં આવે, તો ઝકાત અદા થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪)

યાદ રહે કે ઝકાત ગરીબોનો હક છે. (અબૂદાવૂદ : ૧/૨૩૦, હદીસ નં.૧૬૩૦) માટે સંસ્થાના સભ્યોને જોઈએ કે મહેનત કરીને લોકો પાસેથી લિલ્લાહ રકમનો ચંદો કરે અને માત્ર લિલ્લાહ રકમથી ટ્રસ્ટ દ્વારા મકાનો બનાવે. ઝકાતના રૂપિયામાં હીલો કરીને મકાનો બનાવવામાં ગરીબોનો હક બરબાદ કરવો છે. જયારે મસ્જિદના બાંધકામ માટે લિલ્લાહ રકમ લાખો મળે છે, તો ગરીબોની કેટલીક વસ્તીઓમાં મુઅઝ્ઝિન, ઈમામ અને ઉસ્તાદોના મકાનોના બાંધકામ માટે કેમ નહીં મળે ? એટલે લિલ્લાહ રકમથી મકાનો બનાવવામાં આવે, એ જ બહેતર છે. (અલમબ્સૂત : ૩૦ / ૨૧૦,૨૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જરૂરત વગર હીલો કરીને ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી

**સવાલ (૧૩૮૯) :** એક વ્યકિત પોતાની ઝકાતની રકમથી, પોતાના રિશ્તેદારો સિવાય કોઈ બીજા એવા વ્યકિતની મદદ કરવા માંગે છે, જે પોતે ઝકાતનો હકદાર

તો નથી, પરંતુ આર્થિક પરિસ્થિતિ નબળી છે, શું તેનો કોઈ માર્ગ છે કે તેની પણ મદદ થઈ જાય અને ઝકાત આપનારની ઝકાત પણ અદા થઈ જાય, જેવું કે સાંભળ્યું છે કે ઝકાતની રકમનો હીલો કરી દેવામાં આવે, તો તેને હકદાર સિવાય પણ વાપરી શકે છે. શું આ વાત સાચી છે ? જો આ વાત સાચી છે તો તેનો હીલો કેવી રીતે કરવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ તેના હકદારોને મળવી જોઈએ. જયારે વર્ણન કરેલ વ્યકિત ઝકાતનો હકદાર જ નથી, તો તેના માટે જબરદસ્તી હીલો કરવો બહેતર નથી, હીલો જરૂરતના દરજામાં તો જાઈઝ છે. દા.ત. મસ્જિદ અને મદ્રસાના બાંધકામમાં ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી, પરંતુ બીજી બાજુ મસ્જિદ અને મદ્રસાના મકાનની સખત જરૂરત છે. લિલ્લાહ રકમ આપનાર કોઈ નથી. તો એવી પરિસ્થિતિમાં માલિક બનાવીને એ રકમને વર્ણન કરેલા કામોમાં વાપરવાની ગુંજાઈશ છે. (ફતાવા હિન્દિય્યહ : ૬ /૩૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કોઈ દીનદાર મોહતાજ વ્યકિતની મદદ માટે ઝકાતની રકમનો હીલો કરવો

**સવાલ (૧૩૯૦) :** ઝૈદ દર વર્ષે ઝકાતની રકમ અદા કરે છે. બકર એક દીનદાર, દીનની ફિકર કરનારો અને દીનની ખિદમત કરનારો, મોહતાજ વ્યકિત છે. તેનું મકાન ખૂબ જ જર્જરિત – જુનું થઈ ગયું છે અને તેને લીધે ઝૈદ ઝકાતની રકમથી તેનું રિપેરિંગ કરાવવા માંગે છે અને આ રકમ બકર સુધી પહોંચાડવા માટે તે ઉમર નામના ગરીબ વ્યકિતને ઝકાતના માલનો માલિક બનાવીને તેનાથી કહે છે કે તું આ રકમ બકરને હદિયા રૂપે આપી દે અને ઉમર પણ ખુશીથી તેને આપવા તૈયાર છે, તો આ રીતે હીલો કરવો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આ રીતે દીનની ખિદમત કરનારા મોહતાજ ગરીબ વ્યકિતને મકાનના સમારકામની જરૂરત છે. તો વર્ણન કરેલા હીલા દ્વારા તેની મદદ કરવાની ગુંજાઈશ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઝકાત અને સદકાની રકમથી તલબાની ફી અદા કરવી

**સવાલ (૧૩૯૧):** ગરીબ તલબા જે ફી ભરવાની શકિત ધરાવતા નથી, તેમને સદકો, કફ્ફારો વગેરેની રકમ આપવામાં આવે, પછી તેઓ વ્યવસ્થાપકને ફીની રકમ જમા કરાવે, તો આ રીતે સદકો અને કફ્ફારો અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની જવાબદારી માત્ર એ છે કે ગરીબ તલબાને એ રકમ આપી દો અને તેમણે તેનો માલિક બનાવી દો. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬,૨૫૭) પછી ભલે એ રકમથી ફી ભરે, કિતાબો ખરીદે, ભાડામાં વાપરે, પોતાના ઉસ્તાદોને હદિયો કરે અથવા તેમને દાવત ખવડાવે, બધું જાઈઝ છે. તેમાં કોઈ ફરક નહીં આવે. વાજિબ સકદો, ઝકાત, કફ્ફારો વગેરે શંકા વગર અદા થઈ જશે. (બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નિસાબના માલિકને ઝકાત આપવી

**સવાલ (૧૩૯૨) :** એક વ્યકિત પાસે આઠ તોલા સોનું છે, જે તેના રિશ્તેદારોએ તેને શાદી પ્રસંગે આપ્યું હતું. પરંતુ તેનો પગાર ખૂબ જ ઓછો છે. ઝકાત અદા કરવાની તેનામાં શકિત નથી, તો આવા વ્યકિતને ઝકાતની રકમ આપી શકીએ છીએ ? તેમજ આવા વ્યકિતની પત્નીને ઝકાતની રકમ આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પાસે સાડા સાત તોલા સોનું અથવા તેનાથી વધારે હોય, અને તે અસલી જરૂરીયાતથી ફારિગ હોય, તેના જિમ્મે કોઈ કરજ ન હોય, તો તે શરઈ માલદાર છે, તેને ઝકાતની રકમ આપવી જાઈઝ નથી અને ન તો તેના માટે લેવી જાઈઝ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૭) તે જાતે નિસાબનો માલિક છે. જો તેના માલ (સોના) પર વર્ષ વિતી જાય તો તેના માટે ઝકાત અદા કરવી ફર્ઝ છે. (હિદાયહ ફી શર્હિલ બિદાયહ : ૧ / ૧૮૫) અલબત્ત જો તેની પત્ની પાસે નિસાબ જેટલું સોનું વગેરે ન હોય, તો તેને ઝકાત આપવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) બેંકમાં જમા કરેલ ઝકાત પર વ્યાજનો હુકમ

**સવાલ (૧૩૯૩):** અમારે ત્યાં બારડોલીમાં "ધી મુસ્લિમ સ્ટુડન્ટસ યુનિયન બારડોલી" ના નામથી એક સંસ્થા છે, જે લગભગ ૩૩ વર્ષથી પોતાની ખિદમત

આપી રહી છે. તેમાં ઝકાતના રૂપિયા ખૂબ જ આવે છે. તે 'ઝકાત ફંડ' ને બેંકમાં મુકવાને કારણે તેની ઉપર દર વર્ષે વ્યાજ વધતું રહે છે, તો એ વ્યાજની રકમ જે એક મોટી રકમ છે, તેને કયા વાપરવી જોઈએ ? યાદ રહે કે અમારી આ સંસ્થા ગરીબ અને વિધવાઓની સહાય કરે છે. એવી રીતે સ્કૂલ અને મદ્રસાના તલબાની તાલીમી અને એડમિશન ફી અને તેમની કિતાબો વગેરેનો બંદોબસ્ત પણ કરે છે અને તેમની દરેક પ્રકારની મદદ કરે છે. તો હવે સવાલ એ છે કે વર્ણન કરેલી વ્યાજની રકમ વર્ણન કરેલ ખર્ચ માટે જ વાપરી શકાય છે કે નહીં ? જો તેની ઈજાઝત નથી, તો તેની ખર્ચ કરવાની જગ્યાઓ કઈ છે ? આ વર્ષની ઝકાત અને વર્ણન કરેલી (વ્યાજની) રકમ અને તેની ઉપર મળતા વ્યાજની રકમ વધુ માત્રામાં થઈ ગઈ છે. તેને કારણ ટ્રસ્ટની અમુક રકમ કાનૂની રીતે જપ્ત થઈ જવાનો ખતરો છે. એટલે આ વિશે માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ ખર્ચ કરવાની એક જગ્યા દીની અને દુન્યવી તાલીમ મેળવવા માટે ગરીબ તલબા છે. તેમની માસિક અને પ્રવેશ ફી, એવી રીતે તેમની કિતાબો, કપડા, ચપ્પલ, છત્રી વગેરે જરૂરી વસ્તુઓ ખરીદીને તેમને તેના માલિક બનાવી દેવામાં આવે. અથવા રોકડ રકમ જ આપી દેવામાં આવે, તેનાથી તેઓ પોતાની જરૂરીયાતો પુરી કરી શકે. તો ઝકાત અદા થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬, ૨૬૮)

વ્યાજની રકમ પણ આમાં વાપરી શકો છો, પરંતુ તેમાં સવાબની નિય્યત દુરુસ્ત નથી. સવાબની નિય્યત વગર વ્યવસ્થાપકો વર્ણન કરેલી જગ્યાએ ખર્ચ કરી દે, તો પોતાની જવાબદારીથી મુકત થઈ જશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૯૯)

જો વ્યવસ્થાપકો આ વિશે કોઈ તાત્કાલિક કાર્યવાહી ન કરે અને તેમની સુસ્તીને કારણે ઈદારાને કોઈ નુકસાન થાય, તો તે જિમ્મેદારો ગુનેહગાર થશે. કૌમના લોકો મોહતાજ હતા, તેમ છતાં તેમની ઉપર ખર્ચ ન કરવામાં આવ્યો, અહીંયા સુધી કે રૂપિયા જપ્ત થઈ જવાનો ખતરો થઈ ગયો, એ કાર્યકરોની બેદરકારી જાહેર કરે છે. એટલે જરૂરી છે કે કાર્યકરો પોતાની ભૂલ સુધારે અને રૂપિયા કાઢીને તરત જ ખર્ચ કરી દે. જેથી રકમ જપ્ત ન થઈ જાય. (બુખારી : ૨ / ૧૦૫૮, હદીસ નં. ૭૧૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ઝકાત અને વ્યાજની રકમ પોતાની બહેનોને આપવી

**સવાલ (૧૩૯૪) :** ઝૈદ માલદાર છે. તે પોતાની બાલિગ ગરીબ બહેનોને ઝકાત અને વ્યાજની રકમ સવાબની નિય્યત વગર આપવા ચાહે, તો આપી શકે છે કે નહીં? જો બહેનો પોતાના માતા – પિતા સાથે રહેતી હોય, માતા – પિતા ગરીબ હોય અને પોતાનો ખર્ચ પુરો ન કરી શકે, તો પણ તે (બહેનો) ને ઝકાતની રકમ આપવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોતાની બહેનોને ઝકાત અને (સવાબની નિય્યત વગર) વ્યાજની રકમ આપવી જાઈઝ છે. (મજમઉલ અન્હુર : ૧ / ૩૩૩) જો કે ગરીબ બહેનને ઝકાતની રકમ આપીને પોતાના માતા – પિતા પર ખર્ચ કરવા માટે હીલો કરવો મકરૂહ છે. (શામી : ૨ / ૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) પોતાની મોહતાજ અવલાદને ઝકાત આપી શકાય કે નહીં ?

**સવાલ (૧૩૯૫) :** જો અવલાદ મોહતાજ હોય, શાદી થયેલી હોય અને અલગ રહેતી હોય, તો તેમને પિતા ઝકાત આપી શકે છે અથવા નહીં ? મારી છોકરીની શાદી થઈ ગઈ છે. જમાઈ ગરીબ છે, તો શું હું તેને ઝકાત આપી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોતાની અવલાદ ભલે છોકરો હોય કે છોકરી, શાદી થઈ હોય કે ન થઈ હોય, ઝકાત આપી શકતા નથી, હા, જો જમાઈ ગરીબ છે, તો તેમને આપવી જાઈઝ છે. માટે ઝકાતનો માલિક પોતાના જમાઈને બનાવે, ન કે પોતાની છોકરીને. (મજમઉલ અન્હૂર : ૧ / ૩૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નિસાબના માલિક પિતાની બાલિગ અવલાદ ઝકાતની હકદાર છે કે નહીં ?

**સવાલ (૧૩૯૬) :** એક બાલિગ તાલિબે ઈલ્મના પિતા પાસે બીજાની ફેરવવા માટેની ટેકસી, રહેવા માટેના મકાન સિવાય એક વધારાનું મકાન અને બેંકમાં ૬૦ હજાર રૂપિયા છે. તેમાંથી કોઈ વસ્તુ આ તાલિબે ઈલ્મના નામ પર લખેલી નથી. તો શું આ તાલિબે ઈલ્મ ઝકાત, સદકાત અથવા ફિત્રો લઈ શકે છે કે નહીં ? જો લે તો

તેમાં કોઈ કરાહત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માલદાર વ્યકિતની બાલિગ અવલાદ જો નિસાબની માલિક નથી તો તે ઝકાતની હકદાર છે અને તેને ઝકાત આપવી જાઈઝ છે, ભલે આ અવલાદ પોતાના પિતાની સાથે રહેતી હોય. તેમાં કોઈ કરાહત નથી.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૯, ૩૫૦)

પરંતુ જો પિતા બધી જરૂરતોનો જિમ્મેદાર હોય અને કોઈ વસ્તુની તંગી પડવા દેતો નથી, તો એવી અવલાદ માટે ઝકાતથી બચવું ઉત્તમ અને બરકતનું કારણ છે. (શર્હે મઆની : ૨ / ૨૦, હદીસ નં. ૩૦૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઝકાત ખાનારની પાછળ નમાઝ પઢવી

**સવાલ (૧૩૯૭) :** ઈમામ સાહેબ ઝકાત અને સદકએ ફિત્ર લઈ શકે છે કે નહીં ? અને ઝકાત ખાનારાની પાછળ નમાઝ પઢવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઈમામ જરૂરતમંદ છે તો તે ઝકાત અને સદકએ ફિત્ર લઈ શકે છે, જાઈઝ છે, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૩૯)

ઝકાતનો હકદાર જો ઝકાત લેતો હોય, તો તેની ઈમામતથી નમાઝમાં કોઈ કરાહત નથી આવતી, તેમની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે, નમાઝ કરાહત વગર અદા થઈ જશે. માત્ર શરત એ છે કે તેનામાં ઈમામતની શરત જોવા મળતી હોય અને તે મોટા ગુનાહો ન કરતો હોય અને નાના ગુનાહો પર અડગ ન હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) જેના જિમ્મે બેંકનું કરજ હોય, તેને ઝકાત આપવી

**સવાલ (૧૩૯૮) :** એક વ્યકિત ઝામ્બિયામાં રહે છે, તેના રિશ્તેદારો અહીંયા હિન્દુસ્તાનમાં રહે છે. આમ તો ખાતા – પીતા છે. પરંતુ તેમના જિમ્મે બેંકનું કંઈક કરજ છે. તો તેને આ કરજની અદાયગી માટે તે વ્યકિત ઝકાત આપી શકે છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઝામ્બિયામાં રહેનારાના રિશ્તેદાર ખરેખર ઝકાતના હકદાર છે, તો તેમને ઝકાત આપવામાં કોઈ વાંધો નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૩૯) પરંતુ જો તેમને દસ હજારનું કરજ લીધું છે અને તેની પાસે ઘરેણા અથવા જરૂરતથી વધારે

એટલો માલ છે, જે કરજની અદાયગી પછી પણ નિસાબની મિકદાર બરાબર છે, તો તેને ઝકાત આપવી જાઈઝ નથી, તેને ઝકાત આપવાથી ઝકાત અદા થશે નહીં. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૭) હાં, તેની ઉપર ૨૫ હજારનું કરજ છે અને ઘરેણાં વગેરે માત્ર ૧૨ હજારના છે, તો તેને ઝકાત આપવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઝકાતની રકમથી અવર જવરનો ખર્ચ કાઢવો

**સવાલ (૧૩૯૯) :** ઝૈદનો સવાલ છે કે જો તે એક વ્યકિતની ઝકાત લેવા માટે મુંબઈ જાય, તો ખર્ચ તે (ઝકાતની રકમ)માંથી લઈ શકે છે કે નહીં ? અને જો ઝકાત આપનારો પોતાની ઝકાતની રકમમાંથી આપે, તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ ગરીબો, વિધવાઓ વગેરે જે હકદારો છે તેમને આપવાથી અદા થશે. (અબૂદાવૂદ : ૧ / ૨૩૦, હદીસ નં. ૧૬૩૦) નિસાબના માલિકનું કોઈ ગરીબને મુંબઈ બોલાવીને ઝકાતથી ભાડું અદા કરવું, અથવા મનીઓર્ડરથી રકમ મોકલીને તેની ફી બાદ કરવી જાઈઝ નથી, એટલી ઝકાત જિમ્મે બાકી રહેશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતારઃ ૨/ ૨૫૬–૨૫૮) જો કે ગરીબને ઝકાતની રકમ આપી દે, પછી ભલે તે ભાડામાં આપે, અથવા કોઈ અન્ય જગ્યાએ, ઝકાત અદા થઈ જશે.(બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭) અને એ કહેવું પણ જરૂરી નથી કે દા.ત. ૫૦૦ રૂા. ઝકાતના અને ૨૦૦ રૂપિયા સફર ખર્ચના, બસ ૭૦૦ રૂપિયા ઝકાતની નિય્યતથી તેને આપી દે, ઝકાત અદા થઈ જશે. (બહરુર્રાઈકઃ ૨/ ૨૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ૨૫ વીઘા જમીનનો માલિક પણ ઝકાતનો હકદાર હોય શકે છે

**સવાલ (૧૪૦૦) :** મારો એક મિત્ર તબ્લીગમાં જયા કરે છે, પરંતુ તેના જિમ્મે ઘણું કરજ છે. તેના પિતા જરૂરતમંદ છે, તેઓ પણ કરજદાર છે મારા મિત્રની હજુ શાદી થઈ નથી, તેણે મને બતાવ્યું કે મેં મારા પિતાનું કરજ પણ મારા જિમ્મે લઈ લીધું છે, એ કપડાનો વેપાર કરે છે. અને તેમની ૨૪ – ૨૫ વીઘા જમીન પણ છે.

સવાલ એ છે કે તેને ઝકાતના રૂપિયા કરજની ભરપાઈ માટે આપવા જોઈએ

કે નહીં ? અમે જયારે પણ તેનાથી આ વિશે વાત કરી, તો તેણે મનાઈ કરી દીધી અને કહયું કે હું ઝકાત લઈ શકતો નથી, તો શું તેના માટે ઝકાત લેવાની શરઈ ઈજાઝત નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનો મિત્ર જયારે કરજદાર છે, ભલે તેનું પોતાનું હોય કે પિતાનું કરજ પોતાના જિમ્મે લઈ લીધું હોય, કરજ અદા કરવા માટે તેને ઝકાત આપવી દુરુસ્ત છે. આપની ઝકાત અદા થઈ જશે. શરત એ છે કે તેની પાસે એટલી રકમ હાજર ન હોય, જેનાથી કરજ અદા કરવા પછી નિસાબ જેટલો માલ બાકી રહેતો હોય, અને આવા લોકોને આપવું ઘણું સવાબનું કામ છે અને ફકીરને આપવા કરતા વધારે બહેતર છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮)

આપના મિત્ર પાસે જે ૨૪ – ૨૫ વીંઘા જમીન છે, એ તો રોજી રોટીનું સાધન છે, તેનાથી ઝકાતના હકમાં કોઈ ફરક નહીં પડે. કારણ કે એ તો અસલી જરૂરીયાતમાં દાખલ છે. આપ માત્ર કરજની અદાયગી માટે તેમને ઝકાત આપી દો. આપની ઝકાત અદા થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કરજ અદા કરવા માટે ઝકાત માંગવી જાઈઝ છે

**સવાલ (૧૪૦૧)** : એક વ્યકિત ૨૦૦૦ રૂપિયાનો કરજદાર છે. નોકરી કરે છે, પગાર ૧૫૦ રૂપિયા છે અને પાંચ વીઘા જમીન છે, એવી હાલતમાં ઝકાત લઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી હાલતમાં તેનું ઝકાત લેવું જાઈઝ છે, બલકે કરજ અદા કરવા માટે ઝકાત માંગવી પણ જાઈઝ છે. ઝકાત આપનારની ઝકાત અદા થઈ જશે શરત એ છે કે તેની પાસે કરજ અદા કરવાની મિકદાર કરતા નિસાબ જેટલો માલ ન હોય.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮)

જમીન અસલી જરૂરીયાતમાંથી છે. એટલા માટે તે વ્યકિતના નિસાબના માલિક થવા માટે તેની કિંમત લગાવવામાં આવશે નહીં. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૪,૨૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ૪૦ વીઘા જમીનનો માલિક પણ ઝકાતનો હકદાર થઈ શકે છે

**સવાલ (૧૪૦૨) :** એક વ્યકિત છે, તેની પાસે ૪૦ વીઘા જમીન છે. પરંતુ કુટુંબના સભ્યોની સંખ્યા વધારે છે, તેને કારણે જમીનના અનાજથી ખર્ચ પુરો થતો નથી. દર વર્ષે કરજ થતું રહે છે. હમણાં ખૂબ જ કરજ થઈ ગયું છે. જમીનની પેદાશથી ઘરનું ભરણપોષણ મુશ્કેલ થી ચાલે છે. તો એવી હાલતમાં તે કરજની ભરપાઈ માટે ઝકાતની રકમ રિશ્તેદારોથી જે આપવા માંગે છે, લઈ શકે છે ? વર્ણન કરેલી જમીન અસલી જરૂરીયાતમાં દાખલ છે કે નહીં ? જયારે કે તે જમીનથી સંપૂર્ણ ગુજરાન પણ થતું નથી.

જો તે વ્યકિત માટે ઝકાતની ઈજાઝત ન હોય, તો તેની પત્ની અથવા મોટી અવલાદ જે તેની સાથે રહે છે અને ગરીબ છે, ઝકાત લઈને ઘરના ખર્ચમાં વાપરી શકે છે કે નહીં ? ઉમ્મીદ છે કે વિસ્તૃત જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખેતીની જમીન સોના –ચાંદી (માલે ઝકાત) ના હુકમમાં નથી. માટે કોઈ વ્યકિત ૪૦–૫૦ વીઘા અથવા એકર જમીનનો માલિક હોય પરંતુ કરજદાર હોય, તો તે ઝકાતનો હકદાર છે. (હિદાયહ : ૩ / ૪૭૬, ૪૭૭)

માટે સવાલની સુરતમાં તે વ્યકિતના કરજની ભરપાઈ ઝકાતની રકમથી કરી શકાય છે, ઝકાત આપનારની ઝકાત અદા થઈ જશે અને જે રિશ્તેદાર ઝકાત વગેરેથી તેમની મદદ કરશે તેમને સિલા રહમીનો પણ સવાબ મળશે.

(નસાઈ : ૫ / ૯૨, હદીસ નં. ૨૫૮૨)

જો કે સવાલની સુરતમાં વર્ણન કરેલો વ્યકિત જાતે ઝકાતનો હકદાર છે એટલે તેની પત્ની અથવા અવલાદને માલિક બનાવવાનો હીલો કરવાની જરૂરત નથી. (અલ મબ્સુત : ૩૦ / ૨૧૦,૨૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) સદકાતની રકમ પ્રાથમિકતાને આધારે કયાં ખર્ચ કરવી ?

**સવાલ (૧૪૦૩) :** અમારા ગામમાં જે મકતબ છે, તેમાં માત્ર દીનીયાતની તાલીમ થાય છે. હિફઝ કલાસ અને ફારસી કલાસ નથી. આગળ પઢવા માટે નાના બાળકોને

દૂરનો સફર કરવો પડે છે. સ્કૂલની તાલીમ સાત કલાસ સુધી છે, થોડા વર્ષો પહેલા વિદેશમાં રહેનારા સખીદાતાઓએ રૂપિયા એકત્ર કરીને લગભગ ૭૫ હજારનું એક મકાન સ્કૂલ માટે બનાવ્યું હતું, ગામમાં બીજી સુવિધાઓ દા.ત. હોસ્પિટલ, યતીમ અને વિધવાની રોજગારીનો કોઈ બંદોબસ્ત નથી. અહીંયાથી લગભગ બે માઈલ દૂર સચીન ગામમાં એક હાઈસ્કૂલ છે, તેને કારણે ત્યાં બસ વગેરેનો સારો બંદોબસ્ત છે. ત્યાં એક સંસ્થા તરફથી ગામના ગરીબ, અનાથ બાળકોને સ્કૂલના પુસ્તકો મફતમાં આપવામાં આવે છે. તેને જોઈને હવે કેટલાક આધુનિક લોકોએ પણ અમારા ગામમાં હાઈસ્કૂલ ખોલવાનો ઈરાદો કર્યો છે, તેને કારણે તેઓ વિદેશમાં રહેનારા ગામના લોકોથી ચંદાનો ઈરાદો રાખે છે. તો હવે સવાલ એ છે કે ગામમાં ઉપર વર્ણન કરેલા જરૂરી કામોમાંથી કયુ કામ પહેલું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારા ગામમાં કઈ કઈ અગત્યની જરૂરતો છે ? તે મને ખબર નથી, કુર્આન અને હદીસની રોશનીમાં રૂપિયા ખર્ચ કરનારાઓની જવાબદારી છે કે તે જાતે તપાસ કરી લે કે તેને કયું કામ કરાવવું જરૂરી છે અને કયા કામથી ખાસ કરીને ગરીબો, યતીમો, વિધવાઓ અને મોહતાજો અને બધા મુસલમાનોને નફો છે. એ રીતે કરવાથી સવાબ વધારે મળશે. (તિરમિઝી : ૨ / ૬૭, હદીસ નં. ૨૪૧૬,૨૪૧૭)

બહેતર એ છે કે ઉપર વર્ણન કરેલા પ્રોગ્રામો દીનદાર હઝરાત પોતાના હાથમાં લે અને શરઈ માર્ગદર્શન હેઠળ તેને પુરી કરવાની કોશિશ કરે. તેમજ તેનો ખ્યાલ રાખે કે ઈસ્લામની વિરુદ્ધ તેમાં કોઈ વાત ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ગરીબ તલબાને ફી પેટે ઝકાતની રકમ આપવી

**સવાલ (૧૪૦૪) :** શવ્વાલની શરૂઆતમાં એક ઈલ્મી ઈદારાનું ઉદ્‌ઘાટન થવાનું છે, તેમાં દીની અને દુન્યવી બંને તાલીમની વ્યવસ્થા હશે. તેમાં લગભગ ૩૦ તલબા કાળા– હબશી છે. જે સત્ર ફી ભરવાથી અશકત છે. અને એક સત્રની ફી બે હજાર રૂપિયા હોય છે. તો શું આ તલબા જે ગરીબ છે, તેમના ખર્ચ માટે ઝકાતના રૂપિયા વાપરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતનો શરઈ મતલબ છે تملیک جزء مال عینہ الشارع એટલે શરીઅતે

નકકી કરેલા માલના એક હિસ્સાનો હકદાર (ગરીબ, ફકીર) ને માલિક બનાવવો છે, જે (બાલિગ) તાલિબે ઈલ્મ ગરીબ અને ફકીર હોય (અથવા ના બાલિગ તાલીબે ઈલ્મના પિતા એવા હોય) તે ઝકાતનો હકદાર છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૭, ૩૪૯) અલ્લામા શામીએ ફી સબિલિલ્લાહમાં તમામ તલબાને દાખલ કર્યા છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૩)

માટે આપના ઈદારામાં દીની અને દુન્યવી તાલીમ મેળવનારા ગરીબ તલબાને ઝકાતની રકમનો માલિક બનાવી દેવામાં આવે અને ઓફિસમાં તેમનાથી સત્ર ફી વસુલ કરી લેવામાં આવે. આ રીતે ઝકાત પણ અદા થઈ જશે અને તેઓ પોતાની સત્ર ફી પણ ભરી શકશે. દરેક તાલિબે ઈલ્મથી દર મહિને આ રીતે વસુલ કરી લેવામાં આવે અથવા વર્ષની શરૂઆતમાં વસુલ કરી લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) મદ્રસામાં ઝકાત અને સદકાતની રકમ લેવી

**સવાલ (૧૪૦૫) :** મદ્રસામાં ઝકાત અને સદકાતની રકમ લેવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે. પરંતુ મોહતમિમ સાહેબે શરીઅતના ઉસૂલ પ્રમાણે ગરીબને માલિક બનાવવો જરૂરી છે. માલિક બનાવવાથી ઝકાત અને સદકાત અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) સૈયદને ઝકાત આપવાનો હુકમ

**સવાલ (૧૪૦૬) :** જો કોઈ સૈયદ ગરીબ હોય, તો તેને ઝકાત આપી શકાય કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે સૈયદનો કોઈ સહારો ન હોય, તો ગુંજાઈશ છે. (ફયઝુલ બારી : ૨ / ૪૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) સૈયદને ઝકાત આપવી

**સવાલ (૧૪૦૭) :** અમારી કૌમ સૈયદોને ઝકાત આપવાનું પસંદ કરતી નથી અને એવું કહેવાય છે કે સૈયદને ઝકાતની રકમ આપવી જાઈઝ નથી. જાતે સૈયદોનો પણ એ જ ખ્યાલ છે કે અમારા માટે ઝકાતની રકમ લેવી જાઈઝ નથી. એટલા માટે

અમારા ત્યાંના સૈયદો કહે છે "લિલ્લાહ રકમ હોય તો અમને આપો" સવાલ એ છે કે સૈયદોનો હકદાર કોણ છે ? શું ખરેખર સૈયદોને ઝકાતની રકમ નહીં આપી શકાય? જો તેમની મદદ માટે બીજી રકમ ન હોય, અને ઝકાત આપી દીધી, તો ઝકાત અદા થશે કે નહીં ? ઉમ્મીદ છે કે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હઝરત હસન અને હઝરત હુસૈન (રદિ.) જે હઝરત ફાતિમા (રદિ.) ના છોકરા અને હુઝૂર (સલ.) ના નવાસા છે. તેમની અવલાદને "સૈયદ" કહે છે. રસૂલુલ્લાહ (સલ.) એ તે બંને નવાસા સિવાય અહાદીસની રોશનીમાં એ લોકોને પણ ઝકાત આપવી જાઈઝ નથી. જે રસૂલુલ્લાહ (સલ.) સાથે રિશ્તો રાખે છે. એટલે હઝરત અલી (રદિ.) ની અવલાદ જે હઝરત ફાતિમા (રદિ.) સિવાય બીજી પત્નીઓથી છે. હઝરત અબ્બાસ (રદિ.) ની અવલાદ, હઝરત જાફર (રદિ.) ની અવલાદ, હઝરત અકીલ (રદિ.) ની અવલાદ અને હારિષ બિન અબ્દુલ્લ મુત્તલિબની અવલાદ, તેમાંથી કોઈને ઝકાત આપવી અને તેમના માટે ઝકાત લેવી જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯)

જો કે સૈયદ માટે ઝકાત લેવી જાઈઝ નથી, તેમના માટે બીજા હક્કો બૈતુલમાલમાંથી નક્કી કરવામાં આવ્યા છે. પરંતુ આજના યુગમાં તેમના હકો અદા કરવામાં આવતા નથી. બૈતુલમાલ, બાદશાહી અને તેમના અધિકારીઓનું શાસન ખતમ થઈ ગયું છે, એટલા માટે આજના જમાનામાં તેમને ઝકાત આપવી જાઈઝ છે. ઝકાત આપનારની ઝકાત અદા થઈ જશે. (અલ મુહીતુલ બુરહાની : ૩ / ૨૧૫, મજમઉલ મન્હુર : ૧ / ૩૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) એવી સૈયદહ ઔરતને ઝકાત આપવી, જેનો પતિ સૈયદ ન હોય

**સવાલ (૧૪૦૮) :** એક સૈયદ સ્ત્રી છે, તેની શાદી બિન સૈયદ સાથે થઈ છે. સવાલ એ છે કે તેને ઝકાત આપી શકીએ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૈયદહ સ્ત્રી, જેની શાદી બિન સૈયદ સાથે થઈ હોય, સૈયદમાંથી જ છે અને સૈયદને ઝકાત આપવી જાઈઝ નથી. જો કે તેના પતિને આપી શકીએ છીએ. (રદ્દુલ

મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ /૩૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) જુગાર અને ચોરીથી પોતાની જરૂરીયાત પુરી કરનારા સૈયદને ઝકાત આપવી

**સવાલ (૧૪૦૯) :** શું જમાનાની પરિસ્થિતિઓને સામે રાખી સૈયદને ઝકાત આપી શકાય છે ?

હકીકતમાં સૈયદોમાંથી કેટલાક જરૂરતમંદ લોકો, ગનીમતનો માલ ખતમ થઈ જવાને કારણે અને ભેટ – સોગાદો ન મળવાને કારણે પોતાની જરૂરીયાતો ચોરી, જુગાર વગેરે હરામ કામોથી પુરી કરે છે, જો ઝકાતથી તેમની મદદ કરવામાં આવે, તો કદાચ તેઓ ચોરી, જુગાર વગેરે જેવી બુરાઈઓથી દૂર રહે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૈયદોને ઝકાત આપવી જાઈઝ નથી. (બુખારી : ૧ / ૨૦૧, હદીસ નં. ૧૪૮૫) કેટલાક ફુકહાએ કિરામે ઈજાઝત આપી છે. પરંતુ સવાલમાં જાઈઝ હોવાની જે બુનિયાદ તરફ ઈશારો કરવામાં આવ્યો છે તે દુરુસ્ત નથી. કારણ કે ચોર અને જુગારી માત્ર જરૂરત પુરી કરવા માટે ચોરી અને જુગાર રમતા નથી. એટલે એ સમજવું કે તેમને ઝકાત આપવાથી જુગારની આદત છુટી જશે, એ ખોટી વાત છે.

હા, જો સૈયદમાંથી કોઈ ખૂબ જ મોહતાજ હોય અને લિલ્લાહ રકમથી તેની હાજત પુરી કરનાર કોઈ ન હોય, તો તેને ઝકાત આપવાની ગુંજાઈશ છે. પરંતુ સૈયદ લોકોએ હલાલ રોજી કમાવવી જોઈએ અને ઝકાત કબૂલ કરવી ન જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) જેની માલિકીમાં ૬૦ તોલા ચાંદી હોય, તેને ઝકાત આપવાની કઈ સુરત છે ?

**સવાલ (૧૪૧૦) :** અમારી પડોશમાં એક વિધવા છે. તેના યતીમ બાળકો છે તે સ્ત્રી પાસે ૬૦ તોલા ચાંદી છે. પરંતુ આર્થિક પરિસ્થિતિ ખૂબ જ નબળી છે. ગરીબી એટલી છે કે દિવસમાં માત્ર એક જ વખત ખાવાનું બને છે. તે ઝકાત પણ નથી લઈ શકતી, કારણ કે ૬૦ તોલા ચાંદી છે. એટલે અમે તેને એ મશ્વરો આપ્યો કે લગભગ ૧૫ તોલા ચાંદી વેચી દો. જેથી તમારા માટે ઝકાત વગેરેની છૂટ થઈ શકે. તેના માટે ઝકાત લેવાની કોઈ સુરત નીકળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વિધવા પાસે જે ૬૦ તોલા ચાંદી છે. તેમાંથી યતીમના ખાવા – પીવાની વ્યવસ્થા કરવી જરૂરી છે. યતીમને ભૂખ્યા રાખવા અને તકલીફમાં નાંખવા જાઈઝ નથી. (ઈબ્ને માજહ : ૨૬૨, હદીસ નં. ૩૬૭૯) માટે ૬૦ તોલા ચાંદીથી પોતાની જરૂરતો પુરી કરે. જયારે તેની પાસે સાડા બાવન તોલા ચાંદીથી ઓછી થઈ જાય, તો તે ઝકાતની હકદાર થશે અને તેને ઝકાત આપવી કરાહત વગર જાઈઝ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ઘરેણાં અને જમીનની માલિક વિધવા સ્ત્રીનું વિધવા ફંડમાંથી કરજ લેવું

**સવાલ (૧૪૧૧) :** ખદીજા ઈસ્માઈલ રાજા ઘણાં વર્ષોથી વિધવા છે. માત્ર ત્રણ વીઘા જમીન છે. છોકરો પણ નથી. ડાભેલ જામિઅહથી ૫૦ રૂપિયાની મદદ મળે છે. હમણાં દસ તોલા ઘરેણા છે. પાંચ હજાર રૂપિયા કારી મુબીન સાહેબનું કરજ પણ છે. સવાલ એ છે કે જો હું વિધવા ફંડમાંથી કારી મુબીન સાહેબનું કરજ અદા કરું, તો જાઈઝ છે ? ઝકાત અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબ જરૂરતમંદ માટે ઝકાત લેવી અને તેને આપવી જાઈઝ છે કે આ તેનો હક છે. માલદારને લેવી અને આપવી જાઈઝ નથી. તેનાથી આપનારની ઝકાત અદા થશે નહીં. વિધવા પાસે ઘરેણાં છે. તેનાથી કરજ અદા કર્યા પછી પણ નિસાબ જેટલી અથવા તેનાથી વધારે રકમ વધી જાય છે. એટલે તેને ઝકાત આપવી અથવા તેના માટે લેવી જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) મદ્રસામાં માલદારોના નાબાલિગ બાળકો પર ઝકાતની રકમ ખર્ચ કરવી

**સવાલ (૧૪૧૨) :** ઝકાતની રકમ મદ્રસામાં સામાન્ય રીતે ખર્ચ કરવામાં આવે છે. જયારે કે તેમાં માલદારોના બાળકો પણ હોય છે, જે ઝકાતના હકદાર હોતા નથી. માટે આ સુરતમાં એ તલબા માટે તેને વાપરવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માલદારોના નાબાલિગ બાળકો ઝકાતનો ઉપયોગ કરી શકતા નથી અને ન તો તેમના ઉપયોગથી ઝકાત અદા થશે. અલબત્ત મદ્રસાના જિમ્મેદારો તરફથી માલિક બનાવવાનો હીલો કર્યા પછી, ગરીબ અને માલદાર દરેક તલબા પર એ રકમ ખર્ચ કરી શકાય છે. અને દરેક માટે તેના ઉપયોગની ગુંજાઈશ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) નાબાલિગ છોકરાનું ઝકાત અને ફિતરાની રકમ લેવી

**સવાલ (૧૪૧૩) :** મદ્રસાનો એક છોકરો છે, તેની હાલત સારી છે. તેના માટે ઝકાત અને ફિતરાની રકમ લેવી કેવું છે ? દા.ત. મદ્રસાનો એક છોકરો, બીજા માલદાર છોકરાને ઝકાત અને સદકાની વસ્તુ આપે, તો તેના માટે લેવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાબાલિગ છોકરો, જેના પિતા માલદાર છે. એવા તાલિબે ઈલ્મ માટે ઝકાત લેવી અથવા તેને આપવી જાઈઝ નથી. હાં, જો તેના પિતા ગરીબ અને જરૂરતમંદ હોય, તો જાઈઝ છે. અને જો છોકરો બાલિગ છે અને ગરીબ છે તો તેના માટે પણ ઝકાત અને સદકો લેવો જાઈઝ છે. ભલે એ છોકરાના પિતા માલદાર હોય, કારણ કે બાલિગ છોકરાના ભરણ પોષણની જવાબદારી તેના પિતાને જિમ્મે વાજિબ નથી. અને પિતાના માલદાર હોવાને કારણે, શરીઅતમાં છોકરાને માલદાર ગણવામાં નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) મદ્રસામાં ઝકાતની રકમ લાંબી મુદ્દત સુધી જમા રાખવી યોગ્ય નથી

## (૨૮) ઝકાતની રકમમાં માલિક બનાવવાનો હીલો

**સવાલ (૧૪૧૪, ૧૪૧૫) :** ઝકાતની રકમ મદ્રસામાં એક વર્ષથી વધુ મુદ્દત સુધી રાખી શકાય છે કે નહીં ? માલિક બનાવવાના હીલાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મદ્રસાની બુનિયાદ તવક્કુલ પર છે અને માલ જમા કરવામાં ફિતનાનો અંદેશો છે, એટલે બહેતર એ છે કે ઝકાતની રકમને વર્ષમાં જ વાપરી દેવામાં આવે. અલબત્ત મદ્રસાના વ્યવસ્થાપકો માલિકીના હીલામાં મોડું ન કરે.

માલિકીનો હીલો (૧) કોઈ ફકીર, ઝકાતના હકદાર, કોઈ માલદારથી કરજ લઈને મદ્રસામાં મદદ કરે અને પછી ઝકાતની રકમ એ કરજદારને આપવામાં આવે, જેથી તે માલદારનું કરજ અદા કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧)

(૨) અથવા કોઈ ઝકાતના હકદારને ઝકાતની રકમનો માલિક બનાવી દેવામાં આવે અને તે એ રકમને માલિકીમાં આવ્યા પછી ખુશીથી મદ્રસામાં આપી દે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) મદ્રસામાં ઝકાતની રકમ વાપરવા માટે હીલો કરવાનો તરીકો

**સવાલ ( ૧૪૧૬)** : મદ્રસામાં ઝકાતના રૂપિયાનો જે હિલો કરવામાં આવે છે, તેનો સહીહ તરીકો શું છે ? અને શું હીલો કર્યા પછી એ રકમને કોઈ પણ કામમાં વાપરી શકાય છે ? દા.ત. આવક મેળવવા માટે કોઈ મકાન ખરીદવું અથવા મદ્રસા અને મકતબના ઉસ્તાદોનો પગાર વગેરે કામોમાં ખર્ચ કરવી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હીલાનો તરીકો એ છે કે ઝકાતની રકમ કોઈ ગરીબ, સમજદાર વ્યકિતને આપી દો અને એ કહેવામાં આવે કે આપ તેના માલિક છો. હવે જો તમે તમારા તરફથી મદ્રસાને આપશો, તો સદકાનો સવાબ મળશે અને કંઈક રકમ તેને ખુશ કરવા માટે પણ આપી દો. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧)

પરંતુ મજબુરી વગર બાંધકામ, પગાર વગેરેમાં તે રકમ ઉપયોગમાં ન લે. હા, જો જરૂરત હોય તો જાઈઝ છે અને ઝકાત આપનારની ઝકાત શંકા વગર અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ઝકાતની રકમના હીલામાં ઈમામ અથવા મુઅઝ્ઝિનને ખાસ કરવાનું કારણ

**સવાલ (૧૪૧૭)** : ઝકાતની રકમના હીલા વિશે અમે એક મસ્અલો તમારાથી પૂછયો હતો. આપે તેના જવાબમાં લખ્યું હતું કે મસ્જિદના ઈમામ અથવા મુઅઝ્ઝિન દ્વારા હીલો કરાવવામાં આવે, તો હીલા માટે મુઅઝ્ઝિન અથવા ઈમામ સાહેબને જ કેમ ખાસ કરવામાં આવ્યા છે ? શું કોઈ સામાન્ય હકદાર દ્વારા હિલો દુરુસ્ત નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુઅઝ્ઝિન અથવા ઈમામની સ્પષ્ટતા એટલા માટે કરવામાં આવી છે કે આ લોકો હીલાને સારી રીતે સમજી શકશે, તેમજ તેમને પોતાના હોદ્દાનો પણ ખ્યાલ રહેશે. જો કોઈ સામાન્ય અજ્ઞાન હકદાર માણસને રકમ આપવામાં આવી અને તે લઈને ચાલતો થઈ ગયો તો આપ શું કરી શકશો ? (હાશિયા ઈમ્દાદુલ ફતાવાઃ ૨ /૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) જરૂરતમંદ વસ્તીમાં ઝકાતના રૂપિયા ખર્ચ કરવા માટે હીલો કરવો

**સવાલ (૧૪૧૮) :** મારી પાસે ડાંગ અને આહવા નામની ગરીબ અને જરૂરીયાત વાળી વસ્તીઓ માટે કેટલીક રકમ મોકલવામાં આવી છે. તેમાં ઝકાત, સદકા અને વ્યાજની રકમ પણ છે. તેમાંથી બાડન પીદા નામની વસ્તીમાં જરૂરીયાતવાળા લોકોને પણ આપવાની છે, તો તે માટે ઝકાતની રકમનો હીલો કરી શકીએ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ખરેખર જરૂરતમંદ હોય, તો તેઓ ઝકાતના હકદાર છે. તેમને ઝકાતની રકમ માટે હીલો કરવાની જરૂરત નથી. હા ! જો તે ગરીબ વસ્તીમાં જરૂરતમંદ અને માલદાર બંને રહેતા હોય અને બંનેની આ રકમથી મદદ કરવાની હોય, તો ઝકાતની રકમનો હીલો કરવો જરૂરી છે. ખાસ કરીને જો ત્યાં કોઈ દીની મદ્રસો હોય અને તેના માટે કોઈ લિલ્લાહ રકમ ન મળતી હોય, તો તે વખતે હીલો કરી શકાય છે. જો કે કોશિશ એ જ કરવી જોઈએ કે શકય હોય ત્યાં સુધી લિલ્લાહ રકમ ખર્ચ કરવામાં આવે, મુસલમાનો પર પોતાની દીની ફરજ છે કે તેઓ પોતાની વસ્તીમાં પોતાની લિલ્લાહ રકમથી મદ્રસો વગેરે ચલાવે. (ફતાવા હિન્દિય્યહ : ૬ /૩૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) શું હીલાનો તરીકો પ્રથમ સદીમાં હતો ?

**સવાલ (૧૪૧૯) :** શું હીલાનો તરીકો હબીબે પાક (સલ.) ના જમાનામાં અને ખુલફાએ રાશેદિન, તાબેઈન અને તબએ તાબેઈનના જમાનામાં હતો ? આ સિલસિલો કયારે શરૂ થયો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફુકહાએ હીલાનો જે તરીકો બતાવ્યો છે, તે જાઈઝ છે અને જરૂરતના મોકા પર તેનો ઉપયોગ કરી શકાય છે. નબીએ કરીમ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.) નો જમાનો બધા જમાનાઓમાં સૌથી બહેતર હતો. સહાબએ કિરામ (રદિ.) દિલના ખૂબ જ ગની – માલદાર હતા. લિલ્લાહ રકમ એટલી વધુ માત્રામાં ખર્ચ કરતા હતા કે ઝકાતની રકમનો હીલો કરવાની જરૂરત પડતી ન હતી.

હીલાનો તરીકો આ હદીસે પાકથી સાબિત છે. એક વખતે નબીએ કરીમ (સલ.) હઝરત બરીરહ (રદિ.) ના ઘરે તશરીફ લઈ ગયા. હઝરત બરીરહ (રદિ.) ગોશ્ત પકાવી રહી હતી. આપ (સલ.) એ પૂછયું કે આમા શું છે ? ફરમાવ્યું કે ગોશ્ત છે, જે મારા માટે સદકામાં આવ્યું છે. તો આપ (સલ.) એ ફરમાવ્યું કે કોઈ વાંધો નથી, તે તમારી પાસે આવી ગયું છે, માટે તમે તેની માલિક બની ગઈ છો, હવે તમે મને આપશો તો હદિયો ગણાશે.

(અબૂદાવૂદ : ૧ / ૨૩૪, હદીસ નં. ૧૬૫૫– હદીસનો મફહૂમ)

ઉપરની હદીસથી સાબિત થયું કે ગરીબને કોઈ વસ્તુનો માલિક બનાવી દેવામાં આવે, તો તેને દરેક રીતે ખર્ચ કરવાનો અધિકાર છે, જાતે વાપરે અથવા જેને ચાહે આપી દે. બીજા માટે હવે એ સદકો રહયો નથી. એટલે ખાવામાં કોઈ વાંધો નથી. (ફતાવા તાતારખાનિયહ : ૨ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (33) મદ્રસામાં ઝકાત આપવાથી ઈલ્મે દીનની મદદનો પણ સવાબ મળશે

**સવાલ (૧૪૨૦) :** મદ્રસામાં જે ઝકાત આપવામાં આવે છે અને તલબા પર જે ખર્ચ કરવામાં આવે છે, તો તેમાં ઝકાત આપનારને માત્ર ઝકાત આપવાનો સવાબ મળશે અથવા તલબા પર ખર્ચ કરવાનો અને ઈલ્મ ફેલાવવાનો પણ સવાબ મળશે ? એટલે તલબા પર ખર્ચ કરવાની જે ખુશખબરીઓ અને વાયદા છે, તે આ ઝકાત આપનારને મળશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ વિશે હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી એક હદીસ સાબિત છે, તેનો મતલબ એ છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો, ખર્ચ કરનારાઓમાં એક વ્યકિત એ છે જેણે અલ્લાહના રસ્તામાં સદકો કર્યો, એક એ છે જેને કોઈને જુલ્મથી બચાવી લીધો અને એક એ છે કે કોઈ ગરીબની મદદ કરી અને એક એ છે જેણે

પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કર્યો. યાદ રહે તેમાં સૌથી વધારે શ્રેષ્ઠ તે છે, જેણે પોતાના ઘરવાળાઓ પર ખર્ચ કર્યો. (મુસ્લિમ : ૧ / ૩૨૨, હદીસ નં. ૩૯–૯૯૫)

બીજી રિવાયતમાં છે કે અમલનો આધાર નિય્યત પર છે. નિય્યત પ્રમાણે સવાબ અને સજા મળે છે. (બુખારી : ૧ / ૨ હદીસ નં. ૧)

ઉપરની રિવાયતોથી માલૂમ થયું કે દરેક ભલાઈના કામોમાં ખૂબ આગળ વધીને હિસ્સો લેવો જોઈએ. દીની ઈલ્મના પ્રચાર – પ્રસાર માધ્યમો ભલાઈના ઉચ્ચ કામો છે. એટલે માલદારોએ ઈલ્મે દીનના તલબાની જરૂરતોનો ખાસ ખ્યાલ રાખવો જોઈએ અને પોતાના માલમાંથી દરેક પ્રકારની મદદ કરે.

મુસલમાનોની નિય્યત દીનના ફેલાવવાની હશે, તો તે નિય્યતને કારણે તેને ઈન્શાઅલ્લાહ દીની મદદ વાળી હદીસોનો પણ સવાબ મળશે.

(મુસ્લિમ : ૨ / ૪૧, હદીસ નં. ૧૪ – ૧૬૩૧)

અલબત્ત માત્ર ફર્ઝ ઝકાત પર સંતોષ ન કરે. (તિરમિઝી : ૧ / ૧૪૩, હદીસ નં. ૬૬૦) બલકે નફલ સદકાત પણ આપ્યા કરે અને ફર્ઝ તેમજ નફલ સદકાતમાં જરૂરત અને નિય્યત પ્રમાણે સવાબમાં વધારો – ઘટાડો થયા કરે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) ઝકાત અને વ્યાજની રકમથી મસ્જિદ માટે જાજરા બનાવવા જાઈઝ છે ?

**સવાલ (૧૪૨૧) :** કેટલાક લોકો ઝકાત અને બેંકના વ્યાજની રકમથી મસ્જિદમાં જાજરા બનાવવા માંગે છે. શું આ રકમથી જાજરા બનાવવા જાઈઝ છે ? કોઈ હીલાથી જાઈઝ છે કે નહીં ? હીલાનો તરીકો પણ બતાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યાજ અથવા ઝકાતની રકમથી જાજરા બનાવવા જાઈઝ નથી, અલબત્ત કોઈ ગરીબ ૧૦–૧૫ હજાર કોઈ માલદાર પાસેથી કરજ લઈને જાજરા બનાવવા માટે મસ્જિદને આપે. પછી ઝકાત અથવા વ્યાજની રકમ એ ગરીબને આપવામાં આવે અને તેનાથી તે પોતાનું કરજ અદા કરી દે. તો તેનાથી ગરીબને જાજરાનો સવાબ પણ મળશે અને ઝકાત પણ અદા થઈ જશે અને વ્યાજના વબાલથી પણ બચી જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) સ્કૂલમાં ઝકાત આપવી

**સવાલ (૧૪૨૨) :** અમારે ત્યાં કોસંબામાં એક સ્કૂલમાં ઝકાત, સદકએ ફિત્ર અને ચામડાની રકમનો ઉપયોગ તેના બાંધકામ, ફર્નિચર અને વિદ્યાર્થીઓના ખર્ચ વગેરેમાં કરવામાં આવે છે. આ સિલસિલામાં શરીઅતનો શું હુકમ છે ? શું આ રીતે વર્ણન કરેલી રકમનો ઉપયોગ સ્કૂલમાં જાઈઝ છે અને ઝકાત આપનારની ઝકાત અદા થઈ જશે ? જયારે કે સ્કૂલમાં માલદારના બાળકો પણ ભણે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત અને સદકએ ફિત્રની રકમ બાંધકામ અને ફર્નિચરમાં ડાયરેકટ (હિલા વગર) વાપરવી જાઈઝ નથી, ભલે તે મસ્જિદ – મદ્રસા અથવા સ્કૂલનું બાંધકામ હોય. (કારણ કે ઝકાત અને સદકએ ફિત્રમાં માલિકી (ગરીબને માલિક બનાવવો) જરૂરી છે અને આ રીતે વાપરવામાં માલિકી જોવા મળતી નથી, જો ટ્રસ્ટીઓ આવું કરે છે તો લોકોની ઝકાત અને સદકએ ફિત્ર અદા થશે નહીં, તેને કારણે તેઓ ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪)

હાં, બાળકોની ૩૦ – ૪૦ રૂપિયા ફી નક્કી થઈ જાય, માલદારના બાળકો તો પોતાના તરફથી ફી અદા કરે અને જે ગરીબ વિદ્યાર્થીઓ છે. તેમને ઝકાત અને સદકાની રકમના માલિક બનાવવામાં આવે અને પછી તેમને ફી ભરવાનું કહેવામાં આવે. એ રીતે તે રકમ વસુલ કરી લેવામાં આવે. પછી એ રકમને ટ્રસ્ટીઓ બાંધકામ માં વાપરે અથવા કોઈ અન્યમાં, હવે તેનો ઉપયોગ જાઈઝ થશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧)

મતલબ કે જે વિદ્યાર્થીઓ ગરીબ હોય, તેમની ફી અથવા પુસ્તકો અથવા બીજી જરૂરતો માટે ઝકાતની રકમનો તેમને માલિક બનાવી દેવામાં આવે, તો ઝકાત અદા થઈ જશે.

અને કુરબાનીનું ચામડું વેચી દીધા પછી તે રકમનો સદકો કરવો વાજિબ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૨૮) માટે તેમા પણ ઉપરના તરીકા પ્રમાણે અમલ કરવો જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) સ્કૂલમાં સદકો આપવો સવાબનું કામ છે કે નહીં ?

**સવાલ (૧૪૨૩) :** સ્કુલ અથવા કોઈ શૈક્ષણિક સંસ્થામાં "લિલ્લાહ રકમ" બાંધકામ માટે આપવામાં આવે, તો શું તેમાં કોઈ સવાબ નહીં મળે ? મુસ્લિમ લોકો

માત્ર મસ્જિદ અને મદ્રસામાં આપવાને સવાબનું કામ સમજે છે. આ વિશે કુર્આન અને હદીસની રોશનીમાં વિસ્તૃત જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુર્આન અને હદીસમાં સદકા અને ખૈરાતનો હુકમ આપવામાં આવ્યો છે અને રસૂલુલ્લાહ (સલ.) એ સાફ ઈર્શાદ ફરમાવ્યો કે અમુક જગ્યાએ આપવાથી વધારે સવાબ અને અમુક જગ્યાએ આપવાથી ઓછો સવાબ મળે છે. તેથી બુખારી શરીફ ૧ / ૧૯૭માં ઈમામ બુખારીએ આ વિશે એક પ્રકરણ કાયમ કર્યુ છે અને પ્રકરણમાં તે રિવાયતો બયાન કરી છે, તેમાં રિશ્તેદારોને સદકો અને ખૈરાત આપવાથી ડબલ સવાબ મળે છે. એક સદકાનો અને બીજો સિલા રહમીનો. (બુખારી : ૧ / ૧૯૭)

બીજી હદીસમાં છે, રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો એક દિરહમ અપરિચિત વ્યકિત પર ખર્ચ કર્યો, તો એક સવાબ અને રિશ્તેદારો પર ખર્ચ કર્યો તો ડબલ સવાબ મળશે. (નસાઈ : ૫ / ૯૨, હદીસ નં. ૨૫૮૨)

એવી રીતે બુખારી શરીફમાં છે કે હઝરત અબૂ તલ્હા (રદિ.) એ પોતાનો બાગ સદકો કરવાનો ઈરાદો કર્યો, તો રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો કે પોતાના રિશ્તેદારો પર સદકો કરો. (બુખારી : ૧ / ૧૯૭)

આ હદીસોથી સાબિત થાય છે કે સદકો કઈ જગ્યાએ કરવામાં આવે છે, તે પ્રમાણે સવાબમાં વધારો – ઘટાડો થશે. બલકે ઉલમાએ તો સાફ લખ્યું છે, અમુક જગ્યાએ ખર્ચ કરવાથી વ્યકિત ગુનેહગાર થાય છે. જેમકે જે લોકોએ ભીખ માંગવાને વેપાર બનાવી લીધો છે અને તેને કારોબારની જેમ કરે છે. તો આવા ફકીરોને આપવાથી વ્યકિત ગુનેહગાર થશે. કારણ કે અલ્લાહ તઆલાનું ફરમાન છે. ભલાઈ અને નેકીના કામોમાં એક બીજાની મદદ કરો અને ગુનાહ તેમજ જુલ્મના કામમાં મદદ ન કરો. (સૂરએ માઈદહ : ૨ )

ઉપરની આયતથી સાબિત કરતા અલ ઈશ્બાહના હવાલાથી હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) ફરમાવે છે કે જે ફકીર ભીખની આદત બનાવી લે, તેમને આપવું ગુનોહ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૫)

જરા વિચાર કરો કે જરૂરત વગર ખૈરાત કરવાથી સવાબને બદલે ગુનોહ થાય છે. એવી રીતે કવ્વાલ, નાટક અને નૃત્ય કરનારાઓને લાવવા માટે જે ચંદો આપશે, તે ગુનેહગાર થશે.

એટલા માટે મુસલમાન મસ્જિદ, મદ્રસા, યતીમખાના અને દારૂલ ઉલૂમમાં રૂપિયા આપવાને મોટા સવાબનું કામ સમજે છે. અને તેમાં દિલ ખોલીને ખર્ચ કરે છે, કારણ કે તેનો આધાર કુર્આન અને હદીસ પર છે અને આ રકમ જે જગ્યાએ ખર્ચ થાય છે તેનાથી અલ્લાહ તઆલાનું નામ રોશન થાય છે. અલ્લાહની ઈબાદત થાય છે અને તેની ઈબાદતમાં આ રૂપિયા મદદગાર સાબિત થાય છે. એટલે તેનો સીધો ફાયદો સદકો આપનારને થાય છે.

ઈંગ્લીશ મિડિયમ અથવા હાઈસ્કુલનું શિક્ષણ કેટલીક શરતો સાથે જાઈઝ છે. જો વર્ણન કરેલી સ્કૂલમાં જવાથી ઈસ્લામી સંસ્કૃતિ અને સભ્યતા છોડીને બીજી કોમોની સંસ્કૃતિ અને સભ્યતા અપનાવવામાં આવતી હોય, તો સ્કૂલ ચલાવનારા ઓની અલ્લાહને ત્યાં પૂછ થશે, કારણ કે તેઓ ગુનાહના કામનું એક કારણ બન્યા, જો શિક્ષણનો હેતુ માત્ર રોજી રોટીનો મસ્અલો હલ કરવાનો છે તો પણ તેમાં કોઈ સવાબ નહીં મળે. અલબત્ત વહીવટ કર્તાઓ અને વિદ્યાર્થીઓ એ નિય્યત કરે કે આ શિક્ષણથી ભવિષ્યમાં કોમ તરફથી આવતી જવાબદારીઓ સારી રીતે પાર પાડી શકીએ અને એંજિનિયર, ડોકટર વગેરેની ડિગ્રીથી કોમની સેવા કરીશું અને મુસલમાનોની પ્રગતિ કરીશું. તો એ સંસ્થા ચલાવનાર અને તેમાં અભ્યાસ કરનારા જરૂર સવાબના હકદાર બનશે. બુખારી શરીફની પહેલી હદીસ "આમાલનો આધાર નિય્યત પર છે" (બુખારી : ૧ / ૨, હદીસ નં. ૧)

તેથી જે કામ જાઈઝ છે, તેમાં સહીહ નિય્યત કરવાથી તે ઈબાદત બની જાય છે અને ખરાબ નિય્યતથી જાઈઝ કામ બલકે ઈબાદત પણ ગુનોહ બની જાય છે. માટે સ્કુલ, હાઈસ્કુલ અને શૈક્ષણિક સંસ્થાઓ સારી નિય્યતથી ચલાવવામાં આવે, તો જાઈઝ છે અને તેમાં રૂપિયા આપવા સવાબનું કારણ બનશે અને ચલાવનારાઓને પણ નિય્યત પ્રમાણે સવાબ મળશે.

માટે કોમ મસ્જિદ, મદ્રસામાં ખૈરાત કરવાને જે ફર્ઝ સમજે છે, તે એક રીતે સહીહ છે, અને આપે જે ખર્ચ કરવાની જગ્યા બયાન કરી છે, તે પણ સહીહ છે, જો સહીહ કામ થાય છે તો તેમાં પણ આપવું સવાબનું કારણ બનશે. જેથી મુસલમાન દુન્યવી તકાદાઓથી પરિચિત થાય અને કોઈ પણ રીતે અજ્ઞાન ન રહે. અને તે દીની કામોમાં જે દુન્યવી હોદ્દાઓ સાથે જોડાયેલા છે, કોઈ રૂકાવટ ન આવે. હકીકતમાં આ બંને દ્રષ્ટિકોણ ઈમાની ગૈરત પર આધારિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) ઝકાતની રકમથી મદ્રસામાં પંખા લગાવવા

**સવાલ (૧૪૨૪) :** ઝકાતના રૂપિયાઓથી મદ્રસામાં વિજળીના પંખા લગાવી શકાય કે નહીં ? જો ન લગાવી શકાય અને કોઈએ અજ્ઞાનતામાં લગાવી લીધા, તો માફીની કોઈ શકલ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમથી મદ્રસા વગેરેમાં બાંધકામ કરાવવું અને પંખા લગાવવા જાઈઝ નથી. તેમાં કોઈને માલિક ન બનાવવાને કારણે ઝકાત અદા થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮) તેથી સવાલની સુરતમાં તે પંખા કાઢીને કોઈ ગરીબને માલિક બનાવી દે, પછી તે ગરીબ પોતાની ખુશીથી મદ્રસામાં આપી દે, તો આ સુરત જાઈઝ થશે અને ઝકાત પણ અદા થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) મદ્રસામાં રૂપિયા આપવાની મન્નત માની, તો શું ગરીબોને આપી શકીએ છીએ ?

**સવાલ (૧૪૨૫) :** એક વ્યકિતએ મન્નત માની હતી કે મારુ આ કામ પુરૂ થઈ જશે તો ૧૦૦ રૂપિયા કોઈ પણ મદ્રસામાં આપી દઈશ. એવી રીતે તેણે બીજી મન્નત માની કે ફલાણું કામ થઈ જશે, તો કોઈ દીની મદ્રસામાં ૧૦૦ રૂપિયા આપીશ. હવે અલ્લાહ તઆલાના ફઝલથી તેના બંને કામો થઈ ગયા, તો તેને એ ૨૦૦ રૂપિયા મદ્રસામાં જ આપવા પડશે અથવા પોતાની વસ્તીના ગરીબોને આપી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં ૨૦૦ રૂપિયા મન્નત પેટે આપવા વાજિબ છે. અલબત્ત મન્નતની રકમ આપવા માટે તેને કોઈ મદ્રસો ખાસ કર્યો નથી, એટલે મદ્રસામાં જ આપવા જરૂરી નથી. ગરીબો, અનાથો, વિધવાઓને પણ આપી શકે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) શું આ બધા લોકો ઝકાતના હકદાર છે ?

**સવાલ (૧૪૨૬) :** એક વ્યકિત પાસે દસ વીઘા જમીન છે. રહેવાનું મકાન છે, બે બળદ છે, ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમત જેટલું સોનું છે. કરજ કંઈ નથી. પરંતુ ખેતીની પેદાશથી ઘરનો ખર્ચ પુરો થતો નથી, તો શું આ વ્યકિત ઝકાત લઈ શકે છે ? આવો

વ્યકિત ઝકાતનો હકદાર છે કે નહીં ?

(૨) એવી રીતે એક વ્યકિત પાસે ૨૦ વીઘા જમીન છે, રહેવાનું મકાન છે, બે બળદ છે, ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમત જેટલું સોનું છે, એક ભેંસ છે, કરજ કંઈ નથી. પરંતુ ખેતીની આવકમાંથી ઘરનો ખર્ચ પુરો થતો નથી. તો શું આ વ્યકિત ઝકાત લઈ શકે છે કે નહીં ?

(૩) એવી રીતે એક વ્યકિત પાસે ૩૦ વીઘા જમીન છે. રહેવાનું મકાન છે. બે બળદ છે, ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમત જેટલું સોનું છે. એક ભેંસ છે, કરજ કંઈ નથી. પરંતુ ખેતીની આવકમાંથી ઘરનો ખર્ચ પુરો થતો નથી, તો શું આ વ્યકિત ઝકાત લઈ શકે છે કે નહીં ?

(૪) એવી રીતે એક વ્યકિત પાસે ૪૦ વીઘા જમીન છે. રહેવાનું મકાન છે. બે બળદ છે. ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમતનું સોનું છે. એક ભેંસ છે. કરજ કંઈ નથી, પરંતુ ખેતીની આવકથી ઘરનો ખર્ચ પુરો થતો નથી. તો તે વ્યકિત ઝકાત લઈ શકે છે ?

(૫) એક વ્યકિતનો ૩૦૦ રૂપિયા મહિનાનો પગાર છે. રહેવાનું મકાન છે, ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમતનું સોનું છે. કરજ કંઈ નથી, પરંતુ પગારથી ઘરનું ગુજરાન પુરૂ થતું નથી, તો તે વ્યકિત ઝકાત લઈ શકે છે કે નહીં ?

(૬) એવી રીતે એક વ્યકિત નો ૪૦૦ રૂપિયા પગાર છે. રહેવા માટે પોતાનું મકાન છે. ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમત જેટલું સોનું છે, કરજ કંઈ નથી, પરંતુ પગારથી ઘરનો ખર્ચ પુરો થતો નથી. તો આવો વ્યકિત ઝકાત લઈ શકે છે કે નહીં ?

(૭) એવી રીતે એક વ્યકિતનો મહિનાનો પગાર ૪૦૦ રૂપિયા છે, રહેવા માટે પોતાનું મકાન છે, ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમત જેટલું સોનું છે, કરજ કંઈ નથી, પરંતુ પગારથી ઘરનો ખર્ચ પુરો થતો નથી. તો આવો વ્યકિત ઝકાત લઈ શકે છે કે નહી ?

(૮) એક વ્યકિતનો મહિનાનો ૫૦૦ રૂપિયા પગાર છે. રહેવા માટે પોતાનું મકાન છે, ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમત જેટલું સોનું છે. કરજ કંઈ નથી, પરંતુ પગારથી ઘરનો ખર્ચ પુરો થતો નથી, તો આવો વ્યકિત ઝકાત લઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારા સવાલમાં અલગ અલગ શબ્દો છે, કરજ નથી, પગાર અને આવકમાંથી ઘરનો ખર્ચ પુરો થતો નથી. ૬૧૨ ગ્રામ ચાંદીની કિંમતનું સોનું છે એટલે

સાડા બાવન તોલા ચાંદી બરાબર સોનું છે, તો આ વિશે ફુકહાએ કિરામે લખ્યું છે કે જે વ્યકિત પાસે એટલો માલ હોય કે કોઈ નિસાબ પુરો થઈ જાય, તો તે માલદારના હુકમમાં છે. તેના માટે ઝકાત લેવી જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૧૮૯)

તેથી સવાલની સુરતમાં 'સોના'ની સાથે ઘરમાં એવા વાસણો હશે, જે વર્ષમાં એક વખતે પણ વપરાયા નહીં હોય, તો તેની કિંમત પણ લગાવવામાં આવશે અને બધું ભેગું કરીને સાડા બાવન તોલા ચાંદીની કિંમત થઈ જાય અને કંઈ કરજ પણ બાકી ન હોય, તો ફુકહાએ લખ્યું છે કે એવી વ્યકિત નાના નિસાબનો માલિક છે, તેની ઉપર સદકએ ફિત્ર અદા કરવો વાજિબ છે. તેની ઉપર કુરબાની પણ વાજિબ થશે, તેની ઝકાત આપી શકાતી નથી. (બહરુર્રાઈક : ૨ / ૨૭૧)

માટે મારા મતે ઉપર બયાન કરેલી બધી સુરતોમાં તે વ્યકિતને ઝકાત આપવી જાઈઝ નથી. અલબત્ત તે વિશે જરૂરી વાતો ધ્યાનમાં રાખો.

(૧) પરંતુ "સોનું" ન હોય, તો તમામ આઠે સુરતોમાં જો ઘરનો ખર્ચ પુરો ન થતો હોય, તો ઝકાત લેવી જાઈઝ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯)

(૨) ખેતી માટે બળદ જરૂરતમાં દાખલ છે. માટે જો બે બળદની કિંમત પાંચ હજાર હશે, તો પણ ઝકાત લેવી જાઈઝ થશે. (ફતાવા હિન્દિય્યહ :૧ / ૧૮૯)

(૩) જો સોનાની માલિક ઔરત હોય, તો વર્ણન કરેલી હાલતમાં પતિને ઝકાત લેવી જાઈઝ થશે. (શરત એ છે કે તે ઝકાતના માલમાં કોઈ બીજી વસ્તુનો માલિક ન હોય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૩૯)

(૪) એવી રીતે જો પતિ એ સોનાનો માલિક હોય, તો ઔરતને ઝકાત લેવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૯)

(૫) એવી રીતે તેની બાલિગ અવલાદને પણ આપવી જાઈઝ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧૮૯)

(૬) ઉપર બયાન કરેલ તમામ હાલતોમાં જો કરજ જિમ્મે આવી જાય (તેનાથી નિસાબ ખતમ થઈ જાય) તો ઝકાત લેવી જાઈઝ છે.

(હિદાયહ મઅ ફત્હુલ કદીર : ૨ / ૧૧૭,૧૧૮)

(૭) ભેંસ અસલી હાજતમાં દાખલ છે, એટલે તેની કિંમત નિસાબમાં ગણવામાં નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) ઝકાત અને વ્યાજની રકમ મુસાફરખાનાના બાંધકામમાં વાપરવી

**સવાલ (૧૪૨૭) :** અમારી એક સંસ્થા છે, તેમાં ઝકાત, ફિત્રો, વ્યાજ વગેરે દરેક પ્રકારની રકમનો અમે ચંદો કરીએ છીએ, અમારો મકસદ મુંબઈમાં એક મુસાફર ખાનું બનાવવાનો છે. તો એ રૂપિયાને મુસાફરખાનાના બાંધકામમાં વાપરી શકાય કે નહીં ? યાદ રહે કે એક મદ્રસો હમણાં તૈયાર થયો છે, તેના બાંધકામમાં ઝકાતના રૂપિયા લાગ્યા છે, જો તેની ઈજાઝત નથી, તો એ વિશે કોઈ હીલો બતાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હું દુઆ કરું છું કે અલ્લાહ તઆલા તમારો મકસદ સહુલત અને આસાની સાથે પુરો ફરમાવે. આમીન.

ઝકાત અને સદકએ ફિત્રની અદાયગીમાં ફિકહની કિતાબોમાં લખ્યું છે કે તે માલનો ગરીબ અને જરૂરતમંદને માલિક બનાવવો જરૂરી છે. તે સિવાય ઝકાત અને સદકએ ફિત્રની રકમની અદાયગી દુરુસ્ત નથી.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪)

ગરીબને માલિક બનાવ્યા વગર તેને દસ્તારખ્વાન પર બેસાડીને ખવડાવવાથી ઝકાત અદા નહીં થાય. જો કે ગરીબને રોટલી અને શાક આપી દે અને તે ખાવાનો તેને માલિક બનાવી દે, તો ઝકાત અદા થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૬, ૨૫૭)

હવે જો તે ગરીબ આ ખાવાનું કોઈ માલદારને ખવડાવે, તો જાઈઝ છે અને માલદાર માટે તેના ખાવામાં કોઈ વાંધો નથી.

(મિરકાતુલ મફાતિહ : ૪ /૧૩૦૩, હદીસ નં.૧૮૨૫)

માલિક બદલાવવાથી હુકમમાં પણ ફેરફાર થાય છે, હદીસ શરીફમાં છે કે હઝરત બરીરહ (રદિ.) ના ઘરે આપ (સલ.) તશરીફ લાવ્યા, તો હઝરત બરીરહ (રદિ.) એ ખજુરથી આપ (સલ.)ની મહેમાની કરી. આપ (સલ.)એ ફરમાવ્યું કે આ હાંડલીમાં શું છે ? તો જવાબ આપ્યો, તેમાં ગોશ્ત છે. તો આપ (સલ.) એ ફરમાવ્યું કે અમને તેમાંથી નહીં ખવડાવો ? તો હઝરત બરીરહ (રદિ.) એ કહયું આ સદકાનું ગોશ્ત છે. તો આપ (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો કે "એ તમારા માટે સદકો છે, પરંતુ (જયારે તમે અમને આપશો તો) અમારા માટે તે હદિયો છે."

(બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭)

એટલા માટે જો કોઈ વ્યકિત ઝકાતની રકમ મસ્જિદ અને મદ્રસા વગેરેના બાંધકામમાં (ડાયરેકટ)વાપરશે, તો જાઈઝ નથી. તેનાથી ઝકાત અદા થશે નહીં.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪)

જો કે ઝકાત આપનારે મદ્રસા વાળાઓને અથવા મુસાફરખાનું બનાવનારા ઓને તેના વકીલ બનાવી દીધા કે આ ઝકાતની રકમ છે અને તેને કોઈ જાઈઝ કામમાં વાપરી દેવી, તો તેઓ વકીલ બની જશે. હવે તેઓ કોઈ ગરીબને મુસાફરખાનાની અગત્યતા સમજાવે અને તે ગરીબ કોઈ માલદાર પાસેથી એટલી રકમ કરજ પેટે લે, પછી મુસાફરખાનાના બાંધકામમાં આપે. પછી કમિટીવાળા તે ગરીબને ઝકાતની રકમ આપે અને તે ગરીબ તેનાથી પોતનું કરજ અદા કરી દે, તો એ જાઈઝ છે અને જાઈઝ થવા માટેનો એક હીલો છે. તેનાથી ગરીબને સદકો અને ખૈરાત કરવાનો સવાબ પણ મળશે. આ હીલા વગર આમ જ ઝકાત વાપરવાથી ઝકાત અદા થશે નહીં (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧)

વ્યાજની રકમ પણ આ રીતે હીલો કરીને વાપરવી બહેતર છે. (ફતાવા ઉસ્માની : ૩ / ૧૨૯, ૧૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) તાલિબે ઈલ્મને ઝકાત આપવી

**સવાલ (૧૪૨૮) :** સુરત સોસાયટી તરફથી મોટાભાગના તલબાને મદદ રૂપે દર મહિને કંઈક ખાસ રકમ મળે છે અને તે રકમનો મોટો ભાગ ઝકાતનો હોય છે, તો શું તાલિબે ઈલ્મ ઝકાતની રકમ લઈ શકે છે ?

જો કોઈ વ્યકિત તાલિબે ઈલ્મને ઝકાતની રકમ આપવા માંગે, ભલે તે તાલિબે ઈલ્મ ઘરે કેટલોય માલદાર હોય, તો આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની અદાયગી માટે મહત્ત્વની વાત એ છે કે ફકીર – ગરીબને માલિક બનાવી દેવામાં આવે, ભલે ઝકાત લેનારો તાલિબે ઈલ્મ હોય કે અન્ય. માલિક બનાવવો જરૂરી છે. માલિક બનાવ્યા વગર ઝકાત અદા થશે નહીં. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૨૦૮) માત્ર શરત એ છે કે તે ઝકાતનો હકદાર હોય.

(અબૂદાવૂદ : ૧ / ૨૩૦, હદીસ નં. ૧૬૩૦)

છોકરો બાલિગ થઈ જાય, તો પિતા પર તેના ભરણ પોષણ અને રહેઠાણની

જવાબદારી પિતાની નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૩) એ આધારે મદ્રસામાં પઢતા બાલિગ તલબાના ભરણ પોષણની જવાબદારી તેના પિતાની નથી. (બહરુર્રાઈક : ૨ /૨૬૯) પિતાની માલદારીને કારણે તે માલદાર ગણાય નહીં, માટે મદ્રસામાં પઢનાર તાલિબે ઈલ્મ જે હમણાં નિસાબનો માલિક નથી, ભલે તેના પિતા ઘરે કેટલાય માલદાર કેમ ન હોય. તેને ઝકાત લેવી અને આપવી જાઈઝ છે. ઝકાત અદા થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) ઝકાત અને સદકાતની રકમની સ્થાવર જાયદાદ ખરીદીને આવકને ઝકાતના હકદારો પર ખર્ચ કરવી

**સવાલ (૧૪૨૯) :** અમારા ગામ બારડોલીમાં એક રજીસ્ટર ટ્રસ્ટ છેલ્લા ૨૭ વર્ષથી કામ કરી રહયું છે. આ સંસ્થામાં હમણાં ઝકાત, સદકા, ફિતરહ અને લિલ્લાહ રકમ જમા છે. સંસ્થાના વ્યવસ્થાપકો પાસે ઉપરોકત વર્ણન કરેલી રકમ આવે છે. તેઓ હીલો કરીને બેંકમાં જમા કરાવી દે છે અને પછી નીચે આપેલા કામોમાં તેને ખર્ચ કરે છે.

(૧) દીની અને દુન્યવી તલબાનું ભરણપોષણ, તેમના માટે પુસ્તકો અને સ્કોલરશીપ વગેરેની વ્યવસ્થા કરવી.

(૨) લાઈબ્રેરીમાં હદિયામાં મળેલા રૂપિયામાંથી દૈનિક વર્તમાન પત્રો અને બીજા મેગેઝીન ખરીદવામાં આવે છે.

આ વાત તો આપને પણ ખબર છે કે આધુનિક યુગમાં એક લાંબી મુદતથી સરકાર તરફથી ટ્રસ્ટની મિલ્કતો પર સખત પૂછપરછ થઈ રહી છે. અમારા ટ્રસ્ટની પણ તપાસ થવાની પુરી શકયતા છે. અમારી પાસે જે કંઈ રકમ હમણાં છે. તેમાંથી અમે કોઈ સ્થાવર મિલકત લઈને તેની આવકને ઉપરોકત વર્ણન કરેલા હેતુઓમાં ખર્ચ કરવા માંગીએ છીએ. તો શું અમે આ રકમથી આ પ્રકારની કોઈ મિલકત ખરીદી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌ પ્રથમ કેટલાક અગત્યના ઉસુલો લખું છું, તેનાથી જવાબ સારી રીતે સમજમાં આવે.

(૧) ઝકાત, સદકએ ફિત્રની રકમનો કોઈ ગરીબને માલિક બનાવવો જરૂરી છે. ગરીબને માલિક બનાવ્યા વગર અંજુમનના પેપરો અને લાઈબ્રેરીના પુસ્તકો

ખરીદવા જાઈઝ નથી. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૨૫૧, ૨૫૨)

(૨) વર્ણન કરેલી રકમ આપનારા લોકો જે નિય્યતથી રકમ આપે છે, અથવા આપની સંસ્થાના જે હેતુઓ છે, તેમાં જ ખર્ચ કરવા જરૂરી છે. તે સિવાય બીજા હેતુઓ અથવા નવી સ્કીમ બનાવીને તેમાં રૂપિયા ખર્ચ કરવા જાઈઝ નથી.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૯)

(૩) પુસ્તકો માત્ર વાંચવા માટે આપ્યા છે, માલિક બનાવ્યા નથી, તો જેટલા રૂપિયાના પુસ્તકો ખરીદયા છે, તેટલી ઝકાત અદા કરવાની બાકી રહેશે.

(બહરુર્રાઈક : ૨ / ૩૫૩)

(૪) આપે હીલો અને તેનો તરીકો લખ્યો નથી. જાઈઝ તરીકાથી હીલો કરવો જરૂરી છે.

આપના લખવા પ્રમાણે સંસ્થાના નિયમો પ્રમાણે રૂપિયા ખર્ચ કર્યા પછી વધારાની જે રકમ છે. તેને જો ખર્ચ ન કરવામાં આવે, તો સરકારી અથવા બિન સરકારી સંસ્થા તરફથી પરેશાની થઈ શકે છે. એવી સુરતમાં એ વધારાની રકમથી કોઈ સ્થાવર મિલ્કત ખરીદવામાં આવે અને તેની આવકને ઈદારાના હેતુઓમાં ખર્ચ કરવામાં આવે, તેમાં કોઈ વાંધો નથી.

જો કે રૂપિયા ખર્ચ કરવામાં નંબર (૧) અને (૨) નો ખ્યાલ રાખવામાં આવે.

આપના નિયમો અને હીલો કરવાના તરીકા મારી સામે નથી, એટલે વધુ લખવાથી લાચાર છું, હીલાનો ઉત્તમ તરીકો એ છે કે આપની સંસ્થામાં જો ગરીબોની મદદ કરવાનો પણ હેતુ હોય, તો ગરીબ વ્યકિત માલદાર પાસેથી હજાર રૂપિયા કરજ લઈને ઈદારાને આપે. ત્યાર પછી વહીવટકર્તાઓ વર્ણન કરેલા રૂપિયાઓમાં થી હજાર રૂપિયા ગરીબને આપે અને કરજ આપનાર વ્યકિત તરત જ એ જ મજલિસમાં પોતાનું કરજ વસુલ કરી લે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧)

ટૂંકમાં સ્થાવર મિલ્કત મેળવવા માટે થોડા થોડા સમયે વર્ણન કરેલો હીલો કરતા રહે.

ગરીબોની મદદ કરવી પણ આપનો મકસદ હોય, તો એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે એવું ન થાય કે ગામના ગરીબો તો મકાન વગર જીવન પસાર કરે અને આપ લોકો મજબૂત સ્થાવર મિલ્કતની ચિંતામાં મશગુલ રહો. જો ખરેખર રૂપિયા ટ્રસ્ટના હેતુઓ પછી વધી જાય, તો તેને હીલા પછી સ્થાવર મિલ્કતમાં

બદલો. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) ઝકાત અને સદકાની રકમને મદ્રસાના બાંધકામમાં વાપરવી અને પગાર ચુકવવો

**સવાલ (૧૪૩૦) :** ચંદામાં ઝકાત, સદકએ ફિત્ર વગેરેની રકમ આવે છે, તો શું એ રકમથી મદ્રસાનું બાંધકામ અને ઉસ્તાદોનો પગાર આપી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત, સદકએ ફિત્ર વગેરેની રકમની અદાયગી માટે ગરીબ અને ફકીરને માલિક બનાવવો જરૂરી છે. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૨૫૧, ૧૫૨) મસ્જિદ, મદ્રસાના બાંધકામમાં લગાવવાથી માલિકીની શરત જોવા મળતી નથી. એટલે ઝકાતની રકમ મસ્જિદ અને મદ્રસાના બાંધકામમાં અને નોકરી કરનારાઓના પગારમાં વપારવી જાઈઝ નથી. કારણ કે પગાર કામનો બદલો છે અને ઝકાતને કામના બદલામાં આપવી જાઈઝ નથી. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) ઝકાત અને સદકાની રકમનો હીલો કરીને બાંધકામમાં વાપરવી

**સવાલ (૧૪૩૧) :** ઝકાત, સદકા અને ફિતરાની રકમ જો આવી હોય, તો તેને લઈને શું કરવું જોઈએ ? હીલો કરીને તેને વાપરી શકીએ છીએ ? જો વાપરી શકીએ તો હીલાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પ્રથમ આપનારાથી સંપર્ક કરે અને બતાવે કે ઝકાત અને સદકાની રકમ મસ્જિદ અને મદ્રસાના બાંધકામમાં વાપરવી જાઈઝ નથી. જો આપનારા તરફથી કોઈ યોગ્ય જવાબ ન મળે, તો પછી વહીવટકર્તાઓ એ રકમમાં નીચે આપેલા તરીકા પ્રમાણે હીલો કરી શકે છે.

જે પણ રકમ હોય, દા.ત. પાંચ હજાર રૂપિયા ઝકાતની રકમ હોય, હવે કોઈ ગરીબ દીનદાર વ્યકિત મસ્જિદ અને મદ્રસાના વહીવટકર્તાઓ પાસેથી કરજ લઈને મસ્જિદ અને મદ્રસામાં આપે, તેના વહીવટકર્તાઓ પાંચ હજાર રૂપિયા એ ગરીબને ઝકાતની નિય્યતથી આપે. પછી તે જ જગ્યા પર પોતાના પાંચ હજાર રૂપિયા કરજની માંગણી કરે. એવી સુરતમાં તેને કરજ પણ પરત મળી જશે અને ઝકાત પણ

અદા થઈ જશે. તેમજ એ દીનદારને મસ્જિદ અને મદ્રસામાં ખર્ચ કરવાનો સવાબ પણ મળશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) ઝકાત વગેરેની રકમથી મદ્રસાનો વાર્ષિક રિપોર્ટ છપાવવો

**સવાલ (૧૪૩૨) :** ઝકાત, સદકા, ફિતરા અને તે લિલ્લાહ રકમ જે ગરીબોમાં વહેંચવામાં આવે છે. તે રકમથી કોઈ ઈદારો પોતાનો વાર્ષિક રિપોર્ટ લગભગ એક હજાર ખર્ચ કરીને છપાવી શકે છે કે નહીં ? અને જો ઈદારો એ રકમથી પોતાનો વાર્ષિક રિપોર્ટ છપાવવા માંગે તો તેનો કોઈ ઉપાય થઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત, સદકએ ફિત્રની અદાયગી માટે કોઈ ગરીબને માલિક બનાવવો જરૂરી છે. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૨૮૨) એટલા માટે મદ્રસાનો વાર્ષિક રિપોર્ટ એ રકમથી હીલો કર્યા વગર છપાવવો જાઈઝ નથી. કે તેમાં માલિકીનો હક આવતો નથી. અલબત્ત જો ખરેખર જરૂરી હોય તો માલિકીનો હીલો કરીને છપાવવાની ઈજાઝત છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬)ઈબાદતખાનાના બાંધકામમાં ઝકાતની રકમ વાપરવી

**સવાલ (૧૪૩૩) :** નમાઝ પઢવાની નિય્યતથી એક ઈબાદતખાનાનું બાંધકામ થયું હતું, તેમાં બાળકોને પઢાવવાનું કામ પણ થાય છે. પાંચ વખતની નમાઝ પણ થાય છે. પરંતુ તેનો મેહરાબ નથી. સવાલ એ છે કે તેના બાંધકામમાં ઝકાતની રકમ વાપરી શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાંધકામમાં ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી. ઝકાતમાં માલિક બનાવવો જરૂરી છે. તેનો મતલબ એ છે કે આ (ઝકાતની રકમ) પર હકદારને કબજો આપવામાં આવે અને વર્ણન કરેલી ઈમારતનો માલિક કોઈ વ્યકિત નથી. માટે ઝકાતની અદાયગીની શરત માલિકી જોવા મળતી નથી, માટે ઝકાતની રકમ બાંધકામમાં વાપરવી જાઈઝ નથી. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૪) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) ગરીબ વ્યકિતને મકાન બનાવવા માટે ઝકાતની રકમ આપવી

**સવાલ (૧૪૩૪) :** વરસાદની ઋતુમાં વધુ વરસાદ પડવાથી એક વ્યકિતનું મકાન પડી ગયું અને તેના સમારકામમાં લગભગ પાંચ હજાર રૂપિયા ખર્ચ થવાનો અંદાજો છે. પરંતુ મકાન માલિકમાં તેનું સમારકામ કરાવવાની તાકત નથી. કારણ કે તેની દરરોજની આવક માત્ર એટલી છે, જેનાથી તેના ઘરવાળાઓનું ગુજરાન થઈ શકે. જમીન તેની પાસે માત્ર બે એકર છે, પરંતુ ઘણાં વર્ષોથી તેમાં ઉત્પાદન થતું નથી, હાં! જે થોડું ઉત્પાદન થાય છે, તેનાથી વર્ષ દરમિયાન નાના – મોટા કરજની ભરપાઈ કરે છે. તેનાથી વધારે રકમ તેની પાસે બાકી રહેતી નથી. તો એવા વ્યકિતને મકાન બનાવવા માટે ઝકાતની રકમ લેવી જાઈઝ છે કે નહીં ? અથવા ઝકાતની રકમનો હીલો કરીને તેને આ રકમ આપી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપર વર્ણન કરેલી વ્યકિતને ઝકાતની એટલી રકમ આપવી જેનાથી તેનું મકાન બંધાય જાય અથવા તેનું સમારકામ થઈ જાય, જાઈઝ છે. (ફત્હુલ કદીર : ૨ / ૨૬૧) પરંતુ બહેતર એ છે મકાનના બાંધકામ માટે જરૂરી સામાન થોડો થોડો ખરીદીને આપે અથવા દરરોજ થોડી થોડી રકમ તેને આપે કે તેનાથી તે જાતે મકાન બાંધકામ માટે જરૂરી સામાન દરરોજ ખરીદી લે. ઝકાતની મોટી રકમ એક સાથે ન આપે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨ / ૩૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) ઝકાતની રકમ ખર્ચ કરવાની જગ્યાઓ કઈ છે અને મદ્રસામાં ઝકાત આપવી કેવું છે ?

**સવાલ (૧૪૩૫) :** ઝકાત કોને આપવાથી અદા થાય છે ? ઝકાત માટે કોને હકદાર સમજવો જોઈએ ? અને તેનો માપદંડ કયો છે ? ભિખારી (તેમાંથી મોટા ભાગના નિસાબના માલિક હોય છે. પરંતુ આપણને તેની ખબર હોતી નથી.) તેમને ઝકાત આપવાથી ઝકાત અદા થશે કે નહીં ?

મસ્જિદ અને મદ્રસામાં ડાયરેકટ ઝકાત આપવાથી ઝકાત અદા થશે કે નહીં ?

જો થઈ જાય, તો તેને કેવી રીતે વાપરવામાં આવે ? અને જો અદા થતી નથી, તો મદ્રસાની છાપેલી પાવતીઓમાં ઝકાતના નામથી જે રકમ વસુલ કરવામાં આવે છે, તે કેવી છે ? ઝૈદ કહે છે કે આ રીતે ઝકાત અદા થતી નથી, જયારે ઉમરનું કહેવું છે કે જો કે મસ્જિદ અને મદ્રસાની પાવતીઓથી ઉલમાએ કિરામ ઝકાત વસુલ કરે છે, એટલે ઝકાત અદા થઈ જાય છે. વિસ્તૃત જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ ખર્ચ કરવાની જગ્યાઓ અલ્લાહ તઆલાએ કુર્આને પાકમાં બયાન કરી છે :

اِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَآءِ وَالْمَسٰكِيْنِ وَالْعٰمِلِيْنَ عَلَيْهَا وَالْمُؤَلَّفَةِ قُلُوْبُهُمْ وَفِي الرِّقَابِ وَ

الْغٰرِمِيْنَ وَفِيْ سَبِيْلِ اللّٰهِ وَابْنِ السَّبِيْلِ ؕ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝۶۰

**તર્જુમો :** ઝકાત તો માત્ર ગરીબો અને મોહતાજો તેમજ ઝકાતના કામે જનારાઓનો હક છે. અને તે લોકોનો જેમનું દિલ લોભાવવું છે તથા ગરદનો છોડાવવામાં અને કરજદારોના કરજ અદા કરવામાં તથા અલ્લાહના માર્ગમાં (જિહાદ) માં અને મુસાફરો (ની મદદ) માં (પણ એ માલ ખર્ચ કરવો જોઈએ) આ હુકમ અલ્લાહ તરફથી નકકી કરેલો છે અને અલ્લાહ બહુ જાણનાર (અને) હિકમતવાળો છે.

(સૂરએ તવબહ : ૬૦)

એ હકદારોને તેનો માલિક બનાવી દેવાથી ઝકાત અદા થઈ જશે.

(અહકામુલ કુર્આન : ૩ / ૧૬૫, ૧૬૬)

જો કે માલિક બનાવવો શરત છે અને મસ્જિદનો માલિક કોઈ ખાસ વ્યકિત હોતો નથી. માટે મસ્જિદના બાંધકામમાં અને તેની સફોની ખરીદીમાં ઝકાતની રકમ વાપરવી જાઈઝ નથી. તેનાથી ઝકાત અદા થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦)

મદ્રસાના વિવિધ કામોમાં રૂપિયા ખર્ચ કરવામાં આવે છે, કેટલાકમાં ઝકાત વાપરવી જાઈઝ નથી, જયારે કેટલાકમાં ઝકાત વાપરવી દુરુસ્ત છે.

મદ્રસાના મુદર્રિસો અને તેમાં કામ કરતા લોકોને પગારમાં ઝકાતની રકમ આપવી જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દ : ૨ / ૩૪૪)

નાદાર તલબાને ખાવા ખવડાવવામાં, જયારે કે તેમને ખાવાના માલિક બનાવી દેવામાં આવે, તેમાં ઝકાતની રકમ વાપરવી જાઈઝ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર

: ૨ / ૨૫૬,૨૫૭)

એટલે મદ્રસામાં ઝકાત આપવાથી શંકા વગર ઝકાત અદા થઈ જશે. માત્ર શરત એ છે કે તેને ઝકાત ખર્ચ કરવાની જગ્યાએ વાપરવામાં આવે.

તમામ તલબાને એક સાથે બેસીને જે ખવડાવવામાં આવે છે. તેમાં માલિકી જોવા મળતી નથી, બલકે જાઈઝ કરવું છે. હાલમાં આપણાં ગુજરાતના મદ્રસાઓમાં આ જ તરીકો પ્રચલિત છે કે કિચનમાં દસ્તરખ્વાન પર બેસાડીને ખાવાનું ખવડાવવામાં આવે છે. તાલિબે ઈલ્મ જેટલું ખાવા માંગે ખાઈ શકે છે, લઈ જવાની ઈજાઝત નથી, આ તરીકો જાઈઝ કરવો છે. જો ઝકાતની રકમથી આ રીતે ખવડાવવામાં આવ્યું તો ઝકાત અદા નહીં થાય.

વહીવટકર્તાઓ અને મોહતમિમ ઝકાત આપનારાઓ તરફથી વકીલ હોય છે, માટે તેઓ માલિકીનો હીલો કરીને પોતાની જવાબદારીથી મુકત થઈ જાય છે. એટલે મદ્રસામાં ઝકાત આપવાથી ઝકાત અદા થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૦૮)

ભીખ માંગવાનો ધંધો બનાવી લેનારને ઝકાત આપવી જાઈઝ નથી, હરામ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૫૫)

કુતુબે આલમ હઝરત મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) નો ફતવો છે કે એવા લોકોને ઝકાત આપવી ગુનોહ અને ગુનાહના કામમાં મદદ કરવી છે માટે ફરમાને ઈલાહી وَلَا تَعَاوَنُوا عَلَى الْإِثْمِ وَالْعُدْوَانِ પ્રમાણે જાઈઝ નથી.

(ફતાવા રશિદિય્યહ : ૨ / ૨, ફતાવા મહમૂદિય્યહ : ૯ / ૪૫૨)

માટે જે લોકોએ ભીખ માંગવાનો ધંધો અપનાવ્યો છે, તેમને ઝકાત આપવી જાઈઝ નથી. તેનાથી ઝકાત અદા નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) એવા ગરીબને ઝકાત આપવી, જેની પાસે એક દિવસના ગુજરાનનો બંદોબસ્ત હોય

**સવાલ (૧૪૩૬) :** એક એવો ગરીબ છે, જે તંદુરસ્ત છે. મહેનત મજુરી કરીને એટલું કમાઈ લે છે કે સવાર – સાંજનું ખાવાનું ખાઈ શકે, છતાં તે સ્પષ્ટ ઝકાતનો સવાલ કરે છે. તો તેને ઝકાત આપવી જાઈઝ છે કે નહીં ? એવી રીતે બે રૂપિયા, પાંચ રૂપિયા, દસ રૂપિયા વગેરે ફકીરોને ઝકાતમાં આપવામાં આવે છે, તો આ રીતે

ઝકાત અદા કરવી સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે વ્યકિત જેની પાસે સવાર અને સાંજના ખાવાનો બંદોબસ્ત હોય, કરજ ન હોય અને તંદુરસ્ત હોય, તો તેના માટે સવાલ કરવો જાઈઝ નથી. જો કોઈ માંગ્યા વગર તેને આપે, તો તેના માટે લેવું જાઈઝ છે. આપનારની ઝકાત અદા થઈ જશે.

(શર્હે મઆનિયુલ આસાર : ૨ / ૨૦, હદીસ નં. ૩૦૨૬)

જરૂરતમંદને તો જરૂર એટલું આપવું જોઈએ કે ઓછામાં ઓછી એક દિવસની જરૂરત પુરી થઈ જાય. માત્ર બે– ચાર રૂપિયા આપવા યોગ્ય નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૦) સદકાના માલની ખર્ચ કરવાની જગ્યા અને જમીન પર પડેલી વસ્તુનો હુકમ, નીચે પડેલી વસ્તુ કરજદારને આપવી

**સવાલ (૧૪૩૭) :** સદકાના માલના હકદાર કોણ છે ?

રસ્તામાં પડેલી વસ્તુને એક વ્યકિતએ ઉઠાવી લીધી, માલિકને ખૂબ જ શોધ્યો, પરંતુ ન મળ્યો, તો હવે એ વસ્તુનું શું કરીએ ?

એક ખેડૂતની પાસે પાંચથી દસ એકર જમીન છે, પરંતુ લગાતાર ચાર – પાંચ વર્ષથી જમીનની ફસલ બરબાદ થઈ ગઈ છે. તેને કારણે તેના જિમ્મે લગભગ પાંચ – સાત હજાર રૂપિયાનું કરજ થઈ ગયું છે. મજુરી કરીને તે પોતાના પરિવારનું ગુજરાન ચલાવે છે, તો શું આવી વ્યકિતને સદકાનો માલ અને રસ્તામાંથી મળેલી વસ્તુ આપી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાજિબ સદકાના હકદાર ગરીબ, મોહતાજ અને ફકીરો છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૩૦, હદીસ નં. ૧૬૩૦)

જે વ્યકિત કરજદાર હોય, તેને સદકાનો માલ આપવો જાઈઝ છે. (તફસીરે કુર્તુબી : ૮ /૧૮૩, સૂરએ તવબહ : ૬૦) બલકે આવી વ્યકિતની મદદ કરવી વધારે બહેતર છે. (હાશિયા તહતાવી : ૭૧૯) જો આ કરજદાર વ્યકિત રિશ્તેદાર હશે તો સિલા રહમીનો પણ સવાબ મળશે. (નસાઈ : ૫ / ૯૨, હદીસ નં. ૨૫૮૨)

રસ્તામાંથી વસ્તુ મળી હોય, તો પહેલા તો તેના માલિકને શોધવાની પુરી કોશિશ કરવામાં આવે, જો તેનો માલિક મળી જાય છે તો તેની વસ્તુ તેને પાછી આપી દેવામાં આવે. પરંતુ જો ખૂબ જ કોશિશ છતાં માલિક ન મળ્યો, તો પછી તે ગરીબ છે તો તે વાપરી શકે છે અને જો તે ગરીબ નથી, તો કોઈ ગરીબ અને હકદારને આપી દે.

સવાલમાં પૂછેલા ખેડૂતને પણ જયારે તે ખરેખર મોહતાજ છે, તો આપી શકે છે.

અલબત્ત રસ્તામાંથી મળેલી વસ્તુને ખર્ચ કર્યા પછી જો અસલ માલિક મળે, તો તેને અધિકાર છે કે ખર્ચ કરેલા માલની ઈજાઝત આપી દે, જો તે ઈજાઝત આપે છે તો ઠીક છે અને જો ઈજાઝત ન આપે અને ખર્ચ કરનારને જામીન બનાવવા માંગે, તો જામીન બનાવી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૮૯, ૨૯૦)

## (૫૧) ૨૦૦ રૂપિયા મહિને અને ભેંસ પાળનારા ઈમામને ઝકાત આપવી

**સવાલ (૧૪૩૮) :** એક મસ્જિદના ઈમામ પોતાની ઈમામતના બદલામાં ૨૦૦ થી ૨૨૫ રૂપિયા પગાર લે છે અને પોતાના ઘરે ભેંસ વગેરે પણ પાળે છે, તો શું તેમને ઝકાત આપી શકાય કે નહીં ? અને તે ઈમામ સાહેબ ઝકાત લઈ શકે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતના હકદાર ગરીબ અને મોહતાજ મુસલમાન છે. (અબૂદાવૂદ : ૧ / ૨૩૦, હદીસ નં. ૧૬૩૦) જો ઈમામને જિમ્મે કરજ હોય અને ભેંસ વગેરે પાળવા છતાં તેમનું અને તેમના પરિવારનું ગુજરાન ન થતું હોય, તો તેમના માટે ઝકાત લેવી જાઈઝ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૩૯) બલકે ગરીબ જાહિલને ઝકાતની રકમ આપ્યા કરતા કોઈ ગરીબ આલિમને ઝકાત આપવી વધારે સવાબનું કામ છે.

(બહરુર્રાઈક : ૨ / ૨૬૯)

કારણ કે ગરીબ આલિમની ઝકાતની રકમથી બધી જરૂરતો પુરી થઈ જશે, તો કોમના બાળકોની તાલીમ માટે વધુ વખત ફારિગ કરી શકશે, તેમજ લોકોની વચ્ચે તબ્લીગી કામમાં પણ ધ્યાન આપી શકશે. એટલે જે આલિમ ગરીબ હોય અને પોતાના પરિવારની સાથે આસાનીથી ગુજરાન ન કરી શકતો હોય, તેને ઝકાત આપવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૨) બેંકના વ્યાજની રકમ અને ઝકાતથી ચાલતી હોસ્પિટલથી માલદારોએ ફાયદો ઉઠાવવો

**સવાલ (૧૪૩૯) :** એવી હોસ્પિટલથી ગરીબો સિવાય માલદારો પણ ફાયદો ઉઠાવવા માંગે તો ઉઠાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માલદાર મુસલમાનો માટે તેનાથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી (દુરરુલ અહકામ : ૧ / ૧૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૩) ઝકાત ખર્ચ કરવાની જગ્યા કઈ છે ?

**સવાલ (૧૪૪૦) :** અમે ઝકાતની રકમ કોને આપી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ ગરીબને આપી દો. (સૂરએ તવબહ : ૬૦, અબૂદાવૂદ : ૧/૨૩૦, હદીસ નં.૧૬૩૦) ઝકાત અદા થઈ જશે . શરત એ છે કે તે ઉસૂલ (પિતા, દાદા અને ઉપર સુધી) અને શાખ (પુત્ર, પૌત્ર નીચે સુધી) માંથી ન હોય. પોતાની પત્નીને પણ ઝકાત આપવી જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૪) ઝકાતના હકદાર ગરીબો અને મોહતાજો છે

**સવાલ (૧૪૪૧) :** ઝકાતના હકદાર કોણ છે ? શું ગરીબ, મોહતાજ મુસ્લિમ ભાઈ અથવા મદ્રસાને ઝકાત આપી શકાય છે ? એવી રીતે કોઈનું કરજ ચુકવવામાં આ રકમથી મદદ કરી શકીએ છે ? તેમજ ઝકાતના રૂપિયા કયાં વાપરી શકાય છે અને કયાં ન વાપરી શકાય, જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબ (એટલે જે વ્યકિત કોઈ પણ નિસાબનો માલિક ન હોય) ને ઝકાત આપવી જાઈઝ છે. (સૂરએ તવબહ : ૬૦, અબૂદાવૂદ : ૧/૨૩૦, હદીસ નં.૧૬૩૦) ઉસૂલ ( માતા– પિતા ઉપર સુધી) અને શાખ (છોકરો, છોકરી, પૌત્ર, પૌત્રી, નવાસા, નવાસી નીચે સુધી) સિવાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૬) ગરીબ ભાઈ બહેનો, કાકા, માસા, ફુઆ વગેરેને આપવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦)

મદ્રસાના તલબા અને ઉસ્તાદોને ઝકાતની રકમ આપવી વધુ સવાબનું કારણ

છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૪)

માલદાર અને સૈયદને ઝકાતની રકમ આપી શકાતી નથી, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૪૭) કાફિરને પણ ઝકાત આપવી જાઈઝ નથી.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૪૯)

કરજદારનું દેવું ચુકવવામાં પણ આ રકમથી મદદ કરી શકાય છે. બલકે આમ ફકીરોથી કરજદારને ઝકાત આપવી વધારે બહેતર છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૫) બિન મુસ્લિમને ઝકાત આપવી

**સવાલ (૧૪૪૨) :** શું ઝકાતની રકમ બિન મુસ્લિમને આપી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ બિન મુસ્લિમને આપવી જાઈઝ નથી, તેનાથી ઝકાત અદા થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૪૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૬) ઈસ્લામનો પ્રચાર કરવામાં ઝકાતની રકમ વાપરવી

**સવાલ (૧૪૪૩) :** ઝકાતની રકમ ઈસ્લામના પ્રચાર માટે અથવા દાવતના કામમાં ખર્ચ કરી શકાય છે ? ભલે મુસલમાનોને નેક આમાલ તરફ બોલવવાના હોય અથવા બિન મુસ્લિમોને ઈસ્લામ તરફ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ ખર્ચ કરી શકાય નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૭) ઝકાતની રકમથી ગરીબ વિસ્તારોમાં મસ્જિદ અથવા મદ્રસો બાંધવો

**સવાલ : (૧૪૪૪) :** શું કોઈ વ્યકિત ઝકાતની રકમથી ગરીબ વિસ્તારોમાં મસ્જિદ અને મદ્રસો બંધાવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ના (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૮) ઝકાતની રકમ દુરના દેશમાં મોકલવી

**સવાલ : (૧૪૪૫)** : શું કોઈ ઝકાતની રકમને દૂરના કોઈ દેશમાં મોકલી શકે છે ? જયારે કે નજીકમાં તેના દેશમાં ઘણાં મુસલમાન મોહતાજ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો બીજા દેશમાં વધારે જરૂરતમંદ હોય, અથવા દીની જરૂરતોનો તકાદો હોય, તો મોકલવી જાઈઝ છે. (અલ હિદાયહ : ૧ / ૨૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૯) ઝકાતનો વધારે હકદાર કોણ છે ?

**સવાલ (૧૪૪૬)** : ઝકાતના પ્રથમ હકદાર કોણ છે ? મોહતાજ ઉલમા વધારે હકદાર છે અથવા રિશ્તેદાર અને પડોશી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ગામ અથવા શહેરની ઝકાત હોય, તે જ શહેર અને ગામના મોહતાજ લોકો પહેલા હકદાર છે, જો રિશ્તેદાર મોહતાજ હોય તો તેમને આપવામાં વધારે સવાબ છે, તેમજ નજીકના મોહતાજ ઉલમાએ કિરામ અને તલબાને આપવી પણ અફઝલ છે. જો નજીકના મોહતાજ લોકોની જરૂરત પુરી થઈ જાય અને દુરના કોઈ મદ્રસામાં જરૂરત વધારે હોય તો ત્યાં ખર્ચ કરવો બહેતર છે. (ફતાવા હિન્દિય્યહ : ૧/ ૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૦) ઝકાતની રકમથી ઉસ્તાદોનો પગાર આપવો

**સવાલ (૧૪૪૭)** : ઝકાતની રકમથી મદ્રસાના ઉસ્તાદોનો પગાર આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમથી મદ્રસાના ઉસ્તાદોનો પગાર આપવો જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૧) ઝકાતની રકમથી મુદર્રિસનો પગાર અદા કરવો

**સવાલ (૧૪૪૮)** : અમારા ગામ ધોળકામાં "સુન્ની બાવા પીર" નામનો મકતબ ચાલે છે. તેમાં લગભગ ૧૪૦ છોકરા – છોકરીઓ તાલીમ લઈ રહયા છે. આ જ સુધી તેમાં એક જ મુદર્રિસ તલબાને પઢાવે છે. જે તે બધા માટે કાફી નથી. હમણાં

આઠ – દસ દિવસથી બીજા મુદર્રિસ રાખ્યા છે. પરંતુ મકતબની આર્થિક પરિસ્થિતિ નબળી છે. તો મકતબ માટે ઝકાતની રકમનો ચંદો કરીને હીલો કરીને મુદર્રિસોનો પગાર આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમથી પગાર આપવો જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ :૧ / ૧૯૦) પરંતુ દરેક છોકરાની ફી નક્કી કરે, ગરીબ બાળકોને અથવા તેમના વાલીઓને ઝકાતની રકમ આપીને તેમને માલિક બનાવવામાં આવે અને તે લોકો મદ્રસામાં ફી ભરે, તો (ફી પેટે આવેલી) તે રકમથી પગાર આપવો જાઈઝ છે.

(બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭)

આપ કેવી રીતે હીલો કરો છો, લખીને મોકલો, પછી તેનો જવાબ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૨)ઉલમાએ કિરામને સદકો આપવો જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૪૪૯) :** શું સદકો ભલે નફલ હોય કે વાજિબ ગરીબ મોહતાજ ઉલમાએ કિરામને આપી શકાય છે, જયારે કે તે સૈયદ ન હોય ?

અહીંયા સદકાના બે અર્થ છે. (૧) જેને વાજિબ કુરબાની, કુરબાનીના દિવસોમાં ન કરી હોય, તે જાનવરની રકમનો સદકો (૨) બીજા સદકાત.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હકદાર ઉલમાને ઝકાત આપવી અફઝલ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) અને આપતી વખતે ઝકાતની સ્પષ્ટતા કરવી પણ જરૂરી નથી.

(બહરુર્રાઈક : ૨ / ૨૨૮)

કોઈ પણ પ્રકારનો સદકો મોહતાજ ઉલમાએ કિરામને આપી શકાય છે.

કુરબાનીનું જાનવર, જેને કુરબાનીના દિવસોમાં ઝબહ ન કર્યુ હોય, તેનો પણ સદકો ઉલમાએ કિરામને આપવો જાઈઝ છે. કુરબાનીનું જાનવર ન લીધું હોય, તો તેની રકમ પણ સદકા પેટે આપી શકાય છે. ટૂંકમાં કોઈ પણ પ્રકારનો સદકો જરૂરત મંદ ઉલમાએ કિરામને આપવો જાઈઝ છે. (અહકામુલ કુર્આન : ૩ / ૧૬૫,૧૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૩) ઝકાત અને સદકએ વાજિબ ખર્ચ કરવાની જગ્યા એક જ છે ?

**સવાલ (૧૪૫૦)** : શું ઝકાત અને સદકાની ખર્ચ કરવાની જગ્યા એક જ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેને ઝકાત આપવી જાઈઝ છે, તેને વાજિબ સદકાની રકમ આપી શકાય છે. બંનેની જગ્યા એક જ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૩૯) પરંતુ જેને નફલી સદકો આપવો જાઈઝ છે, તેને ઝકાતની રકમ આપવી જાઈઝ હોય, એ જરૂરી નથી. દા.ત. સૈયદ, ઝકાત આપનારના માતા – પિતા, અવલાદ વગેરે, કે તેમને ઝકાત આપવી જાઈઝ નથી. પરંતુ નફલી સદકો આપી શકાય છે. (બદાઈઉસ્નાઈઅ : ૨ / ૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૪) કબ્રસ્તાનની દિવાલમાં ઝકાતની રકમનો ઉપયોગ

**સવાલ (૧૪૫૧)** : અમારા ગામમાં અમારા પરિવારનું એક કબ્રસ્તાન છે. તેમાં અમારા પૂર્વજો દફન છે. તે કબ્રસ્તાનની આજુબાજુ દિવાલ નથી અને નજીકમાં બિન મુસ્લિમોની વસ્તી વધારે છે. એ લોકો પોતાના જાનવરોને કબ્રસ્તાનમાં ચરવા માટે છોડે છે, અને તેને કારણે ત્યાં ખૂબ જ ગંદકી થાય છે. તેમજ ત્યાં બિદઅત અને બુરાઈઓ પણ ખૂબ થાય છે અને ભવિષ્યમાં એ વાતનો ખતરો છે કે જો તેની આજુ બાજુ દિવાલ ન બનાવી, તો બિન મુસ્લિમ મંદિર બનાવીને કબજો કરી લે.

અમારી આર્થિક સ્થિતિ એટલી મજબૂત નથી કે અમે જાતે તેની દિવાલો બનાવવાનો ખર્ચ ઉઠાવી શકીએ. અમે પોતાની શકિત પ્રમાણે તેની આજુબાજુ કાંટા નાંખીને ચાર દિવાલ બનાવી હતી. પરંતુ તેને બિન મુસ્લિમોએ કાપીને હટાવી નાંખ્યા. તો શું અમે આ કબ્રસ્તાનની દિવાલો માટે ઝકાત અને લિલ્લાહ રકમ લઈ શકીએ છીએ અથવા નહીં ? જો વસ્તીના મુસલમાન આ દિવાલ માટે ઝકાતની રકમ આપે, તો તેમની ઝકાત અદા થશે ? અને શું તેમને આ રીતે ઝકાત આપવા પર કોઈ સવાબ મળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કબ્રસ્તાનની દિવાલ, તેની હિફાઝત માટે જરૂરી છે અને ઉપરોકત હાલાતને ધ્યાનમાં રાખીને દિવાલ બનાવવી જરૂરી છે. તેના માટે લિલ્લાહ અને વ્યાજની રકમ

પણ જાઈઝ છે. (ફતાવા ઉસ્માની : ૩ / ૧૨૯) કબ્રસ્તાન જે પરિવારનું છે, જો તે પરિવારના લોકો મોહતાજ અને ઝકાતના હકદાર હોય, તો તેમના માટે જાઈઝ છે કે તેઓ ઝકાતની રકમ લઈને કબ્રસ્તાનની દિવાલ બનાવવામાં ખર્ચ કરી દે. અને આ રીતે ખર્ચ કરનાર ગરીબને એ જ સવાબ મળશે, જે પોતાની રકમથી ખર્ચ કરવા પર મળે છે. એટલે તેઓ ઝકાતના હકદાર હોવાને લીધે તે ઝકાતની રકમના માલિક છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૫) કબ્રસ્તાનનો કોટ – દિવાલ કરવામાં ઝકાત અને સદકાની રકમ વાપરવી

**સવાલ (૧૪૫૨) :** અમારા ગામમાં મુસલમાનોના અલગ અલગ કબ્રસ્તાનો છે. તેમાંથી એક કબ્રસ્તાન લગભગ નવ એકરનું છે, તેની ઘણાં વર્ષો પહેલા તારની વાડ કરવામાં આવી હતી. જે હવે કોઈ પણ બાજુ વાડ રહી નથી. તેને લીધે મરહુમોની કબરોની બે ઈજ્જતી થાય છે. હાલમાં જાનવરો ચરે છે. જયારે કે નજીકમાં બિન મુસ્લિમોની વસ્તી છે. તે લોકો કબ્રસ્તાનમાં સંડાસ કરે છે, જુગાર રમે છે, દારૂ પીવે છે, આજના વિપરીત માહોલમાં કોઈ મનાઈ કરે, તો વાતાવરણ તંગ બની જશે અને મુસલમાનોને ભરપાઈ ન થાય તેવું નુકસાન થશે. આ બધી પરિસ્થિતિને સામે રાખીને કબ્રસ્તાનની આજુબાજુ તારની વાડ – કમ્પાઉન્ડ બનાવવું જરૂરી છે. જેથી કોઈ પ્રકારની સમસ્યા ઊભી ન થાય.

કબ્રસ્તાનની જગ્યા વિશાળ છે. એટલે ખર્ચ પણ ઘણો થશે. અમારા ગામના મુસલમાનોની આર્થિક પરિસ્થિતિ એવી નથી કે બધા ભેગા થઈને તારનું કમ્પાઉન્ડ બનાવી શકે, હવે સવાલ એ છે કે આવી હાલતમાં કબ્રસ્તાનની ચારે બાજુ દિવાલ માટે બીજા ગામના મુસલમાનો પાસેથી ચંદો લઈ શકાય કે નહીં ? આ ચંદામાં મુસલમાનો ઝકાત, સદકો, લિલ્લાહ અને વ્યાજની રકમ આપે, તો તેને વાપરી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આજના જમાનામાં કબ્રસ્તાનનું કમ્પાઉન્ડ વહેલી તકે બનાવવું ખૂબ જ જરૂરી છે. મોડું કરવામાં ન આવે. ઝકાતની રકમ વાપરી શકાતી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૮) હા, લિલ્લાહ અને વ્યાજની રકમ વાપરવી જાઈઝ છે. કબ્રસ્તાનની જરૂરીયાતની પૂર્તિ માટે લોકોથી મદદની અપીલ કરવી (ચંદો કરવો) જાઈઝ છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૬) ઝકાતના રૂપિયા કબ્રસ્તાનમાં વાપરવા જાઈઝ નથી

**સવાલ (૧૪૫૩) :** કબ્રસ્તાનની દિવાલો બનાવવા માટે ઝકાતના રૂપિયા આપવા જાઈઝ છે કે નહીં ? શું તેનાથી ઝકાત અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની અદાયગી માટે મોહતાજ ગરીબને માલિક બનાવવો જરૂરી છે. મસ્જિદ અને કબ્રસ્તાનના બાંધકામમાં આપવાથી માલિકી જોવા મળતી નથી. એટલે ઝકાતના રૂપિયા મસ્જિદ, કબ્રસ્તાન વગેરેના બાંધકામમાં આપવા જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : : ૧ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૭) મદ્રસાના રૂપિયા કરજ લઈને કબ્રસ્તાનમાં વાપરવા

**સવાલ (૧૪૫૪) :** હમણાં કબ્રસ્તાન માટે રૂપિયાઓની સખત જરૂરત છે. તો શું એવું થઈ શકે છે કે મદ્રસાના રૂપિયા કરજ લઈને તેમાં વાપરવામાં આવે. પછી બાદમાં કબ્રસ્તાનના ચંદાના રૂપિયા મદ્રસાના હિસાબમાં જમા કરી દેવામાં આવે ? જો તેની ગુંજાઈશ ન હોય તો કોઈ હીલાનું માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મદ્રસા અને મસ્જિદના મુતવલ્લીઓ જયારે મદ્રસા અને મસ્જિદનો હિસાબ અલગ રાખે છે. તો એક વિભાગમાંથી કરજ લઈને બીજા વિભાગમાં વાપરવા જાઈઝ છે. (ઈમ્દાદુલ ફતાવા : ૧૬, ૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૮) ઝકાતની રકમનો હીલો કરીને મસ્જિદના બાંધકામ માં વાપરવી બહેતર નથી

**સવાલ (૧૪૫૫) :** અમારી મસ્જિદનું બાંધકામ ચાલું છે, હવે સુરત એ છે કે અમારી પાસે લિલ્લાહ રકમ નથી. તેને લીધે અમે ઝકાતના રૂપિયા વસુલ કરીને તેનો શરઈ હીલો કરી લીધો છે. હવે સવાલ એ છે કે આ રકમનો મસ્જિદના બાંધકામમાં ખર્ચ કરવો દુરુસ્ત છે કે નહીં ? જો દુરુસ્ત નથી, તો અમે અમુક રકમ મસ્જિદમાં વાપરી નાંખી છે, તેનો સહીહ હલ બતાવશો.

રૂપિયાની અછતને કારણે બાંધકામ ખૂબ જ ધીમે ચાલે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ હીલા વગર ઝકાતની રકમ મસ્જિદના બાંધકામમાં વાપરવી જાઈઝ નથી. (હીલો કર્યા પછી જાઈઝ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર ૨ / ૨૭૧) પરંતુ બહેતર એ છે કે મસ્જિદ અને મદ્રસાના બાંધકામમાં ઝકાતના રૂપિયા હીલો કર્યા પછી પણ વાપરવામાં ન આવે. કારણ કે તેમાં ગરીબોનો હક છીનવાય છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૪૮)

ઉપરોકત મજબુરીને કારણે જે રૂપિયા હીલો કરીને વાપર્યા છે તે જાઈઝ છે. ઝકાત અદા થઈ જશે. જો ભવિષ્યમાં લિલ્લાહ રકમ ન મળે, તો ઝકાતના રૂપિયા હીલો કરીને વાપરવા જાઈઝ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૯) ઝકાતના હકદારે ઝકાતની રકમથી જીપ ગાડી ખરીદવી

**સવાલ (૧૪૫૬) :** (૧) મને એક પાર્ટી ઝકાતની રકમ આપવા માંગે છે, તો શું એ રકમથી હું જીપ ગાડી ખરીદી શકું છું ?

(૨) જાતે ડ્રાઈવર છું, અને ઝકાતનો હકદાર છું, મારી કોઈ આવક નથી. મેં એક પાર્ટીથી રૂપિયા માંગ્યા, તો તેમણે કહયું કે અમારી પાસે ઝકાતના રૂપિયા છે. જો તે રૂપિયાના તમે શરીઅતની દ્રષ્ટિએ હકદાર હોવ, તો અમે તમને રૂપિયા આપવા તૈયાર છીએ. હું તે રૂપિયાથી જીપ ગાડી ખરીદવા માંગુ છું. તો શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) જો આપ ઝકાતના હકદાર છો, તો રકમને લઈને જીપ ગાડી ખરીદી શકો છો. (મિરકાતુલ મફાતિહ : ૪ / ૧૩૦૩, હદીસ નં. ૧૮૨૫) પરંતુ એક જ વ્યકિતને ઝકાતની આટલી મોટી રકમ આપવી કે તેનાથી તે નિસાબનો માલિક બની જાય, મકરૂહ છે. જો આપી દીધી, તો ઝકાત અદા થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૫૩)

(૨) જાઈઝ છે. (સૂરએ તવબહ : ૬૦) અને જો પાર્ટી ઝકાતની રકમથી જીપ ગાડી ખરીદીને તમને આપે, તો પણ જાઈઝ છે અને ઉપરોકત કરાહત પણ બાકી નહીં રહે. કારણ કે જીપગાડી આપવાને કારણે આપ નિસાબના માલિક પણ નહીં બનો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨/૩૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૦) ઝકાતની રકમ લીધા પછી ઝકાત આપનારને પાછી આપવી

**સવાલ (૧૪૫૭) :** ઝકાતના તે રૂપિયા જેનાથી હું ગાડી ખરીદી ચુકયો છું, પાર્ટીને પરત આપવા માંગુ તો આ વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે તમે ઝકાતના હકદાર હતા, તે વખતે ઝકાતની રકમ લીધી અને ગાડી લઈ આવ્યા, તો ઝકાત આપનારની ઝકાત અદા થઈ ગઈ અને આપની ઉપર કોઈ કરજ વાજિબ રહયું નહીં, માટે એ રકમને પરત આપવાનો કોઈ મતલબ નથી.

હાં, જો આપે દિલમાં એ નિય્યત કરી હોય કે હમણાં તો હું ઝકાતની રકમ લઈ રહયો છું, પરંતુ અલ્લાહ મારી હાલત સારી કરશે, તો હું એટલી રકમ કોઈ મોહતાજને સદકો કરીશ અથવા દીનના કોઈ કામમાં ખર્ચ કરીશ, તો આ ખૂબ સારો ઈરાદો છે અને નિય્યતમાં ઈખ્લાસ છે. ટૂંકમાં રૂપિયા પરત કરવાનો કોઈ મતલબ નથી. (મિરકાતુલ મફાતિહ : ૪ / ૧૩૦૩, હદીસ નં. ૧૮૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૧) ઝકાત લેવા માટે હીલો કરવો

**સવાલ (૧૪૫૮) :** ઝકાતની રકમ તે પાર્ટી હીલો કરીને આપે, તો શું હું તેને લઈ શકું છું ? અને બાદમાં તે રૂપિયા પાર્ટીને પરત કરવા માંગુ છું તો શું કરું ? તેમજ એ પણ બતાવજો કે એ રૂપિયાનો હીલો કેવી રીતે કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમે હકદાર છો, તો ઝકાતની રકમ લેવા માટે હીલો કરવાની કોઈ જરૂરત નથી (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૩૯) અને હકદાર નથી, તો તે રકમ કોઈ ગરીબના હાથમાં આપીને કહો કે જો આ રકમ તમે ફલાણાં કામમાં આપશો, તો તમને તમામ રકમનો સવાબ મળશે. જે ગરીબના હાથમાં ઝકાતની રકમ હીલા માટે આપવામાં આવે, તેને ખબર હોવી જોઈએ કે મને જ આ રકમ આપવામાં આવી છે, હું તેનો માલિક છું અને ખુશીથી એ તમને આપી દે, કોઈ પ્રકારના દબાણને કારણે ન હોય, નહીં તો એ શરઈ હીલો નહીં ગણાય.(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૨) પતિ માટે ઝકાત લેવી જાઈઝ છે, ભલે તેની પત્ની નિસાબની માલિક હોય

**સવાલ (૧૪૫૯) :** એક વ્યકિતની પત્ની પાસે સોનું છે. તે વ્યકિતની કોઈ આવક નથી. તેની પત્ની સોનાની ઝકાત પોતાની પાસેના માલમાંથી આપે છે, જો કોઈ બીજી વ્યકિત ઝકાતની રકમ તે વ્યકિતને આપે, તો શું તે વ્યકિત ઝકાતની રકમ લઈ શકે છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ભલે પત્ની પર ઝકાત વાજિબ હોય, પરંતુ પતિ ગરીબ હોય અને કોઈ બીજી વ્યકિત તેને ઝકાતની રકમ આપે, તો તેના માટે લેવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ :૧ / ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૩) જે ઔરત ઝકાતની હકદાર ન હોય, તેના માટે ઝકાત લેવી જાઈઝ નથી

**સવાલ (૧૪૬૦) :** એક વિધવા ઔરતને તેના કોઈ રિશ્તેદારે ઝકાતની રકમ મોકલી છે, અને ઔરત પાસે સોનું છે. તેની ઝકાત તે ઔરત પોતાની તરફથી આપે છે. તો શું તે ઔરત માટે ઝકાતની રકમ લેવી જાઈઝ છે ? ઔરતની બીજી કોઈ આવક નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ઔરત પર ઝકાત અથવા કુરબાની વાજિબ હોય, (નિસાબ જેટલા માલની માલિક હોય) તેના માટે ઝકાત લેવી જાઈઝ નથી. (દુરરુલ હુક્કામ : ૧ / ૧૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૪) ઝકાતની રકમ સંસ્થા ચલાવવામાં અને નોકરોના પગારમાં વાપરવી

**સવાલ (૧૪૬૧) :** ઝકાત, સદકાતની રકમ સંસ્થા ચલાવવામાં અને નોકરોના પગારમાં વાપરી શકાય છે કે નહીં ? તેનાથી ઝકાત અદા થઈ જશે કે નહીં ? જો સંસ્થાના નોકરોના પગારની કોઈ વ્યવસ્થા ન થઈ શકે તો શું આ સિલસિલામાં ઝકાતની રકમ વાપરવાનો કોઈ વિકલ્પ છે. ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાતની રકમ સંસ્થાની વ્યવસ્થામાં અને નોકરોના પગારમાં વાપરવી જાઈઝ નથી. વ્યવસ્થામાં માલિકી જોવા મળતી નથી. હાલાંકે ઝકાતની અદાયગી

માટે માલિકી શરત છે. તેમજ પગાર તો મહેનતના બદલામાં આપવામાં આવે છે, જયારે ઝકાત ગરીબ અને જરૂરતમંદનો મહેનત વગરનો હક છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૬)

સખત મજબુરીમાં હીલો કરીને પગારમાં આપવી જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૬ / ૩૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૫) ગામમાં સ્વેચ્છિક સંસ્થામાં ઝકાત, સદકાત, ફિતરા અને વ્યાજની રકમ આપવી

**સવાલ (૧૪૬૨) :** અમારા ગામમાં ત્રણ સ્વેચ્છિક સંસ્થાઓ કામ કરી રહી છે.

(૧) હિકમત કિતાબ ઘર : આ સંસ્થા મફતમાં દીની કિતાબો વાંચવા માટે આપે છે.

(૨) ઈત્તિહાદ એજયુકેશન કમિટી : આ સંસ્થા બાળકોની દુન્યવી તાલીમ માટે કામ કરી રહી છે.

(૩) મસ્જિદ કમિટી : આ સંસ્થા મસ્જિદમાં અગરબત્તી, મીણબત્તી, રૂમાલ, ઝાડું વગેરે વસ્તુઓ પુરી પાડે છે.

ઉપર વર્ણન કરેલી સંસ્થાઓની મદદ માટે વ્યાજ, ઝકાત, સદકો અને ફિતરાની રકમ લેવી શરઈ દ્રષ્ટિએ જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સંસ્થાઓમાં ઝકાત, સદકો અને ફિતરાની રકમ આપવાથી અદા થશે નહીં. (બહરુર્રાઈક : ૨ / ૨૫૨,૨૫૩) જો કે સંસ્થાના વ્યવસ્થાપકો હીલો કરે તો ઝકાત અદા થઈ જશે. પરંતુ આના જેવી સંસ્થાઓમાં હીલો કરીને મદદ મેળવનારો ગુનેહગાર થશે. ઝકાતની રકમ આવી સંસ્થાઓમાં હીલો કરીને વસુલ કરવાથી ગરીબોનો હક છીનવાય છે. માટે આવી સંસ્થાઓ માટે બીજો કોઈ વિકલ્પ શોધવો જોઈએ. (ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૧૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૬) ઝકાતની રકમથી મદ્રસામાં પાણીની મોટર ખરીદવી જાઈઝ છે કે નહીં ? તેમજ નિસાબનો માલિક એ મોટરના પાણીનો ઉપયોગ કરી શકે છે કે નહીં ?

**સવાલ (૧૪૬૩) :** કોઈ વ્યકિતએ પોતાની ઝકાત મદ્રસામાં આપી, તો એ રૂપિયા દ્વારા મદ્રસામાં પાણીની મોટર ખરીદવી જાઈઝ છે કે નહીં ? જો મોટર ખરીદવામાં

આવે, તો તે પાણીનો ઉપયોગ કોઈ નિસાબનો માલિક કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મદ્રસા માટે ઝકાતની રકમથી મોટર ખરીદવી જાઈઝ નથી, જો ખરીદવામાં આવી, તો ઝકાત અદા થશે નહીં. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૨૦૮) કોઈ ગરીબને ઝકાતની રકમનો માલિક બનાવવો જરૂરી છે. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૨૫૧, ૨૫૨) એટલા માટે મદ્રસામાં ઝકાત આપતી વખતે એ ખ્યાલ રાખવો જોઈએ કે એવા મોટા મદ્રસામાં ઝકાત આપવામાં આવે, જયાં દૂરના ગરીબ તલબા તાલીમ માટે દાખલ થયા હોય અને મદ્રસો તેમના ખાવા – પીવાની અને બીજી જરૂરીયાતોનો બંદોબસ્ત કરતો હોય. જેથી તેમને માલિક બનાવી શકાય અને ઝકાત સહીહ તરીકાથી અદા થઈ શકે. નાના મદ્રસા જયાં નાના બાળકો રહેતા ન હોય, ત્યાં માલિકી જોવા મળતી નથી. માટે ત્યાં ઝકાત સિવાય બીજી લિલ્લાહ રકમ આપવામાં આવે. જો લિલ્લાહ રકમનો કોઈ પણ રીતે બંદોબસ્ત ન થતો હોય. તો ઝકાતની રકમ લઈને પહેલા કોઈ ગરીબને તેનો માલિક બનાવી દેવામાં આવે, પછી તે પોતાની ખુશીથી જો મદ્રસામાં આપી દે, તો મદ્રસા માટે તેને વાપરવી સહીહ છે. તેને હીલો કહેવામાં આવે છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧) જો આ રીતે હીલો કરીને પાણીની મોટર ખરીદવામાં આવી હોય, તો તે પાણીનો ઉપયોગ ગરીબ, માલદાર બધા કરી શકે છે. પરંતુ આ પ્રકારના હીલાની ગુંજાઈશ માત્ર મજબુરીની હાલતમાં છે. માટે તેનાથી બચવું જોઈએ, કારણ કે જો આ રીતે હીલો કરીને મદ્રસાના દરેક કામમાં વપરાવવા લાગશે, તો ગરીબો અને મોહતાજોનો હક છીનવાશે અને ઝકાતનો અસલ મકસદ જ ખતમ થઈ જશે. (ફતાવા તાતાર ખાનિયહ : ૧૦ / ૩૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૭) નક્કી કામ માટે મોકલેલ રૂપિયા બીજી જગ્યાએ વાપરવા દુરુસ્ત નથી

**સવાલ (૧૪૬૪) :** મારા એક રિશ્તેદારે એક નક્કી કામ માટે અમુક રકમ મોકલી છે. સવાલ એ છે કે શું જે કામ માટે રૂપિયા મોકલવામાં આવ્યા છે, તે જ કામમાં વાપરવા જરૂરી છે અથવા તેને છોડીને બીજા કામમાં લગાવી શકાય છે ? દા.ત. શાદી માટે રૂપિયા મોકલ્યા હોય, તો તેને છોડીને ખેતીમાં વાપરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમને રૂપિયાનો માલિક બનાવી દીધો છે, તો પછી તમને અધિકાર છે, જે જગ્યાએ ખર્ચ કરવા માંગો ખર્ચ કરી શકો છો. (મિરકાતુલ મફાતિહ : ૪/૧૩૦૩, હદીસ નં. ૧૮૨૫) હાં, જો આપે શાદી માટે માંગ્યા હોય અને તેમણે શાદીના નામ પર જ રૂપિયા આપ્યા હોય, તો પછી બીજી જગ્યાએ ખર્ચ કરવા, સામેવાળાને ધોકો આપવો છે. એટલે વચનભંગને કારણે જાઈઝ નથી. (બુખારી : હદીસ નં. ૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭૮) ઝકાતની રકમ પર કબજો મેળવ્યા પછી હકદારને દરેક રીતે ખર્ચ કરવાનો અધિકાર છે.

સવાલ (૧૪૬૫) : ઉમરે ઝૈદને સદકા અને વ્યાજની રકમ આપી. હવે ઝૈદ તેમાંથી કોઈ ગરીબ તાલીબે ઈલ્મ માટે કિતાબો ખરીદીને આપવા માંગે છે અથવા ફી ભરવા માંગે છે, તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઝૈદ ગરીબ છે, ઝકાતનો હકદાર છે અને ઉમરે ઝકાત, સદકા અથવા વ્યાજની રકમ આપી છે. તો તે (ઝૈદ) તેનો માલિક બની જશે અને તેના માટે તેમાં દરેક રીતે ખર્ચ કરવાનો અધિકાર છે. (બહરુર્રાઈક : ૨ / ૨૬૪)

અલબત્ત હીલા માટે ઝૈદ પર કોઈ પણ પ્રકારની જબરદસ્તી કે દબાણ કરવું જાઈઝ નથી. માટે ઝૈદ તલબાને કિતાબો, ફી , દવા વગેરે પોતાની મરજીથી જે આપવા માંગે, તો તેમાં કોઈ વાંધો નથી. હઝરત બરીરહ (રદિ.) પાસે સદકાનું ગોશ્ત આવ્યું હતું, તો રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તમારા માટે સદકો છે અને અમને ખવડાવો, તો હદિયો થશે. (બુખારી : ૨ / ૭૬૩, હદીસ નં. ૫૦૯૭)

માલુમ થયું કે માલિકના બદલવાથી હુકમ પણ બદલાય જાય છે. ઉમરે ઝૈદને સદકા અથવા વ્યાજના રૂપિયા આપ્યા અને માલિક બનાવી દીધો, હવે ઝૈદ તેને મસ્જિદમાં, મદ્રસામાં આપવા ચાહે અથવા કિતાબો ખરીદીને તલબાને આપે બધું જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

وهی ( صدقة الفطر ) واجبة علی الحر المسلم المالك لمقدار النصاب فاضلا عن حوائجه الاصلية كذا فی الختيار شرح المختار، ولا يعتبر فيه وصف النماء ويتعلق بهذا النصاب وجوب الاضحية، ووجوب نفقة الاقارب هكذا فی فتاوی قاضی خان۔

**તર્જુમો :** અને તે સદકએ ફિત્ર છે જે આઝાદ મુસલમાન નિસાબના માલિક પર વાજિબ છે. તે નિસાબ તેની અસલી જરૂરતથી વધારે હોય, એવી રીતે અલ ઈખ્તિયાર ફી શર્હે મુખ્તારમાં છે. અને તેમાં વૃદ્ધિનો એતિબાર કરવામાં નહીં આવે અને આ નિસાબમાં કુરબાની અને રિશ્તેદારોના ભરણ પોષણને પણ વાજિબ ગણવામાં આવશે, એવી રીતે ફતાવા કાઝીખાનમાં છે.

(ફતાવા આલમગીરી : ૧ / ૧૯૧)

# સદકએ ફિત્રનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# સદકએ ફિત્રનું બયાન

## (૧) અનાથ – યતીમ પર સદકએ ફિત્રનો હુકમ

**સવાલ (૧૪૬૬) :** જે યતીમ પર ઝકાત કાઢવી ફર્ઝ નથી, તો શું તેની ઉપર સદકએ ફિત્ર પણ કાઢવો વાજિબ નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત અને સદકએ ફિત્રના વાજિબ હોવામાં નિસાબે નામી (રોકડ રકમ, વેપારનો માલ, સોનું અને ચાંદી) અને ગેર નામીનો તફાવત છે, માટે જો તે યતીમ પાસે જરૂરતથી વધારે કપડા, વાસણો, બિસ્તર વગેરે હોય અને તે બધાની કિંમત નિસાબ (એટલે સાડા બાવન તોલા ચાંદી) ને પહોંચી જાય, તો તેની ઉપર સદકએ ફિત્ર વાજિબ થશે. પરંતુ ઝકાત વાજિબ થશે નહીં, કારણ કે ઝકાતમાં માલે નામી (રોકડ રકમ, વેપારનો માલ, સોનું અને ચાંદી) શુમાર કરવામાં આવે છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૫૮,૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) વધારાના કપડા અને વાસણો હોય, તો સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૪૬૭) :** એક વ્યકિત પાસે ત્રણ જોડીથી વધારે કપડા છે. તેમજ જરૂરતથી વધારે વાસણો પણ છે. જે વર્ષમાં બે – ત્રણ વખતે જ કામ આવે છે, તો તેની ઉપર સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ જોડી કપડા, તેમાંથી એક દરરોજ ઘરમાં પહેરવા માટે એક ઘરની બહાર પહેરવા માટે અને એક જુમ્આ તેમજ ઈદૈન માટે અને ઠંડી વગેરેની મોસમમાં કપડા સિવાય જે વધારાના કપડા અને વાસણો હોય, જેની કિંમત સાડા બાવન તોલા ચાંદી જેટલી હોય, તો કુરબાની વાજિબ થશે. જો મહેમાનોની અવર જવર વધારે રહેતી હોય, જેને કારણે વાસણોનો અનેક વખતે ઉપયોગ થતો હોય, તો વાસણો અસલી જરૂરતમાં ગણવામાં આવશે અને તે સુરતમાં તે નિસાબમાં ગણવામાં નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મોટા મકાનનો જરૂરતથી વધારે અડધો ભાગ સદકએ ફિત્રના નિસાબમાં ગણાશે કે નહીં ?

**સવાલ (૧૪૬૮) :** એક વ્યકિત પાસે ઘણું મોટું મકાન છે. તેના બે ભાગ કરવામાં આવે, તો એક ભાગ રહેવા માટે કાફી થઈ જશે. એવી હાલતમાં બીજો ભાગ, જે વધારે છે, તેને કારણે સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મકાન જો રહેવા માટે વપરાતું હોય ભલે તે ગમે તેટલું મોટું હોય, નિસાબમાં દાખલ નહીં થાય. જો કે બે ભાગમાંથી એક ભાગ ખાલી રહેતો હોય, હાં, બાંધકામ કરતી વખતે જ બે મકાનો અલગ બનાવ્યા હોય, તેમાંથી એક રહેવા માટે વપરાતું હોય અને બીજુ ખાલી પડયું હોય, તો ખાલી મકાન, કુરબાની અને સદકએ ફિત્રના નિસાબમાં ગણવામાં આવશે. (ફતાવા તાતારખાનિયહ : ૪ / ૨૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઝકાત, કુરબાની અને સદકએ ફિત્રની કઝા

**સવાલ (૧૪૬૯) :** હું ૧૪ વર્ષથી ગરીબ છું, તેને લીધે ઝકાત, સદકએ ફિત્ર અને કુરબાની વગેરે કંઈ પણ અદા કરી શકયો નથી, હાલાંકે હું જમીન જાયદાદનો માલિક હતો. જો કે જમીનમાંથી કંઈ આવક થતી નથી. હવે જો હું ગયા વર્ષોની ઝકાત, સદકએ ફિત્ર અને કુરબાની અદા કરવા ઈચ્છું તો તેની કોઈ શકલ અને તે અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત વાજિબ થવા માટે જરૂરી છે કે જરૂરતથી વધારે નિસાબ (સાડા સાત તોલા સોનું અથવા સાડા બાવન તોલા ચાંદી) જેટલો માલ (રોકડ રૂપિયા, વેપારનો માલ, સોનું અને ચાંદી) હોય અને તેની ઉપર એક વર્ષ વીતિ ગયું હોય.

(હિદાયહ : ૧ / ૧૮૫)

કુરબાની અને સદકએ ફિત્ર વાજિબ થવા માટે જરૂરી છે કે નિસાબ જેટલો જરૂરતથી વધારે કોઈ પણ પ્રકારનો માલ હોય, એટલે તેનું નામી હોવું શરત નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૧)

તમે પોતાને ગરીબ લખ્યો છે. જો તમે નિસાબના માલિક ન હતા. ગરીબ

હતા, તો તમારા પર ઝકાત ફર્ઝ થઈ નથી અને કુરબાની તેમજ સદકએ ફિત્ર માટે પણ જોઈતો માલ ન હતો, તો એ પણ વાજિબ ન થઈ. અને પહેલાથી જ ઝકાત, સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ ન થઈ, તો ગયા વર્ષોની કઝાનો કોઈ મતલબ નથી.

જમીન અસલી હાજતમાં દાખલ છે. કોઈની પાસે માત્ર જમીન હોય અને નિસાબ જેટલો માલ ન હોય, તો તેની ઉપર ઝકાત વાજિબ થતી નથી.

(ફતાવા તાતાર ખાનિયહ : ૩ / ૧૭૩)

અલબત્ત જો તમારી પાસે એટલી રકમ હતી કે આપ પર કુરબાની અથવા સદકએ ફિત્ર વાજિબ હતો, તેમ છતાં આપે વાજિબ અદા કર્યુ નથી. તો આપની ઉપર પોતાની તરફથી અને પોતાના નાબાલિગ અવલાદ તરફથી ૧૪ વર્ષની સદકએ ફિત્ર અદા કરવી જરૂરી છે. એવી રીતે આપની ઉપર ૧૪ વર્ષની કુરબાનીની કઝા કરવી જરૂરી છે.

તેની રીત એ છે કે ૧૪ બકરાઓની કિંમત (જે કુરબાનીને લાયક હોય) સદકો કરી દો. બકરાઓની કુરબાની કઝા વખતે જાઈઝ નથી. કુરબાનીથી કઝા બકરાની કિંમત સદકો કરવાથી થાય છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) સદકએ ફિત્રનું પ્રમાણ

**સવાલ (૧૪૭૦) :** સદકએ ફિત્રનું સહીહ પ્રમાણ કેટલું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સદકએ ફિત્રનું પ્રમાણ લગભગ પોણા બે કિલો ઘઉ અથવા ઘઉનો લોટ છે. અને તે સિવાય જો કોઈ બીજુ અનાજ આપે તો તેનું ડબલ આપવું પડશે. જવ અથવા તેનો લોટ, ખજુર અને દ્રાસ એક સાઅ (લગભગ ૩ કિલો ૧૫૦ ગ્રામ) અદા કરવું જરૂરી છે. (નસાઈઃ ૩/ ૧૯૦, હદીસ નં. ૧૫૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) દિરહમ અને દિનારનું વજન

**સવાલ (૧૪૭૧) :** દિરહમ, દિનાર અને અશરફીનું વજન આજના હિસાબે કેટલું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક દિરહમનું વજબ ૩ ગ્રામ, ૬૧ મીલી ગ્રામ જેટલું હોય છે. (ઈમ્દાદુલ

અવઝાન : ૧૮) અને મિષકાલ એટલે એક દિનારનું વજન ૪ ગ્રામ, ૩૭૬ મીલી ગ્રામ છે. (જવાહિરુલ ફિકહ : ૩ / ૪૧૬) અશરફીની શોધ પાછળથી થઈ છે. એટલે એ વિશે ફુકહાએ કંઈ વધારે નકલ કર્યુ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સદકએ ફિત્રમાં મકાઈ આપવી અને તેનું પ્રમાણ

**સવાલ (૧૪૭૨) :** અમે અમારા દેશ ઝામ્બિયામાં સદકએ ફિત્રમાં મકાઈ આપી શકીએ છીએ કે નહીં ? કારણ કે અમારે ત્યાં મોટા ભાગે લોકો મકાઈ જ ખાય છે, તો મકાઈનો નિસાબ – પ્રમાણ શું છે ? અમારે ત્યાં ઘઉ પણ મળે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપી શકો છો, અને તેનું પ્રમાણ એક સાઅ એટલે લગભગ સાડા ત્રણ કિલો મકાઈ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي هريرة، أنه قال يارسول الله! أي الصدقة أفضل؟ قال جهد المقل، وابدأ بمن تعول

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે તેમણે રસૂલુલ્લાહ (સલ.) થી પૂછયું કે હે અલ્લાહના રસૂલ ! કયો સદકો અફઝલ છે ? આપ (સલ.) એ ફરમાવ્યું : ગરીબનું તકલીફ વેઠીને સદકો કરવો અને પોતાના ઘરવાળાઓથી શરૂઆત કરે. (અબૂદાવૂદ : ૧ / ૨૩૬, હદીસ નં. ૧૬૭૭)

# નફલ સદકાતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# નફલ સદકાતનું બયાન

## (૧) નફલ સદકાત સૈયદને આપી શકાય છે કે નહીં ?

**સવાલ (૧૪૭૩) :** શૈખુલ હદીસ હઝરત મવલાના ઝકરિય્યહ (રહ.) ની ફઝાઈલે આમાલમાં સદકાના ફઝાઈલમાં લખ્યું છે કે એક હદીસે પાકમાં છે : સદકો કબરની ગરમીને દૂર કરે છે. બલાઓને દૂર કરે છે. બુરાઈના ૭૦ દરવાજાઓ બંધ કરે છે. અલ્લાહ તઆલાના ગુસ્સાને દૂર કરે છે અને બુરી મોતથી હિફાઝત કરે છે.

તો સવાલ એ છે કે વર્ણન કરેલા સદકાથી કયો સદકો મુરાદ છે ?

(૧) નફલ સદકો અથવા વાજિબ, એટલે ઝકાત મુરાદ છે ?

(૨)આ (વર્ણન કરેલ ફઝાઈલવાળો) સદકો સૈયદને આપી શકાય કે નહીં ?

(૩) એવી રીતે મસ્જિદમાં આપી શકીએ કે નહીં ?

ઉપરોક્ત ફઝાઈલ મેળવવા માટે વર્ણન કરેલી જગ્યાઓ પર આપી શકીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) વાજિબ સદકો (ભલે જે પ્રકારનો હોય, મન્નતનો હોય, ઝકાત હોય, કફ્ફારાનો હોય અથવા કસમનો હોય) સૈયદને આપવો જાઈઝ નથી.

(બહરુર્રાઈક : ૨ / ૪૩૦)

વર્ણન કરેલ ફઝાઈલ નફલ સદકાના છે. અલબત્ત વાજિબ સદકાતમાં આ ફાયદા તો જરૂર મળશે.

(૨) સૈયદને નફલ સદકો આપી શકાય છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૧)

(૩) મસ્જિદમાં વાજિબ સદકો આપવાથી સદકો અદા નહીં થાય. મસ્જિદમાં વકફ કરીને મદદ કરવામાં આવે, તેમાં પણ ઘણાં ફાયદા છે.

( રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૦)

હા, કોઈ મસ્જિદમાં રહેનાર ફકીરો પર સદકો કરે, તો જાઈઝ છે. (શામી : ૨ / ૩૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જાનવરનો સદકો અફઝલ છે અથવા તેની કિંમતનો ?

**સવાલ (૧૪૭૪)** : એક વ્યકિત જાનવરનો સદકો કરવા માંગે છે, તો શું તેના માટે જાનવર ખરીદીને ઝબહ કરીને હકદારોને આપવો અફઝલ છે અથવા તેની રકમ આપવી અફઝલ છે ?

**જવાબ** : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સદકાની ફઝીલત ઘણી વધારે છે, જો જાનવરની કિંમતનો સદકો કરે, તો પણ મકસદ હાસિલ થઈ જાય છે અને સદકાનો મકસદ અલ્લાહ તઆલાને રાજી કરવો છે. અને સદકો અલ્લાહ તઆલાના ગુસ્સાને દૂર કરે છે. પરંતુ જાનવરને અલ્લાહના નામ પર ઝબહ કરીને તેનું ગોશ્ત ગરીબોમાં આપવામાં વધારે સવાબ છે. કારણ કે તેમાં અલ્લાહ તઆલાના નામ પર ઝબહ કરવાનો સવાબ પણ મળશે. તેથી હદીસ શરીફમાં આવે છે કે કોઈ પણ મહિનામાં અલ્લાહના નામ પર જાનવર ઝબહ કરો, અલ્લાહ તઆલાની ઈતાઅત કરો અને લોકોને ખવડાવો. (અબૂદાવૂદ : ૩૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શું નફલ સદકો જરૂરી છે અને તેની મિકદાર કેટલી છે ?

**સવાલ (૧૪૭૫)** : એક વ્યકિત સ્કુલમાં શિક્ષક છે. તેમનો પગાર મહિનાનો ૯ હાજર છે. સવાલ એ છે કે તેઓ પોતાના પગારમાંથી કેટલો સદકો આપે ?

**જવાબ** : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝકાત ફર્ઝ છે, સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ છે, તે સિવાય શરીઅતે કોઈ સદકાને વાજિબ કર્યો નથી. તમે જે સદકો અલ્લાહ તઆલાના નામ પર તેની ખુશી માટે આપો છો, તેને નફલ સદકો કહેવાય છે, અને નફલ સદકાની કોઈ મિકદાર નકકી નથી. તમે પોતાની શકિત પ્રમાણે, જેટલું અલ્લાહના રસ્તામાં આપવા ઈચ્છો, આપી શકો છો. સવાબનું કામ છે. અલબત્ત અમુક વખતે નફલ સદકાની હેસિયત વધી જાય છે અને તેને આપવો જરૂરી હોય છે. જેમકે કોઈ બીમાર છે. ઈલાજની તાત્કાલિક જરૂરત છે. જો તાત્કાલિક ઈલાજ ન કરાવ્યો, તો તેના મૃત્યુનો ખતરો છે અને બીમારની હાલત એવી નથી કે તે ઈલાજ કરાવી શકે, તો એવી સુરતમાં એવા બીમારની મદદ કરવી જરૂરી બની જાય છે. (અબૂદાવૂદ : ૧ / ૨૩૬, હદીસ નં. ૧૬૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) દીનદાર મોહતાજ મુસલમાનની મદદ અફઝલ છે કે નફલ હજ ?

**સવાલ (૧૪૭૬) :** હું અને મારી પત્ની અલ્હમ્દુલિલ્લાહ ફર્ઝ હજ અદા કરી ચુકયા છે, મારી પાસે હમણાં લગભગ ૬૦ હજાર રૂપિયા છે. મારો ઈરાદો હતો કે તે રૂપિયાથી નફલ હજ કરી લઉં, પરંતુ સાથે એ પણ ખ્યાલ આવ્યો કે મારા ગામમાં પાંચ–છ દીનદાર મુસલમાન એવા છે, જે દીનની ફિકરમાં લાગેલા છે અને તેઓ મોહતાજ પણ છે, તેમની ઉપર કરજ પણ છે. તેમના મકાનો પણ ગીરવે મુકેલા છે. માટે હું તેમની મદદમાં આ રૂપિયા ખર્ચ કરું અથવા નફલ હજ કરું ? બંનેમાંથી કયો અમલ ઉત્તમ ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફલ હજની ઘણી ફઝીલત આવી છે અને નફલ સદકાથી અફઝલ છે.

પરંતુ કોઈ દીનદાર મુસલમાન અચાનક નિઃસહાય બની જાય, તેની ઉપર કોઈ મુસીબત આવી જાય, તેનાથી તેનું કોઈ અગત્યનું કામ રોકાઈ ગયું હોય, જેમકે આધુનિક યુગમાં કોમી રમખાણો, પુર, આગ વગેરે જેવી દુર્ઘટનાઓમાં મોટા ભાગે આવું જોવા મળે છે. તો એવા મોકા પર નફલ હજને બદલે એવા દીનદાર મુસલમાનો પર ખર્ચ કરવો અફઝલ થશે. (શામી : ૨ / ૬૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કરજદારનું પોતાની હેસિયતથી વધારે સદકો કરીને રુજૂઅ કરવું

**સવાલ (૧૪૭૭):** મારા મામાનો છોકરો "વાંસદા" માં રહે છે. તે ગામવાળાઓએ મળીને પોતાની હેસિયત પ્રમાણે રકમ ભેગી કરીને મસ્જિદ બનાવવાનો ઈરાદો કર્યો છે. જે વખતે મસ્જિદ માટે ચંદો જમા થઈ રહયો હતો, તો તેમાં મારા મામાના છોકરાએ પોતાની હેસિયતથી વધીને લગભગ ૨૦ અથવા ૩૦ હજાર રૂપિયાની ઈંટ આપવાની જવાબદારી લીધી હતી. હાલાંકે તેની આર્થિક પરિસ્થિતિ ખૂબ જ નબળી છે. તેના પિતા એટલે મારા મામા ચાર વર્ષથી સતત બીમાર છે. દર મહિને તેમના ઈલાજમાં ખૂબ જ રૂપિયા ખર્ચ થાય છે. તેથી વેપારમાં પણ ખૂબ જ તંગી પડે છે. અહીંયા સુધી કે વેપાર માટે વ્યાજની રકમ લેવી પડે છે, તો શું આ રીતે જરૂરત વખતે જયારે કે વ્યાજની રકમ લઈને વેપાર કરવો પડે છે, મસ્જિદના બાંધકામમાં પોતાની

શકિતથી વધારે ખર્ચ કરવો શરઈ દ્રષ્ટિએ સહીહ છે ? અને હમણાં સુધી મસ્જિદના બાંધકામ માટે માત્ર બે – ત્રણ હજાર રૂપિયાઓની ઈંટો લાવ્યો છે, તો બાકી રકમમાં રુજૂઅનો હક રહેશે કે નહીં ? ૨૦ કે ૩૦ હજારની ઈંટોની જવાબદારી જે તેને પોતાના જિમ્મે લીધી છે, તેમાં કમી કરીને દસ હજારની ઈંટો આપે, તો જાઈઝ છે અથવા નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત કરજદાર હોય, તેને નફલ સદકો ખર્ચ કરતા પહેલા ખૂબ વિચારી લેવું જોઈએ કે કરજ બંદાનો હક છે, જેને અદા કરવું વાજિબ છે અને નફલ સદકો વાજિબ નથી, બલકે એક વધારે વસ્તુ છે. માટે વાજિબની અદાયગી પહેલી છે.

(બુખારી : ૧ / ૧૯૨, હદીસ નં. ૧૪૨૭)

જો કોઈ એવી હાલતમાં મૃત્યુ પામે કે તેના જિમ્મે કરજની અદાયગી બાકી હોય અને તેને પોતાના મૃત્યુ પહેલા તેનો કોઈ બંદોબસ્ત પણ ન કર્યો હોય, તો તેના માટે હદીસ શરીફમાં સખત વઈદ – ધમકી આવી છે.

તિરમિઝી શરીફની એક રિવાયત છે કે મોમિનની રૂહ તેના કરજને લીધે રોકી દેવામાં આવે છે. એટલે મોમિન એવો નેક હોય, જે જન્નતનો હકદાર પણ હોય, તો તેને ત્યાં સુધી જન્નતમાં દાખલો નસીબ થતો નથી જયાં સુધી કે તેનું કરજ અદા ન કરી દેવામાં આવે. (તિરમિઝી : ૧ / ૨૦૬, હદીસ નં. ૧૦૭૮, ૧૦૭૯)

એક હદીસે પાકનો મફહુમ છે કે રસૂલુલ્લાહ (સલ.) નો નિયમ હતો કે જયારે કોઈ પણ જનાઝો હાજર કરવામાં આવતો, તો આપ (સલ.) પહેલા એ પૂછતા કે મય્યિતના જિમ્મે કોઈ પ્રકારનું કરજ બાકી તો નથી ? જો કરજ બાકી રહેતું, તો આપ (સલ.) સહાબએ કિરામ (રદિ. )થી ફરમાવતા કે આ મય્યિતની જનાઝાની નમાઝ તમે પઢી લો. પછી કોઈ સહાબી (રદિ.) એ મય્યિત તરફથી કરજની અદાયગીની જવાબદારી કબૂલ કરતા, તો આપ (સલ.) નમાઝ પઢાવતા હતા.

(બુખારી : ૧ / ૩૦૬, હદીસ નં. ૨૨૯૫)

ટૂંકમાં વેપાર માટે વ્યાજ પર કરજ લેવું હરામ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૧૬૬) હવે એ હરામમાં પડીને નફલ સદકો કરવો દુરુસ્ત નથી.

તે વ્યકિતની હાલત સવાલ પ્રમાણે ખૂબ જ ખરાબ છે. તો તે આ રકમ આપવાથી રુજૂઅ કરી શકે છે. (કવાઈદુલ ફિકહ : ૮૯)

તેની અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની નિય્યત પર પણ તેને સવાબ મળશે. (બુખારીઃ ૧/૨, હદીસ ન.૧) જો કે મુસ્તહબ એ છે કે જયારે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા જેવો એક નેક અમલ થઈ ચુકયો છે, તો હવે અલ્લાહ પર ભરોસો કરીને રુજૂઅ ન કરો, હાં, હવે પછી એ વાતનો ખૂબ ખ્યાલ રાખવામાં આવે કે જરૂરતની હાલતમાં નફલ સદકામાં પોતાની શકિતથી વધારે ખર્ચ ન કરે.

(અહકામુલ કુર્આન : ૫ / ૨૭૨)

## (૬) માલદાર તાલિબે ઈલ્મનું ઈસાલે સવાબની રકમથી ખરીદેલી કિતાબો લેવી

**સવાલ (૧૪૭૮) :** કોઈએ ઈસાલે સવાબ માટે કિતાબો ખરીદવા રૂપિયા આપ્યા, તેનાથી ખરીદેલી કિતાબો માલદાર છોકરા માટે લેવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફલ સદકો લેવો માલદારો માટે પણ જાઈઝ છે. ઝકાત લેવી અથવા તેનાથી ખરીદેલી વસ્તુ લેવી માલદારો માટે જાઈઝ નથી.

(અલ હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૨)

ઈસાલે સવાબ માટે આપવામાં આવતી રકમ લિલ્લાહ હોય છે. એટલે તેનાથી ખરીદેલી કિતાબો માલદાર છોકરાઓએ લેવી જાઈઝ છે. (તોહફતુલ ફુકહા : ૧ / ૩૦૦, ૩૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭)ઘરના ઉદ્‌ઘાટન વખતે નજીકના રિશ્તેદારોને બોલાવવા જરૂરી નથી

**સવાલ (૧૪૭૯) :** મોટા લોકોથી એ વાત સાંભળી છે કે પહેલા "ખ્વેશ (નજીકના રિશ્તેદાર) પછી દુરવેશ" તેનો મતલબ એ છે કે જો તમે કોઈ હદિયો, સદકો, ઝકાતની રકમ અથવા દાવત આપો અથવા કોઈ વસ્તુ મોકલવી હોય તો પહેલા ખ્વેશ( માતા, પિતા, ભાઈ, બહેન, કાકા, મામા, વગેરે) ને આપો. ત્યાર પછી ગરીબને આપો. (ભલે તે ગરીબ વલી હોય અથવા કોઈ અન્ય) કુર્આનમાં પણ કુર્બાના નામથી તેનું વર્ણન છે.

એક મસ્અલો એ છે કે ઝૈદ પોતાના માતા – પિતા અને ભાઈઓથી અલગ રહે છે, તેને પોતાનું મકાન બનાવ્યું અને નિય્યત એ કરી કે મને પાંચ – દસ ગરીબોને ખવડાવીને આ મકાનનું ઉદ્‌ઘાટન કરવું છે. તો શું આવી દાવતમાં સૌથી

પહેલા પોતાના નજીકના રિશ્તેદારોને બોલવવા જરૂરી છે ? યાદ રહે કે તેને ગરીબોને ખવડાવવાની નિય્યત દિલથી કરી હતી, જબાનથી તેણે કહયું નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"પહેલા ખ્વેશ પછી દુરવેશ" નો શરઈ મતલબ એ છે કે વાજિબ સદકો હકદાર રિશ્તેદારોને આપવો મુસ્તહબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) પરંતુ માતા – પિતા, દાદા–દાદી, પોતાની અવલાદ અને અવલાદની અવલાદને આપી શકતા નથી. (બહરુર્રાઈક : ૨ / ૨૬૨)

નફલ સદકાત જો રિશ્તેદારો વધારે જરૂરતમંદ હોય, તો તેમને આપવું અફઝલ છે. બીજાઓને આપવું પણ જાઈઝ છે. ઘરના ઉદ્‌ઘાટન વખતે નફલ સદકાથી ફકીરોને ખવડાવવું હોય, તો માતા – પિતા અને રિશ્તેદારોને દાવત આપવી જરૂરી નથી. પરંતુ આવા મોકા પર તેમને દાવત આપવી જોઈએ કે એ તેમનો હક છે. (બહરુર્રાઈક : ૨ / ૨૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن حكيم بن حزام رضى الله عنه، عن النبى صلى الله عليه وسلم قال : اليد العليا خير من اليد السفلى، وابدأ بمن تعول ، وخير الصدقة عن ظهر غنى ،ومن يستعفف يعفه الله،ومن يستغن يغنه الله۔

**તર્જુમો :** હઝરત હકીમ બિન હિઝામ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : ઉપરવાળો હાથ નીચેના હાથથી સારો છે. (આપનારો હાથ લેનારા હાથથી બહેતર છે.) અને સૌથી પહેલા પોતાના ઘરવાળાઓથી શરૂઆત કરો અને શ્રેષ્ઠ ખૈરાત તે છે જે માલદારી પછી હોય. જે માણસ હરામ કામોથી બચે છે તેને ખુદા બચાવે છે અને જે માણસ (દુનિયાથી) બેપરવા રહેવાની નિય્યત રાખશે તેને ખુદા (દુનિયાથી) બેપરવા કરી દેશે.

(બુખારી : ૧ / ૧૯૨, હદીસ નં. ૧૪૨૭, મુસ્લિમ : ૧ / ૩૩૨, હદીસ નં.૯૫–૧૦૩૪)

# ઝકાતના મુતફર્રિક – વિવિધ મસાઈલ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઝકાતના મુતફર્રિક – વિવિધ મસાઈલ

## (૧) ઝકાત ન આપનારને દુનિયામાં સજા

**સવાલ (૧૪૮૦) :** ઝકાત ન આપનારને તો આખિરતમાં સઝા થશે જ, અલબત્ત દુનિયામાં તેને કઈ મુશ્કેલીઓનો સામનો કરવો પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુનિયામાં દુકાળની સજામાં ફંસાઈને ગરીબીનો શિકાર થશે. (અલમુઅજમુલ અવસત : ૫ / ૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઝકાત વાજિબ ન હોવા છતાં સાવચેતી રૂપે ઝકાત કાઢવી

**સવાલ (૧૪૮૧) :** કોઈ વ્યકિત પર ઝકાત વાજિબ ન હોય, તેમ છતાં સાવચેતી રૂપે ઝકાતની નિય્યતથી રૂપિયા કાઢીને ઝકાત ખર્ચ કરવાની જગ્યાએ અદા કરે છે, તો તેને સવાબ મળશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેને સવાબ મળશે. અલ્લાહ તઆલા ભલાઈ કરનારાઓના અજરને બરબાદ કરતો નથી. (સૂરએ તવબહ : ૧૨૦, ૧૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) તબ્લીગી ઈજતિમા માટે જમા કરેલી રકમમાંથી વધેલી રકમનો હુકમ

**સવાલ (૧૪૮૨) :** અમારે ત્યાં તબ્લીગી ઈજતિમા હતો. તેમાં ગામના લોકોએ અનાજ અને રોકડ રૂપિયાથી મદદ કરી હતી અને બીજા ગામના લોકોએ પણ મદદ કરી હતી. પરંતુ વધારે પડતો ચંદો ગામના લોકોનો જ હતો. ઈજતિમાના ખર્ચ પછી થોડા રૂપિયા વધી ગયા છે, તો તેનું શું કરવું જોઈએ ?

એ વધેલી રકમથી અમે લોકો ગામમાં અવાર નવાર આવનારી તબ્લીગી જમાતોને ખવડાવવા માટે વાસણો ખરીદવા માંગીએ છીએ. તો સહીહ છે કે નહીં ? વાસણો ખરીદયા પછી જે રકમ વધે તેને કોઈ મદ્રસા અથવા મસ્જિદમાં આપી

શકીએ છે કે નહીં ? જો આપી શકાય, તો બંનેમાંથી કયાં આપવું અફઝલ છે ? અને જો વધેલી રકમના ન વાસણો ખરીદી શકાય અને ન મસ્જિદ – મદ્રસામાં આપી શકાય, તો તે રકમનું શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચંદો આપનારા ભલે તમારા ગામના હોય કે બીજા ગામના, તેમને તબ્લીગી ઈજતિમાના જિમ્મેદારોને તે રકમ ખર્ચ કરવાના વકીલ બનાવ્યા છે. એટલે તે જિમ્મેદાર લોકો જે બહેતર સમજે, તેને અપનાવી શકે છે. તેની તેમને ઈજાઝત મળેલી છે.

તબ્લીગી જમાત માટે વાસણો ખરીદવા વધારે બહેતર છે. જેથી જયારે પણ જમાત ગામમાં આવે, એ જ વાસણોમાં તેમને ખવડાવવા પીવડાવવામાં આવે.

તે સિવાય બીજી જરૂરતની વસ્તુઓ પણ ખરીદી શકે છે. જેથી તબ્લીગી ઈજતિમાના મોકા પર પણ તે કામ આવી શકે અને આ જ ઉત્તમ ઉપાય છે. કારણ કે મદદ કરનારાઓએ તબ્લીગી ઈજતિમાને કારણે જ મદદ કરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૫૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ખરીદેલા મકાનમાંથી દટાયેલું સોનું મળ્યું, તો તે કોનું હશે ?

**સવાલ (૧૪૮૩) :** અમારા એક સાથીએ અમુક વર્ષો પહેલા એક બિન મુસ્લિમ પાસેથી જુનું મકાન ખરીદયું હતું. કેટલાક લોકોએ કહયું કે તે ઘરમાં જમીનની અંદર સોનું દાટેલુ છે, જયારે ખોદકામ કર્યુ તો ખરેખર તેમાંથી સોનું મળ્યું. સવાલ એ છે કે એ સોનું કોનું હશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો દાટેલું સોનું જમીનમાંથી મળ્યું અને તેના માલિકની ખબર છે અથવા કોઈએ તેની ઉપર પોતાની માલિકીનો દાવો કર્યો છે અને તે ગવાહોથી સાબિત કરી દે છે, તો સોનું તે માલિકનું છે. જો કોઈ માલિકની ખબર ન હોય, તો જેણે કાઢયું છે, તેનું થશે. (શામી : ૨ / ૩૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કરજદારે નફલ સદકો કરવો

**સવાલ (૧૪૮૪) :** ફઝાઈલે સદકાતમાં પાન નં. ૨૦ ઉપર સદકો કરવાના અનેક

ફઝાઈલ બયાન કર્યા છે. સવાલ એ છે કે જો કોઈ ગરીબના જિમ્મે કરજ હોય, તેમ છતાં સદકાના ફઝાઈલ મેળવવા માટે ખર્ચ કરે, તો શું શરઈ રીતે તેની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા કરજની અદાયગી ફર્ઝ છે. ફર્ઝને છોડીને, નફલ સદકો આપવો જાઈઝ નથી. કરજની અદાયગી પર શકિત હોવા છતાં હકદારનો હક રોકી રાખવો જુલ્મ છે.

એટલે પહેલા વાજિબ હક અદા કરવો જરૂરી છે. નફલ સદકો જાઈઝ નથી.

(બુખારી : ૧ / ૩૦૫, હદીસ નં. ૨૨૮૭, ૨૨૮૮)

અલબત્ત જો કરજ એટલું થોડુ હોય કે તેને અદા કરવાની શકિત છે. કંઈક સદકો કરવાથી કરજની અદાયગીમાં કોઈ અસર પડે નહીં, તો સદકો કરવામાં વાંધો નથી. સવાબ મળશે.

અથવા કરજ એવું હોય કે તરત અદા કરવું જરૂરી નથી અને કરજ આપનાર તરફથી હમણાં તકાદાનો ખતરો પણ નથી, તો પોતાની શકિત પ્રમાણે સદકો કરવામાં કોઈ વાંધો નથી. (અબૂદાવૂદ : ૧ / ૨૩૬, હદીસ નં. ૧૬૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મરહુમના નામથી સદકો આપતી વખતે કોના તરફથી નિય્યત કરવી ?

**સવાલ (૧૪૮૫) :** નફલ અથવા વાજિબ સદકો મરહુમના નામથી આપી શકાય છે કે નહીં ? મદ્રસાના સફીરો ચંદા માટે આવતા હોય છે, તેમની પાસે પાવતીઓ હોય છે, તો ચંદો આપતી વખતે મરહુમના નામથી સદકો લખાવી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિય્યતનો આધાર છે, ભલે ગમે તેનું નામ લખાવ્યું હોય. એટલે જેના તરફથી વાજિબ સદકો આપવામાં આવી રહયો છે, બહેતર છે કે તેના નામની પાવતી બનાવે. મરહુમ તરફથી ઈસાલે સવાબ કરવામાં આવે, તો એ રીતે લખાવે કે ફલાણાં મરહુમના ઈસાલે સવાબ માટે, નફલ સદકામાં મરહુમનું નામ લખવું પણ દુરુસ્ત છે. પરંતુ તેનો અસલ મકસદ મરહુમને સવાબ પહોંચાડવાનો છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૭) ટુંકમાં આપનારની નિય્યતનો આધાર છે. પાવતીમાં નામ

ગમે તેનું લખેલું હોય, જેના તરફથી આપવાની નિય્યત હોય, તેના તરફથી સદકો અદા થશે. (બહરુર્રાઈક : ૩ / ૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જરૂરત જેટલો માલ રાખીને બાકીનો સદકો કરવાની ઈજાઝત છે

**સવાલ (૧૪૮૬) :** શૈખુલ હદીસ મવલાના ઝકરિય્યહ (રહ.) ની ફઝાઈલે સદકાતના પાન નં. ૮ પર આયત લખેલી છે કે અલ્લાહ તઆલા બંદાથી કરજ માંગે છે, તે આયત સાંભળીને એક સહાબી (રદિ.) એ પોતાનો બાગ જેમાં ૬૦૦ ખજુરોના વૃક્ષો હતા, હુઝૂર (સલ.)ની સામે વકફ કરી દીધા અને પરિવારજનોને, જે તે બાગમાં જ રહેતા હતા, બહારથી અવાજ આપી કે આ બાગ અલ્લાહ તઆલાને કરજ આપી દીધો છે. તો હવે સવાલ એ છે કે શું સહાબી પાસે રહેવા માટે મકાન અને રોજી રોટીનો કોઈ બંદોબસ્ત હતો કે નહીં ? શું આજના જમાનામાં વ્યકિત ઉપર પોતાના પરિવાર માટે રોજી રોટી મેળવવી વાજિબ છે ? શું કોઈ બીજુ માધ્યમ સહાબી પાસે હતું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ ઉપર તેની પત્ની અને બાળકોનું ભરણપોષણ વાજિબ છે. વાજિબ હક અદા કર્યા પછી પતિને અધિકાર છે કે તે પોતાનો બધો માલ ખર્ચ કરી દે.

(દુર્રુલ હુક્કામ : ૧ / ૪૧૮)

હદીસ શરીફથી માલુમ થયું કે પોતાની જરૂરત જેટલો માલ રાખીને બાકીનો સદકો કરવાની ઈજાઝત છે, પરંતુ એવી રીતે સદકો કરવો કે જાતે મોહતાજ થઈ જાય અને બીજાઓની સામે હાથ લંબાવવો પડે, બહેતર નથી.

(બુખારી : ૨ / ૮૦૬, હદીસ નં. ૫૩૫૫)

ઉપરના કિસ્સામાં સહાબી પાસે માલ હતો કે નહીં, તેની ચર્ચા નથી, બીજા ઘણાં સહાબા (રદિ.) ના કિસ્સાઓમાં છે કે તેમને પોતાનો બધો માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી દીધો. ગઝવએ તબુકના મોકા પર હઝરત અબુબક્ર (રદિ.) ઘરમાં જે હતું તે બધુ લઈ આવ્યા, નબીએ કરીમ (સલ.) એ પૂછયું કે ઘરવાળાઓ માટે શું છોડયું ? તો જવાબ આપ્યો કે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ને છોડયા છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૩૬, હદીસ નં. ૧૬૭૮)

ટૂંકમાં એ તો સહાબા (રદિ.)ની શાન હતી. તે લોકો એક સાથે એક વર્ષનો સંપૂર્ણ ખર્ચ પોતાની પત્નીઓને આપી દેતા હતા તો વાજિબ હક અદા થઈ જતો હતો. પછી બધો માલ ખર્ચ કરવામાં કોઈ વાંધો ન હતો. એવી રીતે તેમના ઘરવાળાઓની એ જ શાન હતી કે તે લોકો ખુશીથી પોતાનો હક છોડવા માટે દરેક પ્રકારની કુરબાની આપવા, સંપૂર્ણ માલ અલ્લાહના રસ્તામાં અને જરૂરતમંદોની મદદમાં ખર્ચ કરવા અને દરેક હાલતમાં અલ્લાહથી રાજી રહેવા તૈયાર રહેતા હતા. તે બધી ખુબીઓમાં આપ (સલ.) તેમને અમલી માર્ગદર્શન પુરુ પાડતા હતા. અને આપ (સલ.)ની પવિત્ર પત્નીઓ ખભાથી ખભા મેળવીને આપ (સલ.) નો સાથ આપતી હતી.

ઉમ્મુલ મુઅમિનીન હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે ત્રણ દિવસનો ચાંદ અમે જોઈ લેતા હતા, છતાં અમારા ઘરે ચુલો સળગતો ન હતો. બે જ વસ્તુઓ પર ગુજરાન થતું હતું, ખજુર અને પાણી. (બુખારી : ૧ / ૩૪૯, હદીસ નં.૨૫૬૭)

બીજી રિવાયતમાં છે કે જયારે નબીએ કરીમ (સલ.) ની વફાત થઈ, તે વખતે આપ (સલ.) નું બખ્તર એક વેપારી પાસે ગીરો મુકેલું હતું.

(બુખારી : ૧ / ૪૦૯, હદીસ નં. ૨૯૧૬)

અનેક હદીસોથી સાબિત થાય છે કે જયારે વિજયો થયા અને ગનીમતનો માલ આવ્યો, તો આપ (સલ.) એ અમુક જમીનો પવિત્ર પત્નીઓ – અઝવાજે મુતહ્હરાતના ખર્ચ માટે રાખી હતી. તેનાથી બધી અઝવાજે મુતહ્હરાતને, પેદાશમાંથી આખા વર્ષનો ખર્ચ આપી દેતા હતા. પરંતુ ઉમ્મહાતુલ મુઅમિનીન ઉમદા શાનવાળી અને હિમ્મતવાળી હતી, તેઓ વર્ષભર બચાવીને રાખતી ન હતી. સંપૂર્ણ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી દેતી હતી.

(મુસ્લિમ : ૨ /૮૯, હદીસ નં. ૪૮–૧૭૫૭)

તો સહાબા (રદિ.) ની શાન અને તેમની હાલત જોતા તેમના માટે આ પ્રકારે કરવાની ઈજાઝત હતી. સહાબા (રદિ.)માં અધીરાઈ અને તકલીફથી ગભરાઈ જવાની કોઈ આદત ન હતી. માટે તેમને તેની ઈજાઝત હતી. આજે એવી હિમ્મત નથી અને પરિવારનો વાજિબ હક તો છે જ, એટલે તેનાથી બચવું જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કન્ઝ – ખજાનો કયા માલને કહે છે ?

**સવાલ (૧૪૮૭) :** ફઝાઈલે સદકાત પાન નં. ૧૩૯ પર શૈખુલ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિય્યહ (રહ.) એ લખ્યું છે કે હઝરત અબૂઝર ગિફારી (રદિ.) પણ તે જ સહાબામાંથી છે,જેમનો મસ્લક એ છે કે રૂપિયા – પૈસા બિલ્કુલ રાખવાની ચીજ નથી. એક દિરહમ જહન્નમનું ઈંધણ છે.

તો સવાલ એ છે કે જો એક દિહરમ જમા કરવું ઈંધણ છે, તો ઝકાત અને હજ તો માલ જમા થવા પર વાજિબ છે અને ઈસ્લામ માલનો વિરોધી નથી. પછી હઝરત અબૂઝર ગિફારી (રદિ.) ના વાકયનો શું અર્થ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કન્ઝ – ખજાનો માત્ર તે માલને કહે છે, જેની ઝકાત અદા કરવામાં આવી ન હોય, એવો માલ અલ્લાહના અઝાબનું કારણ બને છે.

(સૂરએ તવબહ : ૩૪, ઉમ્દતુલ કારી : ૮ / ૨૪૮, ૨૪૯)

હઝરત અબૂઝર ગિફારી (રદિ.)ની ખાસ હાલતને કારણે આપ (સલ.) એ તેમને તાલીમ આપી હતી કે દુનિયા અને તેના માલથી બિલ્કુલ દૂર રહેવું, તેમનો અમલ તેની ઉપર હતો. તેમ છતાં હઝરત અબૂઝર (રદિ.) બધા માટે તેને જરૂરી સમજતા હતા. એ તેમની પોતાની વિચારસરણી હતી. જેમાં તેઓ અલગ હતા. બીજા સહાબા (રદિ.)નો આ મસ્લક ન હતો. (બુખારી : ૧ / ૧૮૯, હદીસ નં. ૧૪૦૭, ૧૪૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



# મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ, કોસંબા, જી. સુરત

**બ–યાદગાર હઝરત મુફતી અહમદ બેમાત (રહ.)**

સ્થાપના ૧૪૩૫ હિ.સ. મુતાબિક : ૨૦૧૫ ઈસ્વી

રજીસ્ટ્રેશન નંબર : E / 3409 / BHARUCH

**સરપરસ્ત :** હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત સાહેબ (દા.બ.)

ફકીહે ગુજરાત હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) ના નેક સુપુત્ર અને કોમ તેમજ માનવતાના હમદર્દ, હિતેચ્છુ હઝરત હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત (મ.ઝિ.) (ખાદિમ મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા અને વ્યવસ્થાપક કમિટી સભ્યઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી) ના પ્રયત્નોથી જાન્યુઆરી ઈ.સ. ૨૦૧૫માં એક કલ્યાણકારી અને ખૈરાતી સંસ્થા "મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ"ની સ્થાપના થઈ તેની સેવાઓ નીચે પ્રમાણે છે.

## મકાતિબ વિભાગ :

અલ્હમ્દુલિલ્લાહ ! આ સંસ્થાની દેખરેખ હેઠળ છ મકાતિબ કામ કરી રહયા છે. તેમાં ૫૦૦થી વધારે તલબા અને તાલિબાત તાલીમ લઈ રહયા છે. હિફઝની ચાર અને દરજએ નાજિરહની, વિવિધ સમયની અલગ અલગ કલાસો ચાલે છે. ૧૬ આલિમો અને ૩ આલિમાઓ ખિદમત આપી રહયા છે.

નોંધ : મકાતિબ માટે ટ્રસ્ટ પાસે પોતાની ઈમારત નથી, એટલે ભાડુ, વિજળી બિલ, અસાતિઝાના પગાર વગેરેનો ખર્ચ વધુ થાય છે. માત્ર મકાતિબના વહીવટમાં વાર્ષિક પંદર લાખથી વધુ ખર્ચ થાય છે. આટલી મોટી રકમની વ્યવસ્થા કરવી ખરેખર ખૂબ જ મુશ્કિલ છે. અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે લુલાત અને મુલ્લા ફેમેલીને કે તેઓ દર મહિને અસાતિઝહના પગારનો ઈન્તિઝામ કરી મકાતિબ વિભાગમાં સંપૂર્ણ સાથ સહકાર આપે છે. અલ્લાહ તઆલા બન્નેવ જહાંમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે. આમીન.

## મદારિસને સહાય :

બીજા રાજયોના પછાત વિસ્તારોમાં ચાલતા વિવિધ મદ્રસાઓના બાંધકામની જરૂરત અને ત્વરિત ઉત્પન્ન થતા તકાદાઓની પૂર્ણતા માટે મોટી રકમની જરૂર પડે છે. તેના માટે ટ્રસ્ટના સરપરસ્ત હાફિઝ અસ્જદ સાહેબ સતત પ્રયત્નો કરે છે અને ઈમ્દાદ પહોંચાડતા રહે છે.

## બોરિંગની વ્યવસ્થા :

વેરાન–ઉજ્જડ વિસ્તારોમાં બોરિંગ અને પાણીનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવે છે. રાજસ્થાન, યુ.પી., આસામ અને બંગાળના વિવિધ વિસ્તારોએ તેનાથી લાભ ઉઠાવ્યો છે.

## કુર્બાનીની વ્યવસ્થા :

આ સંસ્થા દ્વારા આસામ, બિહાર અને ગુજરાતના પછાત અને અંતરિયાર ગામોમાં મુસ્લિમોને બકરી ઈદનો એહસાસ કરાવવા દર વર્ષે કુર્બાનીનો બંદોબસ્ત કરવામાં આવે છે અને જરૂરતમંદો સુધી ગોશ્ત પહોંચાડવામાં આવે છે.

## ઉલમાએ કિરામ, ઈમામ સાહેબો અને મુઅઝ્ઝિનોની ખિદમત :

આપણે બધા જાણીએ છીએ કે મસ્જિદના ઈમામો અને મદ્રસાના મુદર્રિસોનો પગાર ખૂબ જ ઓછો હોય છે. એટલા માટે વિવિધ મદ્રસા અને મસ્જિદોના ઈમામોને અને મુઅઝ્ઝિનોને ટ્રસ્ટ ખાનગીમાં એક નક્કી કરેલ રકમ દર મહિને આપે છે.

## સ્કોલરશિપ :

મદારિસના તલબા અને તાલિબાત માટે વ્યકિતદીઠ પાંચ હજાર રૂપિયા પ્રમાણે સ્કોલરશિપ આપવામાં આવે છે. હમણાં સુધી તેનાથી અનેક તલબા અને તાલિબાતે ફાયદો ઉઠાવ્યો છે.

## પ્રકાશન વિભાગ :

આ સંસ્થાનો એક અગત્યનો વિભાગ છે, જે 'મુફતી બેમાત એકેડેમી'ના નામથી પ્રખ્યાત છે, તેના તાબા હેઠળ મુફતી અહમદ બેમાત(રહ.)ના વિવિધ સંપાદનો પ્રકાશિત થઈ ચુકયા છે. અને તેનાથી અવામ અને ખવાસે ફાયદો ઉઠાવ્યો છે.

## સિવણ કલાસ :

આ ટ્રસ્ટના તાબા હેઠળ સિવણ કલાસ પણ ચાલે છે. તેમાં સોળ મશીનો છે. અનેક મોટી ઉમરની સ્ત્રીઓ અને છોકરીઓ તેનાથી ફાયદો ઉઠાવી પગભર થઈ ચુકી છે.

આ ટ્રસ્ટના પ્રોગ્રામ અને ઈરાદા ઘણાં છે. ટુંકી મુદ્દતમાં અમે જે કંઈ કર્યુ છે તે ઘણું ઓછું છે. દુઆ કરો કે અલ્લાહ તઆલા આ સંસ્થાની બધી જરૂરતોને ગૈબથી પુરી ફરમાવે અને તેમાં પ્રયત્નો કરનારાઓની ખાસ મદદ ફરમાવે. આમીન !

**મવલાના ખલીલ અહમદ લુલાત નદવી (દા.બ.)**

પ્રમુખ : મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ મો.નં. : ૦૯૪૦૮૭૪૬૬૬૪

Email : khalilahmedlulat@gmail.com

# દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલીની ૨૯ વર્ષની ખિદમાત પર એક નજર

(૧) મદ્રસાની સ્થાપના : ઈ.સ. ૧૯૯૦

(૨) પ્રથમ સરપરસ્ત : હઝરત મૌલાના સૈયદ અસ્અદ મદની (રહ.)

(૩) હાલના સરપરસ્ત : હઝરત મૌલાના સૈયદ મહમૂદ મદની દા.બ.

(૪) સ્થાપક તથા પ્રથમ મોહતમીમ : હઝરત મૌલાના મુફતી અહમદ બેમાત (રહ.)
કાર્યકાળ મુદત : ૧૯૯૦ થી ૧૨ ફેબ્રુઆરી ૨૦૦૪

(૫) બીજા મોહતમીમ : હઝરત મૌલાના અમજદ મુફતી અહમદ બેમાત (રહ.)
કાર્યકાળ મુદત : ૧૫ ફેબ્રુઆરી ૨૦૦૪ થી ૧ જાન્યુઆરી ૨૦૧૬

(૬) હાલ મોહતમીમ : મૌલાના અજવદ મુફતી અહમદ બેમાત સા.

(૭) તાલીમી વિભાગ : આલિમ કલાસ, ઈફતા કલાસ, અરબીક અદબ, કારી કલાસ, હાફિઝ કલાસ, નાઝિરહ કલાસ, અંગ્રેજી કલાસ, સિવણ અને કોમ્પ્યુટર કલાસ.

(૮) ૨૯ વર્ષની કારકિર્દી :

| મુફતી થયેલ ઉલમા | ૬૨ | અદીબ થયેલ ઉલમા | ૦૬ |
|---|---|---|---|
| આલિમ થયેલ તલબા | ૧૫૩ | હાફિઝ થયેલ તલબા | ૬૩૦ |
| કારી થયેલ તલબા | ૭૬ | ટેલર થયેલ તલબા | ૨૬ |

(૯) ચાલુ વર્ષ ૨૦૧૯ – ૨૦ ની કારકિર્દી :

| આલિમ થયેલ તલબા | ૧૪ | હાફિઝ થયેલ તલબા | ૧૭ |
|---|---|---|---|
| કારી થયેલ તલબા | ૦૭ | ટેલર થયેલ તલબા | ૧૨ |

(૧૦) ખિદમત આપનાર ઉસ્તાદોની કુલ સંખ્યા : ૩૪
અન્ય સ્ટાફ : ૧૪ કુલ સ્ટાફ : ૪૮

(૧૧) મદ્રસાનો વાર્ષિક ખર્ચ : ૧,૦૦, ૩૨,૨૫૦. ૦૬/ –


મદદ તથા પત્ર વ્યવહાર માટેનું સરનામું
દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત
મૌલાના અજવદ મુફતી અહમદ બેમાત
મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાત
૩૯૪૧૧૫ સંપર્ક નં. ૦૨૬૪૬ ૨૭૪૨૪૩ – ૯૮૫૪૮ ૮૫૦૮૬
Email : www.darululoomkarmali.com www.madni.darul@gmail.com


M.K. Offset Printers, Delhi (M) 9810093901